॥ ૐ ॥

# જુલમી જાલીમ

અથવા

## ધ્રુજતી ધરા.

લેખકઃ-સત્યેન્દ્રપ્રસાદ, સાંકળેશ્વર મહેતા.
શાહપુર, મહેતાપોળ-અમદાવાદ.

પ્રકાશકઃ-
બુકસેલર, કચરાભાઈ, વનમાળીદાસ પટેલ.
મોટી હમામ-અમદાવાદ.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૪. સને ૧૯૧૮.

કિમ્મત રૂ. ૧-૧૨-૦.

## સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા કૃત
## નવલકથાઓ.

| | | |
|---|---|---|
| તરૂણ તપસ્વિની (સચિત્ર, આવૃત્તિ બીજી) | ભા. ૧ લો. કીં. | ૧—૮—૦ |
| તરૂણ તપસ્વિની | ભા. ૨ જો. ,, | ૧—૮—૦ |
| કાળરાત્રિનું ખૂનીખંજર (સચિત્ર, આ. બીજી) | ભા. ૧ લો. ,, | ૧-૧૨-૦ |
| કાળરાત્રિનું ખૂનીખંજર (આવૃત્તિ બીજી) | ,, ૨ જો. ,, | ૧-૧૨-૦ |
| વસંત-વિજય યાને ચઢતી પડતીના ચમત્કાર | ,, ૧ લો. ,, | ૧—૮—૦ |
| રણઘેલા રજપૂત | ,, | ૧—૮—૦ |
| જુલ્મી જાલીમ અથવા ધ્રુજતી ધરા | ,, | ૧-૧૨-૦ |
| કુન્જ-કિશોરી | ,, | ૧—૪—૦ |
| કુમુદકુમારી (સચિત્ર, આવૃત્તિ બીજી) | ,, | ૧—૮—૦ |
| પદ્મલતા યાને કંટકમાં ગુલાબ. (છપાય છે. સચિત્ર આ. બીજી) | ,, | ૧-૧૨-૦ |
| કુસુમકાન્ત યાને સંસાર શેત્રંજ (છપાય છે.) | ,, | ૨—૦—૦ |

લખો:—સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.

શાહપુર, મહેતાપોળ—અમદાવાદ.

અમદાવાદમાં ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# પ્રસ્તાવના.

આ વિસમી સદીના વિચિત્ર જમાનામાં કેળવણીના શુભ પ્રભાવથી ગુર્જર ગિરામાં અનેકાનેક પુસ્તકો બહાર પડતાં દૃશ્યમાન થાય છે; એ એક સૌભાગ્યનું ચિહ્ન છે. અજ્ઞાનતા, ઇર્ષ્યા, કુસંપ વગેરે અનેક દુર્ગુણોથી આપણી પવિત્ર ભૂમિની દુર્દશા થઇ છે. આ નવલકથામાં મધુપુર નામક નગરના વિષયાંધ–સ્વાર્થાંધ અને જુલમગાર રાજા જાલીમસિંહની પ્રપંચજાળોથી અનેક પવિત્ર જનો દુઃખી થાય છે. અન્યાયીને પ્રથમ ક્ષણીક સુખ દેખાય છે, પણ તે સુખનો નાશ થતાં તેને સદાકાળ દુઃખમાં રીબાવું પડે છે અને સત્યવાદી પવિત્ર જનોને ચિરકાળનું દૈવીસુખ પ્રાપ્ત થાય છે. આ નવલકથાનો મૂળ ઉદ્દેશ એ છે કે આ સંસારમાં જન્મ ધારણ કરી પ્રત્યેક મનુષ્યે સત્ય માર્ગે પ્રયાણ કરી જીવન ઉજ્વળ કરવું જોઇએ. મનુષ્યાજન્મ દેવને પણ દુર્લભ હોય છે; તેમજ આ સ્વર્ગ સદન સમાન પવિત્ર ભારતવર્ષમાં જન્મ લેવો એ પૂર્વનાં પૂણ્યનો પ્રતાપ છે. તો અન્યાય માર્ગે ગમન કરી પાપકર્મમાં તદ્રુપ બની મનુષ્ય જન્મને વૃથા ગુમાવવો એ ઘણું શોકકારક છે. દયા, દાન, સ્વદેશ સેવા અને પરોપકાર એ આ ભારતનો પ્રાચીન ધર્મ છે, તેને કોઇએ ભૂલી જવું જોઇએ નહિ. અતિશય અવિવેકે વર્તનારની આખરે અવદશા થાય છે એ જાલીમસિંહના દ્રષ્ટાંતથી સમજાવવામાં આવ્યું છે.

આ પુસ્તક લખવાનો મારો બિલકુલ વિચાર નહોતો; પરંતુ આ પુસ્તકના પ્રકાશકની ઇચ્છાને આધિન થઇ મારે મારૂં પુસ્તક લખવાનું અધુરૂં મૂકી આ પુસ્તક લખી આપવું પડયું છે. આ પુસ્તક લખતી વખતે શરીર પણ ઘણું અસ્વસ્થ રહેતું હતું; તેથી બરાબર

ધ્યાન અપાયું નથી. તેમજ એક માસના ટુંક અરસામાં લખી છપાવી બહાર પાડવું પડયું છે, તેથી અનેક ભૂલો દૃષ્ટિગોચર થશે; તે સુધારીને વાંચવા વાંચક વર્ગ કૃપા કરશે એવી આશા છે. આ પુસ્તકની પહેલાં મારે મારૂં પુસ્તક "**કુસુમકાન્ત યાને સંસાર શેત્રંજ**" કે જેની જાહેર ખબર બહાર પાડગે લગભગ બે વરસ થવા આવ્યાં છે; અને તેના અગાઉથી ગ્રાહક થઇ ઘણા ગૃહસ્થોએ નામ પણ નોંધાવેલાં છે. તે પુસ્તક મ્હેં લખી છપાવવું શરૂ કર્યું. તેના દશેક ફોર્મ છપાયા એટલામાં તો આ સુપ્રસિદ્ધ નગરમાં પ્લેગે ભિષણ સ્વરૂપ ધારણ કર્યું; લોકો નાશભાગમાં પડયા, છાપખાના બંધ થયાં અને મારી પણ તબીયત એકાએક બગડી આવી. ઘણા દિવસ કષ્ટ સહન કરવું પડયું; આથી તે પુસ્તક છાપવાનું કામ બંધ રહ્યું. હાલમાં પ્રભુ કૃપાએ શરીર સ્વસ્થ હોવાથી સદહું પુસ્તક છાપવાનું કામ ત્વરાથી ચાલે છે; તે છપાઇ બંધાઇ તૈયાર થઇ આવતા માસની આખરે બહાર પડશે.

આપણા લોકોમાં એક એવો નિયમ હોય છે કે સામાનું સારૂં જોઇ અન્ય જનો બળી જાય છે અને તેને હરેક પ્રકારે નુકશાન પહોંચાડવાના પ્રયત્નો કરે છે. આમાં એકલાં અજ્ઞાન માણસો હોતાં નથી, પણ સારા જ્ઞાનિયો અને વિદ્વાનો પણ હોય છે. પરંતુ આખરે સત્યનેજ ન્યાય મળે છે એ કોઇનાથી અજાણ્યું નથી.

વાચકો સારા ખોટાની કદર સારી રીતે કરી જાણે છે એટલે એ વિષે વધુ વિવેચન કરવું અયોગ્ય ગણાય; પરંતુ મારે એટલુંતો કહેવું પડશે કે જ્યારે આ દેશના વિદ્વાન નેતાઓ સર્વત્ર ઐક્યતા અને બંધુત્વ પ્રકટાવવાને પ્રયાસ કરી રહ્યા છે, ત્યારે સુજ્ઞજનોએ વિઘ્ન સંતોષી અને સ્વત્નદ્વેષી થવું ઘટતું નથી. એવા દ્વેશથીજ આ પવિત્ર ભૂમિની હાલ અવદશા થઇ રહી છે. માતૃભૂમિની અવદશા થવાના કારણભુત

રત્નદ્વેષી, વિઘ્નસંતોષી વગેરે અપવાદ રૂપ ગુણો ધરાવનારાજ ગણાય છે. પરમાત્મા સર્વને શુભ બુદ્ધિ પ્રકટાવી એક બીજાની પ્રત્યે પ્રેમ રાખતાં શીખવાડે એજ મારી પ્રાર્થના છે. આ નવલકથામાંથી પણ સુજ્ઞ વાચકવર્ગ સારાસાર ગૃહણ કરશે એવી આશા રાખું છું.

વિક્રમાર્ક ૧૯૭૪.
વૈશાખ, અક્ષયત્રતિયા.
શાહપુર-મહેતા પોળ.
**અમદાવાદ.**

લી.
**સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.**

---

# અનુક્રમણિકા.

# શુદ્ધિપત્ર.

| પાનું. | લાઇન. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૩૬ | ૨૦ | કન્યા. | પુત્રવધુ. |
| ૧૩૬ | ૨૦ | સત્યપુરના. | તમારા |
| ૧૩૬ | ૨૪ | તમે એક નાના રાજાના છોકરા સાથે. | તમે એક નાના રાજા થઇ તમારા પુત્ર સાથે. |
| ૧૩૭ | ૩ | મારી પુત્રીને. | મારા મિત્રની પુત્રીને. |
| ૧૩૭ | ૧૬ | તમારી. | તે. |
| ૧૩૭ | ૧૯ | બીજાની સાથે | તમારા પુત્ર સાથે. |
| ૧૩૭ | ૨૧ | તમારી. | તમારી પુત્રવધુ. |
| ૧૩૮ | ૧ | મારી. | મારી પુત્રવધુ. |
| ૧૪૦ | ૧૪ | એક પિતા તેની પુત્રીના સંબંધમાં | એક રાજા તેની પુત્રવધુના સંબંધમાં. |

**સૂચના**—આ પ્રમાણે આ પુસ્તકના નવમા ફોર્મમાં ભૂલો રહી ગઇ છે; તેનું કારણ આ પુસ્તક જલ્દીથી છપાઇ બહાર પાડવાની પ્રકાશકની ઇચ્છા અને મારા શરીરની અસ્વસ્થતા. આને માટે હું વાચક વર્ગને સુધારીને વાંચવાની વિનંતી કરૂં છું. **સત્યેન્દ્ર.**

# જુલ્મી જાલીમ

અથવા

## ધ્રુજતી ધરા.

### પ્રકરણ ૧ લું.

"સંકટમાં સપડાએલી સુંદરી"

દયાવી દુષ્મને દુઃખમાં, દયાળુ રે'મ લાવોને,
થયો અપરાધ મારો શું, પ્રભુ અહિંથી છોડાવોને.

સૂર્ય ભગવાન સ્વસ્થાનકે જવાની તૈયારી કરી રહ્યા હતા; આકાશમાં સિંદુરીયો રંગ પથરાયેલો હતો. પક્ષીઓ ઝડપથી માળા તરફ ગમન કરી રહ્યાં હતાં. ગાયો બકરાંનાં ટોળાં તેમના માલીકને ઘેર જવાને ઝડપથી ચાલ્યાં જતાં હતાં. તેમની પાછળ રખેવાળ ભરવાડો ખભાપર લાકડીઓ મૂકી ચાલતા હતા અને વચ્ચે વચ્ચે આડાં અવળાં જતાં જાનવરોને ડચકારતા હતા; અંતે ભાસ્કર ભગવાન પણ નભમાં અદ્રષ્ય થઇ ગયા; સૃષ્ટિ સૌન્દર્ય રમણિય જણાવા લાગ્યું. ઉનો પવન શીતળતાનો ગુણ ધારણ કરી શરીરને સુખ આપવા લાગ્યો. આવા ખુશનુમા સમયે મધુપુરનામક નગરની બહાર આવેલી ઝાડીના એકાન્ત સ્થળે એક નાનો મહેલ આવેલો હતો. તે મહેલની આસપાસ કાળાં વસ્ત્ર-ધારી સૈનિક સિપાહીઓ ખભાપર બંદુકો મૂકી પહેરો ભરી રહ્યા હતા. એ

મહેલની ત્રણ બાજુએ ગાઢી ઝાડી અને ચોથી બાજુએ મહિસાગર સરીતાનો પ્રવાહ આવેલો હતો. તે મહેલની ઉપરના એક શૃંગારેલા ઓરડામાં એક સુંદર રમણી નીચું વદન કરી અશ્રુ વિસર્જન કરતી બેઠી હતી. તેનું ગૌરમુખ નિસ્તેજ જણાતું હતું. તે વારંવાર ગભરાટથી આસપાસ જોઈ સાડીના છેડાથી આંસુ લ્હોતી હતી. એવી રીતે થોડીક-વાર સમય ગુમાવી તે ઉભી થઇ; અને પછી તે ઓરડાની બારી ઉઘાડી ખુલ્લા જરૂખામાં આવી સરિતાના પ્રવાહ તરફ જોઇ રહી. ભિપણ અંધકાર પૃથ્વી પર પથરાયો હતો.

પવનની મધુરી લ્હેરો આવતી હતી. નદીનું જળ પત્થર સાથે અથડાઇ અવાજ કરી રહ્યું હતું. જરૂખામાં ઉભેલી રમણી ઘણી વાર સુધી નદીના વહેતા જળ સામે જોઇ રહી અને અંતે એક નિઃશ્વાસ નાખી મન સાથે બોલીઃ—“હાય ! દુરાત્મન્ જાલીમસિંહ આજે આવશે ને મારો વિચાર પૂછશે. તે વખતે હું તેને શું જવાબ આપું? આજકાલ કરતાં કેટલાએ દિવસથી તેને સમજાવી દુઃખમાં દિવસો નિર્ગમન કરૂં છું. ઓ પ્રભુ ! જો મારા ભાગ્યમાં આવું અસહ્ય દુઃખ લખાએલું હતું તો શામાટે મને રાજ્યકુળમાં જન્મ આપ્યો ? પ્રભુ ! દયા કરો દયા કરો, સિંહના પંજામાં ફસાએલું ઘેટું કયાં સુધી પ્રાણ ધારણ કરી શકશે ? જાલીમસિંહ ! ત્હેં હદ કરી છે. મિત્ર સ્વરૂપના સર્પ શત્રુની ગરજ સારી છે. ખરેખર ! તું મનુષ્ય નથી પણ રાક્ષસ છે. રાજાના અવતારમાં, ક્રૂર કર્મ કરનાર નરાધમ છે. ઓ દુષ્ટ રાજા ! આનો જવાબ આપવો તને ભારે થઇ પડશે. તું એમ સમજતો હોઇશ કે દારૂણ દુઃખમાં દબાવવાથી આ પુષ્પા તારી પશુવૃત્તિને તાબે થશે, પણ ના, ના, તું ભૂલે છે, આ પુષ્પા પ્રાણ કરતાં ધર્મને શ્રેષ્ટ સમજે છે.” આમ બોલતી તે બાળા વિચારમાં પડી. વિચારને અંતે માતા—

પિતા વગેરે સ્નેહિજનોને યાદ કરી રડવા લાગી. તેણે ઘણીવાર સુધી રૂદન કરી હૃદયને હલકું કર્યું. તે પછી આંસુ લ્હોઇ પુનઃ આત્મગત બોલીઃ–"અરેરે ! હું અહિં છું તેની કોઇને શી રીતે ખબર પડે. મારાં માતા–પિતા વગેરે તો એમજ સમજતાં હશે કે પુષ્પા મરી ગઇ હશે. પણ ના, ના. હું જીવું છું. પાપીના કારાગૃહમાં જીવન ગુજારૂં છું. પુષ્પાયુધ ! વ્હાલા ! તું કયાં હોઇશ ! આવ, આવ. અહિં આવ અને એકવાર તો આ દુઃખીઆરીના દેદાર નિહાળ. આ પુષ્પા ! તારી આશાએજ અદ્યાપિપર્યંત જીવન ધારણ કરી રહી છે. હૃદયાત્મા આશ્વાસન આપે છે કે પુષ્પાયુધ અવશ્ય તારો ઉદ્ધાર કરશે. જો કે આ જુલ્મી જાલીમ રાજાને દંડ દેવા કોઇ સમર્થ નથી; પણ તું–વ્હાલા તુંજ આ પુષ્પાના પ્રેમની ખાતર આખરે તે દુષ્ટને દંડ દેવા તૈયાર થઇશ. મારો આધાર ફક્ત તુંજ છે. ચાતક મેઘની રાહ જુવે એમ હું તારી રાહ જોઇ રહું છું. મને સ્વપ્નામાં પણ તારા આવવાના ભણકાર ભાસે છે. આ કાન તારા આગમનનો ધ્વની સાંભળવાને આતુર થઇ રહ્યા છે. આ ચક્ષુઓ તારા માર્ગની પ્રતિક્ષા કરી રહી છે. વ્હાલા ! મારા ઉદ્ધારક દેવ ! આવ, અને આ કસાઇના કારાગૃહમાંથી મને મુક્ત કર. "

આમ બોલતી તે બાળા આંખ્યોમાંથી અશ્રુ વહેવરાવવા લાગી. " પુષ્પાયુધ ! આ છેલ્લી રાત્રિ છે. તારી પુષ્પા હવે થોડા સમયની મહેમાન છે. હમણાંજ તે દુષ્ટાત્મા આવશે. તે તેની નીચ વૃત્તિ જણાવશે કે તરત આ પુષ્પા પ્રાણનું વિસર્જન કરશે. હાય ! તારો અને મારો મેળાપ હવે સ્વર્ગમાં થશે." કહી તે બાળાએ ઉંચે દૃષ્ટિ કરી એક ગાઢ નિશ્વાસ નાખ્યો. તેણે આસપાસ નજર કરી. ઘોર અંધકાર વ્યાપેલો હતો. આકાશમાં વરસાદ છવાયો હતો. વિજળીઓના ચમકારા થતા હતા. પવન પાણીનાં મોજાંને ઉંચે ઉછાળતો હતો. આવું

જોઇ તે બાળા પુનઃ બોલી ઉઠીઃ–"ભયંકર કાળી રાત્રિ! અત્યારે તું મને ઘણીજ પ્રિય લાગે છે. આ દુઃખી પુષ્પા તારા ભિષણ અંધકારમાં સદાને માટે અદૃષ્ય થવાને ઇચ્છે છે; પણ–પણ...વ્હાલા પુષ્પાયુધને ફક્ત એક વાર જોવાની પ્રબળ ઇચ્છા ઉત્પન્ન થાય છે. હાય! શું કરૂં, મને કંઇ સમજ પડતી નથી, સમય જતાં ધિરજ રહેતી નથી. હા! મારી આ શું દશા! રાજ્યકન્યા પુષ્પાવતીની આ કેવી કંગાલ દુર્દશા! ચાલ જીવ! મનની મનમાંજ સમાશે, હમણાં દુષ્ટ આવશે ને મને સતાવશે. બસ તે પહેલાંજ આ સરિતાના પ્રવાહમાં પડતું નાખી આ દુઃખમાંથી છૂટી થાઉં." આમ નિશ્ચય કરી તે બાળા જરૂખાના એક છેડા પર આવીને ઉભી રહી. તેણે નીચે દૃષ્ટિ કરી; પણ અંધકારને લીધે કશું જોઇ શકી નહિ. તે સાડીનો કચ્છ મારી તૈયાર થઇ પુનઃ તેણે દુઃખી હૃદયે એકવાર આસપાસ નજર કરી. પણ તેના દુઃખમાં આશ્વાસન આપનાર કોઇ જણાયું નહિ. પોતાને કંગાલ મ્હોતે મરવું પડે છે એમ જાણીને તે રડી પડી અને છેવટે મરવાનો દૃઢ નિશ્ચય કરી પ્રવાહમાં પડવાને તત્પર થઇ. તેણે એક પગલું આગળ ભર્યું, પણ મરવાની હિંમત ચાલી નહિ. અંતરાત્મા આત્મહત્યાના નિશ્ચયને ડગાવવા લાગ્યો; આખરે એ કોમળ બાળા પાછી ખસી નીચે બેઠી. તેના કોમળ કંઠમાંથી દુઃખમય ગાન નીકળવા લાગ્યું.

" સૂજ ન પડેરે પિયુ પ્યારા, હૈયે આંસુ ટપકે ચોધારાં,
ભર વસ્તીમાં નાથ નોધારાં,
આવ્યા મરણ શરણના વારા.........સૂજ.

બધી મનની મનમાં સમાતી, કળી ખીલ્યા પ્હેલાં કચરાતી,
આશા ગાય છચોક છુંદાતી–હાં–હાં.........સૂજ.

અમે પંથી તો જઇએ સ્વદેશે, પ્રેમી શોક વસ્યા પરદેશે,
પુંકે હિસાબ પાઠવશે..................સૂજ.

સ્વ. ઝવેરી.

આમ બોલતી તે બાળા ડસકાં પર ડસકાં ભરી રડવા લાગી. તેના ડસકાંના અવાજથી પાસેના ખંડમાં નિદ્રાવશ થએલી એક યુવાન સુંદરી જાગી ઉઠી. તે તત્કાળ ઉભી થઇ અને જરૂખામાં આવી ઉભી રહી. તેને જોતાંજ પુષ્પાવતીએ મોટેથી રડી દીધું. તેને આશ્વાસન આપતી તે રમણી કહેવા લાગીઃ—"બ્હેન ! આવી રીતે રડવાથી શું તારૂં દુઃખ ઓછું થશે ? માટે શાન્ત થા. પ્રારબ્ધમાં લખાએલું દુઃખ ભોગવ્યા સિવાય છૂટકો નથી. બ્હેન ! ધિરજ ધર, રડીશ નહિ." કહી તે રમણી તેની પાસે બેઠી અને તેનાં આંસુ લ્હોવા લાગી. પુષ્પાવતી તેના ખભા પર માથુ નાંખી રડતે–રડતે કહેવા લાગીઃ "વિમળા ! બ્હેન ! હું શું કરૂં ? આ જીવન હવે ઝેર જેવું લાગે છે. સમય જાય છે એમાં પાપીના આવવાના ભણકાર લાગે છે. મારા પ્રારબ્ધમાં સુખ લખાએલું નથી; તેમ મારાથી હવે પાપીનો ત્રાસ પણ સહન થતો નથી. હવે મારૂં શ્રેય પ્રાણ ત્યાગમાંજ સમાએલું છે. વિમળા ! કહે મારે હવે શું કરવું ?"

"ધિરજ અને ઇશ્વરપર શ્રદ્ધા રાખ્યા વિના છૂટકો નથી. બ્હેન ! તું જાણે છે કે મને પણ તે નરાધમે મારા સ્વજનથી વિખૂટી પાડી અહિં પૂરી રાખી છે. તુંજ વિચાર કરને કે તે ચંડાળે મારી ઉપર જુલ્મ ગુજારવામાં કંઇ બાકી રાખ્યું છે ? માટે હવે તો ધિરજ ધરીને રહેવું. ગભરાવાથી કંઇ વળનાર નથી. આપણે દુઃખી છીએ તે ઇશ્વિર જાણે છે; તે અવસ્ય આપણને પાપીના કોપમાંથી બચાવશે, કારણ કે તે પરદુઃખભંજન કહેવાય છે." વિમળાએ શાન્તિ આપી.

"બ્હેન ! આટલા દિવસ તો ગમે એમ કરીને ગુજાર્યા, પણ આજે આત્મહત્યા કર્યા વિના છૂટકો નથી. જો તેમ નહિ થાય તો આજે અવસ્ય મારા શિયળનો ભંગ થશે. ધર્મનો નાશ થતાં મર-

ણુને મળવું લાખ દરજ્જે ઉત્તમ છે." કહી પુષ્પાવતી વિમળાની સામે જોઇ રહી. વિમળા પણ શું કરવું તેના વિચારમાં પડી.

રાત્રિના બીજા પ્રહરનો સમય થયો હતો. સર્વત્ર શાન્તિ છવાએલી હતી. આકાશમાં છવાએલો વર્ષાદ ધીમે ધીમે વરસતો હતો. વિજળીના ચમકારા ઉપરા ઉપરી થતા હતા. આવા ભયંકર સમયે મહિ માતામાં એક મછવો તીરવેગે ચાલી આવતો જણાયો. પવન અનુકૂળ હોવાથી થોડી વારમાં તો એ મછવો કિનારે આવ્યો. તેમાં એક નાનું ફાનસ સળગતું હતું. તેના પ્રકાશમાં અંદર બે માણસો બેઠેલા જણાયા. તેઓએ મછવાને બરાબર મહેલની પછીત સામે લાવીને અટકાવ્યો. બાદ તરત અંદરથી એક બળવાન બાંધાનો યુવક નીચે ઉતર્યો. તે યુવકે તેનું સમસ્ત શરીર કાળા જભ્ભાથી ઢાંકયું હતું. મુખપર બુકાની બાંધેલી હતી. તેનો દેખાવ ભયંકર જણાતો હતો. તેણે થોડીવાર કિનારા ઉપર ઉભા રહી મહેલની સામે જોયા કર્યું. એટલામાંજ તેના સાથીદારે પૂછ્યું:–"કેમ તે મહેલ આજ કે ?"

"હા" કહી તેણે કાળા જભ્ભામાંથી એક નાનું ફાનસ કાઢયું; અને તેની કળ ફેરવી તેનો પ્રકાશ મહેલની ઉપરના ભાગમાં ફેંકયો. જરૂખો જોતાંજ તે આનંદથી સાથેના માણસને કહેવા લાગ્યો:— "દોસ્ત! કામ પાર."

"એમ! તો હવે ન કરો વાર; કારણ કે આપણે માટે આ સમય અમૂલ્ય છે. તમે જલ્દીથી ઉપર ચઢી જાઓ અને કામ પૂરૂં કરી નીચે ઉતરી આવો. હું અહિં ઉભો છું." કહી તે માણસે મછવા- માંથી એક સીડી બહાર કાઢી મહેલની પછીતે ગોઠવી. કિનારા ઉપર ઉભેલો માણસ જાઉં છું કહી સીડી ઉપર ચઢવા લાગ્યો; અને અલ્પ સમયમાંજ ઉપર ચઢી જરૂખામાં આવીને ઉભો. તેના આવવાના અવા-

જથી બન્ને અબળાઓએ ચમકીને ઉંચે જોયું. તેઓ એકાએક ત્યાં આગળ એ ભયંકર દેખાવના માણસને ઉભેલો જોઇ ભયથી ધ્રુજવા લાગી. તેમની એવી સ્થિતિ નિહાળી તે બળવાન માણસે ધીમેથી કહ્યું:—"તમે મારાથી બીલકુલ ભય પામશો નહિ. હું શત્રુ નથી પણ મિત્ર છું."

"આ ભયંકર સ્થળે અમારો મિત્ર કોઇ છેજ નહિ. તમે અમને ઠગો છો." વિમળાએ ગભરાઇને કહ્યું.

"હું મિત્ર છું કે શત્રુ છું તેની તમને હમણાંજ ખબર પડશે; પણ તે પહેલાં મને જણાવો કે અત્યારે આ સ્થળે કેટલાં માણસો છે?" તે માણસે પૂછ્યું.

"આ મહેલમાં અમારા સિવાય બીજું કોઇ નથી. મહેલની નીચે અસંખ્ય ચોકીદારો પહેરો ભરે છે." વિમળાએ જણાવ્યું.

"વારૂં ત્યારે હવે તમે ઉભાં થાઓ અને જલ્દીથી મારી સાથે નીચે ઉતરો." તે માણસે જણાવ્યું.

"ભાઇ! આપ જણાવો તો ખરા કે આ ભયંકર સ્થળેથી અમારો ઉદ્ધાર કર્ત્તા આપ કોણ છો?" વિમળાએ પૂછ્યું.

"હું કોણ છું તે તમે ઓળખી શકશો નહિ, પણ આ તમારી સખી મને સારી રીતે ઓળખી શકશે?" તે પુરૂષે પુષ્પાવતી સામે હાથ લંબાવીને કહ્યું.

"બ્હેન! જો તો ખરી કે આ કોણ છે?" વિમળાએ પુષ્પાવતીને કહ્યું.

"હું તેમને આ અંધકારમાં કેવી રીતે ઓળખી શકું. બ્હેન! તેમનો અવાજ પરિચીત લાગે છે અને તેથી આ જીવ સંભ્રમમાં પડે છે." પુષ્પાવતીએ જણાવ્યું.

" પુષ્પાવતી ! વ્યાકુળ મનને શાન્ત કર અને મારા સામે જો કે હું કોણુ છું. " કહી તે માણુસે પુનઃ ફાનસ બહાર કાઢી પોતાની સામે ધર્યું. તેના મુખ સામે જોતાંજ પુષ્પાવતી આનંદની બૂમ મારી બોલી ઉઠીઃ—"હા ! પ્રભુએ મારી વિનંતી સ્વીકારી. અંતે મારો ઉદ્ધારક દેવ આવી પહોંચ્યો. વ્હાલા પુષ્પાયુધ ! આ ભયાનક સ્થળેથી મારો ઉદ્ધાર કરો. ચાલો, જલ્દી ચાલો; પાપીને આવવાનો સમય થવા આવ્યો છે. " કહી પુષ્પાવતી તેના કંઠે વળગી પડી. વિમળાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે આનંદ પામી બન્નેનું મિલન જોઇ રહી. પુષ્પાયુધના કંઠે વળગી પુષ્પાવતી પુષ્કળ રૂદન કરવા લાગી. સ્નેહીને જોઇ તેનું હૃદય ભરાઇ આવ્યું. પુષ્પાયુધ તેને શાન્ત કરી કહેવા લાગ્યોઃ—" પુષ્પા ! વ્હાલી ! આમ આક્રંદ શાને કરે છે. શાન્ત થા. હવે કોઇ પણુ પ્રકારનો ભય રહ્યો નથી. "

" વ્હાલા ! ચાલો આપણે નીચે ઉતરી જઇએ. દુષ્ટાત્મા અહિં આવવાને કયારનોએ નીકળી ચૂકયો હશે, તે અહિં આવી પહોંચશે તો આપણુને ભયંકર આફતમાં ફસાવું પડશે. " પુષ્પાવતીએ જવાની ઉતાવળ કરતાં જણુાવ્યું.

" પુષ્પા ! નિર્ભય રહે. આફતને વિદારવા આ વીર શક્તિવાન છે. " કહી પુષ્પાયુધ નીચે ઉતરવાની તૈયારી કરવા લાગ્યો. તેણે પ્રથમ વિમળાને નીચે ઉતરવાનું જણુાવ્યું. વિમળા તરત નીચે ઉતરી ગઇ. પુષ્પાયુધ પુષ્પાવતીનો હાથ પકડી સીઢી તરફ ચાલ્યો; એ અરસામાંજ અંદરથી એક કદાવર માણુસ ત્યાં દોડી આવ્યો; અને બન્નેને જતાં જોઇ બૂમ પાડી ઉઠયોઃ—"ખબરદાર ! વનરાજની ગુફામાં આવનાર ચોર ! ઉભો રહે—ઉભો રહે. "

તેના અવાજથી પુષ્પાયુધે ચમકીને તેની સામે જોયું. પુષ્પા-

વતી તો તેને ઓળખતાંજ એક ભયંકર ચીસ પાડી બોલી ઉઠીઃ–"હા ! થઇ ચૂકયું. મરણ નિકટ આવી પહોંચ્યું." કહી તે થર થર ધ્રુજવા લાગી.

"પુષ્પા ! હિંમત ધર; અને આ પુષ્પાયુધના બળનું અવલોકન કર. હું હમણાંજ એ ગરીબ ઘેટાને બોલતું બંધ કરી દઉં છું." પુષ્પા !

તું અભય છે મમ પાસમાં, ભય ન ધારીશ મન જરી,
મરણ હોત તુજ ભાગ્યમાં, તો મળત હું અહિં કયમ કરી.

માટે શાન્તિથી મારા પડખામાં ઉભી રહે; અને હવે શું થાય છે એ જોયા કર." એટલીવારમાં તો પેલો આવનાર માણસ કયારનોએ ત્યાં આવીને ઉભો હતો. તે ગુસ્સાના આવેશથી કંપતો હતો. તેની ભયાનક મુખમુદ્રા નિહાળી પુષ્પાયુધે કહ્યું.

"તારો ક્રોધ વૃથા છે. જીવવું હોય તો પાછો ચાલ્યો જા, અહિં તારૂં કંઇ પણ વળનાર નથી."

તેના શબ્દો એ માણસને હાડોહાડ લાગી આવ્યા. તે ભયંકર ગુસ્સાથી બોલી ઉઠયોઃ–"સિંહના શીકાર પર તરાપ મારનાર ચોર ! તારૂં હવે આવી બન્યું છે. પણ તે પહેલાં જણાવ કે તું કોણ છે અને આ મહેલમાં ચોરની માફક આવવાનું શું કારણ છે ?"

"આ સુંદરીને લઇ જવાનુંજ કારણ છે. અત્યાચારી રાજા ! હું તને ઓળખું છું, મને તારી પરવાહ નથી. ત્હેં આ નિર્દોષ બાળાને અત્યંત સંતાપી છે. તારાં પાપ અમાપ છે. તું ઇશ્વરનો મહાન્ અપરાધી છે. બોલ, બીજું કાંઇ પૂછવું છે ?"

"એ હરામખોર ! તું હવે કદાપિ જીવતો જનાર નથી. ત્હેં એક બળવાન રાજાનું અપમાન કરી માથે મ્હોત માગી લીધું છે. મરતાં અગાઉ જણાવ કે તું કોણ છે–કયાંથી આવ્યો છે ?"

" હું તારા જેવા ઘાતકી રાજાને દંડ દેનાર છું. મારૂં કામ નિર્દોષને બચાવવાનું છે. ઓ વિષયાંધ રાજા! ખરેખર તારામાં નામ પ્રમાણેજ ગુણ ભરેલા છે. ત્હેં અનેક નિરાપરાધિ રાજાઓનાં રાજ્ય પાયમાલ કર્યાં છે અને અનેક કોમળ બાળાઓનાં સતીત્વ નષ્ટ કર્યાં છે."

" ઓહ! આ ભયંકર અપમાન હવે સહન થતું નથી. હું હમણાંજ તારા કટકે કટકા કરાવું છું." કહી તેણે નીચે પહેરો ભરતા સિપાહીઓને બૂમ મારવા મુખ ઉંચું કર્યું કે તરત પુષ્પાયુધે કમ્મરમાંથી કટાર કાઢી તેની નજદીક ધસી જઇ કહ્યું:—" ખબરદાર! જો હવેથી બૂમ પાડી તો મૂઓજ સમજજે.

પૃથ્વી પતિ કહેવાઇને, જુલ્મ ઝાઝો ત્હેં કર્યો,
પ્રજાને પુત્ર સમ ગણવા, તણા ત્હેં ન્યાયને તોડયો.
લીધાં ત્હેં રાજ્ય નિર્દોષનાં, સરીતા લોહીની વહાવી,
સતીનાં સત્ય નષ્ટ કરતાં, ન શરમ પાપી તને આવી.
ભયંકર પાપનો ભોક્તા, હવે તુજ કાળ છે ખૂટયો,
તજી તું સત્ય નૌકાને, અધર્મી પાપમાં પડીયો.
ધરાવે ભય નહિ કોનો, ગરીબના પ્રાણ પરહરવા,
સમજ આ વીર છે ઉભો, પલકમાં પ્રાણ તુજ લેવા. "

" અહો! આ કેવું ભયંકર અપમાન!" જાલીમસિંહ બૂમ પાડી ઉઠયો.

" અપમાન નહિ પણ સમજ મ્હોતનો પેગામ."

" ઓ મૂર્ખ! તું સમજતો હોઇશ કે તારા ડરાવ્યાથી આ બળવાન રાજા ડરી જશે? ના, ના, હું આ અપમાનનું ફળ આ ક્ષણેજ તને ચખાડું છું. મારા સ્વહસ્તેજ તારો શીકાર કરૂં છું."

" તે પહેલાં જો જે કે પ્રથમ કોનો શીકાર થાય છે?

પ્રાપી પ્રપંચી પીડવા, આ કાળ કેરો કાળ છે,
તુજ શિર અસીથી છેદવા, આ વીર શક્તિવાન છે.

ચાલ હિંમત હોય તો થઇ જા સામે." કહી વીર પુષ્પાયુધ તેની સામે જોઇ રહ્યો. બન્નેની રકઝક સાંભળી મછવાને પકડીને નીચે ઉભેલો માણસ વિમળાને મછવો પકડવાનું કહી ઉપર ચઢી આવ્યો. જાલીમસિંહ એ બીજા વીરને જોતાંજ સ્તબ્ધ બન્યો. તેના મનમાં દગાનો ભાસ થયો. એ અરસ્સામાંજ ઉપર આવેલા માણસે પુષ્પાવતીને ઉપાડી નીચે ઉતરવા માંડયું. આવું જોતાંજ જાલીમસિંહ બૂમ પાડી ઉઠયોઃ—"ખબરદાર! પુષ્પાને લઈ જનાર ચોર! ઉભો રહે." કહી તે સીઢી તરફ જવા લાગ્યો; કે તરત પુષ્પાયુધ તેની પર ધસી ગયો અને પોતાના મજબૂત હાથે તેને ઉપાડી મહેલની બીજી બાજુએ નીચે ફેંકી દીધો. જાલીમસિંહ બૂમેબૂમ પાડવા લાગ્યો. તેનાં હાડકાંના ચૂરે-ચૂરા થઇ ગયા. નીચેના ચોકીદારો તેની પાસે દોડી આવી સારવાર કરવા લાગ્યા.

જાલીમસિંહ બૂમેબૂમ પાડી સિપાહીઓને ઉપર જઇ દુશ્મનને પકડવાનું કહેવા લાગ્યો. સિપાહીઓ મહેલપર ચઢવા લાગ્યા. તેઓ ઉપર આવી પહોંચે તે પહેલાં તો પુષ્પાયુધ નીચે ઉતરી ગયો. તેના મિત્રે મછવો તૈયાર રાખ્યો હતો. પુષ્પાવતી અને વિમળાને પ્રથમ બેસાડી પુષ્પાયુધ મછવામાં ચઢી બેઠો.

તેના મિત્રે મછવાને ઝડપથી પ્રવાહમાં ચલાવ્યો. પવનના પ્રચંડ વેગથી મછવો તીરની માફક ચાલવા લાગ્યો. પુષ્પાયુધે મહેલ સામે જોયું. જરૂખામાં ઉભેલા સિપાહીઓ ઓ જાય—ઓ જાય એમ બૂમો પાડતા હતા.

જોત જોતામાં મછવો અદૃષ્ય થઇ ગયો. સિપાહીઓ નિરાશ

થઇ રાજાની પાસે આવ્યા. જાલીમસિંહ બેશુદ્ધ બની ગયો હતો. ચાર સિપાહીઓ તેને ઉપાડી રાજ્યમહેલમાં લઇ ગયા. બાદ અનેક ઉપચારોને અંતે તે શુદ્ધિમાં આવ્યો અને પુષ્પાવતીના જવાથી અત્યંત શોક કરવા લાગ્યો. તેણે અનેક ઘોડેસ્વારોને નદીના કિનારે ઘણે દૂર સુધી દોડાવ્યા પણ તે તેના પ્રયત્નમાં ફાવ્યો નહિ. પુષ્પાવતીને લઇ જનાર હાથ આવ્યો નહિ જાણીને તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેણે તે મહેલના તમામ ચોકીદારોને બંધિખાનામાં નાખી ગુસ્સો શાન્ત કર્યો. તેણે મોટાં ઇનામ આપવાનાં જાહેર કરી ઘણા સરદારો અને સૈનિકોને શોધમાં દોડાવ્યા. બાદ તેણે ઘણીવાર સુધી વિચારમાં વખત ગુમાવ્યો. હું આવો બળવાન, મારી સામે થનાર એ લુચ્ચાઓ કોણ? આવા વિચાર કરતો જાલીમસિંહ પલંગમાં પડ્યો-પડ્યો પાસાં ઘસવા લાગ્યો. તેને ઉંઘ આવી નહિ. આથી તેણે રાણી વિષકન્યાને જગાડી પોતાની પાસે બોલાવી. રાણી સ્વામીની સેવામાં હાજર થઇ. રાણીએ તેને શાન્ત કરવા મદ્યપાન કરાવ્યું. મદ્યના નિસાથી જાલીમસિંહ શોકનો ત્યાગ કરી આનંદ કરવા લાગ્યો. તેણે સ્વહસ્તે પ્યાલો ભરી વિષકન્યાને પીવરાવ્યો. આવી રીતે રાજા અને રાણી આમોદ-પ્રમોદમાં રાત્રિ ગુજારવા લાગ્યાં.

---

## પ્રકરણ ૨ જું.

---

### "પુષ્પાવતી."

माता यदि विषं दद्यात् विक्रीणीते पिता सुतं ।
राजा हरति सर्वस्व शरणं तर्हि कं व्रजेत् ॥

પુષ્પાવતી ચંપાનગરના ઠાકોર પુષ્કરરાજની પુત્રી હતી. તેની

માતાનું નામ ચંપાવતી હતી. પુષ્પાવતી તેમને પ્રાણુથી અધિક પ્રિય હતી. તેનાં ગુણુવાન માતા-પિતાએ તેને યોગ્ય કેળવણી આપી સદ્‌ગુણી બનાવી હતી. તેનું રૂપ રંભાને પણુ શરમાવે એવું હતું. આખા નગરમાં તે સુંદરતાની દેવીનાં વખાણુ થતાં હતાં. પુષ્પાવતી ઉમ્મરે વધતાં નમ્ર-વિવેકી બનતી ગઇ. ઉમ્મરે વધતાં સરોવરમાં ખીલતા કમળની માફક તેનું યૌવન શોભવા લાગ્યું. પૂર્ણિમાના ચંદ્ર સમાન તેનું ગૌર-કાન્તિવાન વદન જોઇ જોનારને આનંદ થતો હતો. ટુંકાણુમાં પુષ્પાવતી સર્વ ગુણુસંપન્ન હતી. તે નિશદિન સારાં-સારાં પુસ્તકો વાંચવામાંજ સમય વ્યતિત કરતી હતી. તે ઘણીવાર સુધી કોઇની સાથે વાત કરતી નહિ. હમેશાં તે સાંજના સમયે નગરમાં ફરવા નીકળતી; અને ગરીબ ગરબાને સંતોષતી હતી. આખા નગરમાં તે દયાની દેવી તરીકે ઓળખાતી.

કોઇની સાથે વાત કરવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં તે આનંદી મુખે વાત કરતી. તેની સાથે વાત કરનારને તેની પ્રત્યે પૂજ્યભાવ ઉત્પન્ન થતો. દુઃખી માણુસો તેને જોઇ પોતાનું દુઃખ ભૂલી જતા. પુષ્પાવતીને યૌવનમાં પ્રવેશેલી જોઇ તેનાં માતા-પિતાએ તેને લાયક રૂપ ગુણુ સંપન્ન રાજકુમારની તપાસ કરવા માંડી. એવામાં દૈવયોગે સત્યપુર નગરનો પાટવી કુમાર પુષ્પાયુધ મહેમાન થઇને ચંપાનગરમાં આવ્યો. પુષ્કરરાજે તેનો સારો આદરસત્કાર કરી મહેલમાં રાખ્યો. પુષ્પાયુધ ચોવીસ વર્ષનો ગૌરવર્ણનો યુવાન હતો. સ્વરૂપમાં કામદેવને પણુ શરમાવે એવો હતો. રૂપ ગુણુ સાથે તે બળવાન અને મજબૂત બાંધાનો હતો. તે મલ્લયુદ્ધમાં ઘણો કુશળ હતો. શસ્ત્ર-અસ્ત્ર વાપરવાની કળાથી તે મોટા મોટા બળવાનોને પણુ પરાજીત કરતો. આખા રાજસ્થાનમાં તેના બળની પ્રસંસા થતી હતી. આવા બહાદુર વીરનું સારી

રીતે સ્વાગત કરી પુષ્કરરાજે તેને પોતાને ત્યાં ઘણા દિવસ મહેમાન રાખ્યો. એટલા સમયમાં શૂરા પુષ્પાયુધે કળા કૌશલ્યથી સર્વેનો પ્રેમ સંપાદન કરી લીધો. પુષ્પાવતી તેના કળા કૌશલ્યથી પ્રસન્ન થઇ. તેને તે કુમાર પ્રતિ પૂજ્યભાવ પ્રકટ થયો. એ અરસામાંજ એક અદ્દભુત બનાવ બન્યો. મધુપુરનો રાજા જાલીમસિંહ તેનાં ખંડીઆં નગરોની તપાસને અર્થે નીકળ્યો હતો. તે તેના રસાલા સાથે ફરતો ફરતો ચંપા નગરમાં આવ્યો. પુષ્કરરાજે તેનું સારી રીતે સન્માન કરી એક ભવ્ય મહેલમાં ઉતારો આપ્યો. જાલીમસિંહ પોતાની સારી ખાતર બરદાસ્તથી રાજા ઉપર પ્રસન્ન થયો; બાદ તેના ઉપડવાને દિવસે પુષ્કરરાજે તેને મૂલ્યવાન નજરાણું કર્યું, કુમારી પુષ્પાએ તેના કપાળમાં કંકુનો ચાંલ્લો કરી તેનો વિજય ઇચ્છયો. પુષ્પાવતીને જોતાંજ જાલીમસિંહ દિગ્મુઢ જેવો બની ગયો. તે એક દૃષ્ટે રાજકન્યાની સામે જોઇ રહ્યો. આ વખતે પુષ્પાયુધ ત્યાં હાજર હતો. તેણે જાલીમસિંહની વૃત્તિ પારખી પુષ્પાવતી સામે જોઇ જતાં રહેવાની સંજ્ઞા કરી. પુષ્પાવતી હસ્તે વદને ત્યાંથી માથુ નમાવી ચાલતી થઇ. જાલીમસિંહને તેના અદૃશ્ય થવાથી દુઃખ ઉત્પન્ન થયું. હા ! જતી રહી. વિજળી વાદળમાં છૂપાઇ ગઇ." આમ આત્મગત્ બોલી તેણે એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો. તેણે બે દિવસ વધારે ત્યાં રહેવાનો ઠરાવ કર્યો. તેની બે દિવસ વધારે રહેવાની ઇચ્છા જાણી પુષ્કરરાજના આનંદનો પાર રહ્યો નહિ. સર્વેને આનંદ થયો ત્યારે પુષ્પાયુધના હૃદયમાં શોક અને વ્હેમ ઉત્પન્ન થયો. "ખરેખર આખરે ભાવી વિપરીતજ જણાય છે." આમ શોચતો તે શાન્ત ચિત્તે સઘળું રહસ્ય અવલોકવા લાગ્યો.

રાજા જાલીમસિંહ જેવો વિષયાંધ અને સ્વાર્થપરાયણ બીજો કોઇ નહોતો. તેણે બળ અને પ્રપંચથી કેટલાક રાજાઓને પોતાને વશ કરી

ખંડીઆ બનાવ્યા હતા. રાજા રજવાડા તેના ગુલામ જેવા બની તે ક્રૂર રાજાનો ત્રાસ અને જુલમ સહન કરી આનંદ માનવા લાગ્યા. તેઓ મહારાજા જાલીમસિંહ શી રીતે પ્રસન્ન થાય તેની તપાસ રાખવા લાગ્યા. જાલીમસિંહ લક્ષ્મી અને લલનાને માટે વિશેષ આતુર રહેતો; આથી મોટા મોટા અમલદારોથી માંડીને ઠેઠ રાજાઓ સુધી તેને સારી સારી રમણીઓ શોધી કાઢી ઉપહાર અર્થે મોકલતા. દ્રવ્યને માટે પ્રજાપર જુલ્મ થવા લાગ્યો. નિશદિન નવનવાં ધતિંગો જગાવીને લોકોની પાસેથી દ્રવ્ય પડાવવાનો આરંભ થયો, લોકોના દ્રવ્યની હાનીની સાથે બહેન દીકરીઓનાં પણ હરણ થવા લાગ્યાં, પ્રજામાં ત્રાસ–ત્રાસ વર્તાવા લાગ્યો. સિપાહી સપરાંનાં માન વધી ગયાં. તેઓ પણ જુલ્મ ગુજારવામાં બાકી રાખતા નહિ. લોકોને ખોટો દમ દઇ તેમનો સ્વાર્થ સાધતા. લોકો અકળાઇને સુબેદાર સાહેબ પાસે ફરિયાદને અર્થે જતા. સૂબેદાર તેમની ફરિયાદ સાંભળી જોઇશું કહી વિદાય કરતો; અને સાંજે તે સિપાહીને બોલાવતો. સિપાહી સમય વર્તી તેમને પણ પાન સોપારી આપી સમજાવતો અને સૂબેદારની સેવાને અર્થે તત્પર રહેતો. આવા દુષ્ટ જાલીમસિંહના રાજ્ય અમલમાં કાળો કેર ગુજરવા લાગ્યો. રાંકડી પ્રજા મુંગે મોઢે સંકટ સહન કરી રહી. રાજાથી માંડીને ઠેઠ એક નાના સિપાહી ભાઇએ પણ રૈયત પર એટલો તો ત્રાસ બેસાડયો હતો કે તેમના સામે શ્રીમંત યાતો બળવાન એક શબ્દનો પણ ઉચ્ચાર કરવાને હિંમતવાન થતા નહિ. "જેવો રાજા એવી પ્રજા." એ ન્યાયે પ્રજામાંના શ્રીમંતો પણ સૂબેદારથી માંડીને રાજા સુધી સર્વને દ્રવ્યનો ભોગ આપી સંતોષતા અને કોઇ ગરીબ ગરબાંને ગરદન મારવા–મરાવવા પોતાની વ્હાલી વસ્તુઓનું પણ સમર્પણ કરી દેતા. કહો, આવા વીરલાઓ પહેલાં કદી થઇ ગયા હશે કે ?

સર્વત્ર લુંટ–ફાટ–ચોરી–વ્યભિચારની વૃદ્ધિ થઇ રહી. રાજાની નોકરીમાં સારો તડાકો પડવાથી ગરીબ–તવંગર–સાક્ષર–વિદ્વાન પોત પોતાનો ધંધો મૂકી ગુલામગીરી કરી રાંકડી રૈયતપર ગજબ ગુજારવા લાગ્યા. આવો ભયંકર જાલીમસિંહનો રાજ્ય અમલ ચાલતો હતો. તેની સામે થવાની કોઇ પણ હિંમત કરી શકતું નહિ. તેના દાબથી સર્વ કોઇ થરથર કાંપતા હતા. જ્યારે સર્વત્ર ત્રાસ અને અત્યાચારની વૃદ્ધિ થઇ રહી હતી; ત્યારે સત્યપુર નામક નગરમાં શાન્તિ અને ધર્મની વૃદ્ધિ થઇ રહી હતી. તે નગરમાં ધર્મનિષ્ઠ રાજા અમરસિંહ રાજ્ય કરતો હતો. તે રાજ્ય ઘણું નાનું પણ પૈસેટકે આબાદ હતું. ત્યાંની પ્રજા બળવાન અને વિદ્યાકળા સંપન્ન હતી. ત્યાંના સરદારો–સૈનિકો–ભાયાતોમાં સુદ્ધ ક્ષત્રિય રૂધીરનું વહન થતું હતું. રાજાથી તે છેક સિપાહી સુધી પ્રજાના કલ્યાણમાં તત્પર રહેતા. રાજા અમરસિંહને એક પુત્ર રત્ન હતું. તેનું નામ પુષ્પાયુધ હતું. રાજ્યરાણી જયમતીએ પોતાના પુત્રને ઉમ્મરે વધતાં સારી કેળવણીથી વિભુષિત કર્યો હતો. સમય જતાં પુષ્પાયુધ વિદ્યા કળામાં નિપુણ થયો. શસ્ત્ર–અસ્ત્ર વાપરવામાં એકકો ગણાવા લાગ્યો. તેનો બાંધો મજબૂત અને સુદ્રઢ હતો. ઉમ્મરના પ્રમાણમાં તે ઉંચો અને ભરાવદાર છાતીનો જણાતો હતો. બાવીસ વર્ષની ઉમ્મર થતામાં તો વીર પુષ્પાયુધે મોટા–મોટા બળવાન શસ્ત્રધારીઓની સાથે અને મજબુત મલ્લો સાથે હરીફાઇ કરી તેમની પર સંપૂર્ણ વિજય મેળવ્યો. ચારે તરફ તે વીરનાં યશોગાન ગવાવા લાગ્યાં. રાજા અને રાણી પુત્રની પ્રસંસા સાંભળી ઘણાં આનંદીત થતાં. રાજા જાલીમસિંહની એ રાજ્ય પર કરડી નજર હતી. તે વારંવાર મોટા સરદારો સાથે ગુપ્ત મંત્રણા કરી તે નગર જીતી લેવાની ઇચ્છા દર્શાવતો. પણ તેના કાયર અને બાયલા સરદારો તે રાજ્યમાં કંઇ માલ નથી

વગેરે કહી તે વાત ઉડાવતા અને રાજાનું મન બીજી તરફ વાળવાનો પ્રયત્ન કરતા. રાજા અમરસિંહ પણ સમયને માન આપી શાન્ત રહી પોતાની પ્રજાનું રક્ષણ કરતા. યુવાન પુષ્પાયુધનું લોહી કોઇ કોઇ વખતે ઉકળી આવતું, પણ સમય વર્તનારા રાજા અમરસિંહ પુત્રને શુભ ઉપદેશ આપી સમજાવતા. પુષ્પાયુધને માટે ઘણાં રજવાડામાંથી માગાં આવતાં; પિતાએ પુત્રને તેના મિત્ર મારફતે કન્યા પસંદ કરી પરણુ-વાનું સૂચવ્યું. સુજ્ઞ રાજકુમારે પોતાના લગ્નની ચિંતા ત્યાગ કરવાનું પિતાને કહેવરાવ્યું. પુષ્પાયુધ ચોવીસ વર્ષનો યુવાન થયો; છતાં એ લગ્ન કેમ કરતો નહિ હોય એવા તર્ક વિતર્ક સર્વને થવા લાગ્યા. એવા-માં વીર પુષ્પાયુધ પિતાની આજ્ઞા લઇ દેશાટન કરવા નીકળી પડયો. તે દરેક નગરમાં ચાર દિવસ રહેતો. એટલા અલ્પ સમયમાં તો તે સર્વ નિરીક્ષા કરી લેતો. તેને સર્વ રજવાડાં નિર્માલ્ય અને બળહિન જણાયાં. રાજ્ય કુટુંબમાં પણ જમાનાને અનુસરી ફેરફાર થયો હતો. ગોલા–ખવાસ–દાસ–દાસીયોનાં માન વધ્યાં હતાં. કેટલાક રાજાઓએ સ્વમુખેજ પુષ્પાયુધને કન્યા આપવાનું જણાવ્યું હતું; પુષ્પાયુધે સર્વ અવલોકન કર્યું હોવાથી હાલમાં મારે લગ્ન કરવાની ઇચ્છા નથી એમ તે સૌને જવાબ આપતો. તેની સાથે તેનો મિત્ર મનહરરાય હતો. મનહર-રાય દિવાન અમૃતરાયનો પુત્ર હતો. તે ગુણવાન અને બળવાન હતો. પુષ્પાયુધને મનહરરાય સાથે બાલ્યકાળથીજ સ્નેહ બંધાયો હતો. સમય જતાં બન્નેના સ્નેહે ગાઢ સ્વરૂપ લીધું હતું. બન્ને મિત્રો નામર્દ રાજાઓ-ની મશ્કરીઓ કરતા હતા. રાજકુમારીઓ તથા નગરના પ્રતિષ્ઠીત જનોની કન્યાના રૂવાબ સાથે સ્વતંત્રતાનો ગેર ઉપયોગ થવાની વાતો કરી હસતા, અને હાષ્યને અંતે દેશની થનાર માઠી દુર્દશાના વિચાર કરતા આ નગરથી બીજે નગર એમ ભ્રમણ કરતા હતા. એવી રીતે ફરતા–ફરતા તેઓ

ચંપાનગરમાં આવી પહોંચ્યા. પુષ્પાયુધે પુષ્પાવતીની સારી પ્રસંસા સાંભળી હતી. તેથી તેને નજરે જોવાની પ્રબળ ઇચ્છાથી તેણે ચંપાનગરમાં આવી રાજા પુષ્કરરાજની મહેમાની સ્વિકારી. થોડા દિવસમાં પુષ્પાયુધે સર્વ બાબતનું અવલોકન કરી લીધું. પુષ્કરરાજ અને બીજા રાજાઓમાં તેને આસમાન જમીનનો ફેર લાગવા માંડયો. પુષ્પાવતી તેની પરિક્ષામાં પ્રથમ નંબરે પાસ થઇ. તે સુંદરતાની દેવીને જોતાંજ નહિ પરણવાની ઇચ્છાવાળો પુષ્પાયુધ તેની તરફ આકર્ષાયો. તેના મિત્ર મનહરરાયે તો કયારનુંએ તેના કાનમાં કહી દીધું હતું કે " મિત્ર ! પુષ્પાવતી રાજકન્યા તારેજ લાયક છે. " આથી પુષ્પાયુધ પુષ્પાવતીનો પ્રેમ મેળવવા અનેક કળા કૌસલ્ય અજમાવવા લાગ્યો. પુષ્પાવતી તેની કળા સમજી ગઇ હતી. તે પણ તેની તરફ આકર્ષાઇ હતી પણ તે સુગ્ન કુમારિકા સાહસ કરી શકતી નહોતી. પુષ્પાયુધ પણ તેનો પ્રભાવ જોઇ તેની પાસે જવાની હિંમત કરી શકતો નહિ. બન્નેમાં એક બીજાને માટે પ્રેમ બંધાયો હતો. તે મનમાંજ એક બીજાનાં વખાણ કરી બેસી રહેતાં. એવામાંજ પ્રથમ જણાવ્યા મુજબ જાલીમસિંહે ત્યાં પડાવ નાખ્યો. પુષ્પાયુધ તેની બે દિવસ વધારે રહેવાની ઇચ્છાને ભયંકર સમજવા લાગ્યો. જે વખતે જાલીમસિંહ એકી નજરે પુષ્પાવતીને નિહાળી રહ્યો હતો. તે સમયે પુષ્પાયુધની આંખ્યો ઇર્ષ્યાગ્નિથી લાલચોળ થઇ હતી. પુષ્પાવતી પણ તે દુષ્ટ રાજાની વૃત્તિ જાણી ગઇ હતી. આ પરીક્ષાનો અમૂલ્ય પ્રસંગ છે ધારીને તે આડી નજરે પુષ્પાયુધ સામે જોઇ રહી હતી, પુષ્પાયુધે સાહસ કરી પુષ્પાવતીને જતાં રહેવાનો સંકેત કર્યો. પુષ્પાએ પ્રેમી સામે તિક્ષણ નજરે જોઇ હસ્તે વદને માથુ નમાવી ત્યાંથી ગમન કર્યું. આ સંકેત સૂચવવા અને એક બીજાની દૃષ્ટિનું મિલન થતાં બન્નેના હૃદયમાં અપૂર્વ આનંદ

પ્રવાહ વહેવા લાગ્યો. પુષ્પાયુધે જાલીમસિંહનો બે દિવસ વધારે રહેવાનો વિચાર જાણી મનહર સાથે પુષ્પાવતીને સાવધ રહેવાનું જણાવ્યું. પુષ્પાવતીએ ઉપકાર માનતાં મનહરને કહ્યું કે:–" તમારા મિત્રને કહેજો કે જ્યાં સુધી બળવાન મહેમાન મહેલમાં નિવાસ કરે છે. ત્યાં સુધી રાજકન્યાને સાવધ રહેવાની શી જરૂર છે?" મનહરે રાજ્યકન્યાનો સંદેશો મિત્રને કહી સંભળાવ્યો. પુષ્પાયુધના મનમાં અપાર આનંદ થયો. તે છૂપી રીતે જાલમસિંહની દેખરેખ રાખવા લાગ્યો. જાલીમસિંહે બે દિવસ રહી પુષ્પાવતીને જોવાને અનેક યુક્તિયો અજમાવી તેમજ અનેક સુવર્ણ અલંકારો–ભેટ–વગેરે ગુપ્ત રીતે મોકલાવ્યાં. પણ તે મોકલેલી ચીજોને પુષ્પાયુધે વચ્ચેથીજ પડાવી લીધી. પુષ્પાવતી પ્રિયની ચાતુર્યતા જોઇ પ્રસન્ન થઇ, છેવટે કંઇ નહિ વળવાથી જાલીમસિંહ ત્યાંથી નીકળી પોતાના નગરમાં આવ્યો. બાદ પુષ્પાયુધ પણ સર્વની રજા લઇ તેના રસાલા સાથે સત્યપુર ગયો.

પુષ્પાવતીને જોઇ મોહાંધ થએલા જાલીમસિંહને નગરમાં આવ્યા પછી કંઇ પણ ચેન પડવા માંડયું નહિ. આથી તેણે પોતાના મંત્રીની સલાહ લઇ એક સરદારને ચંપાનગર મોકલી પુષ્પાવતીનું માગું કરાવ્યું.

પુષ્કરરાજ પ્રથમતો આશ્ચર્ય પામ્યા. જાલીમસિંહના સરદારને શું જવાબ આપવો તેને માટે મંત્રિ અમૃતરાય સાથે વિચાર કરવા લાગ્યા. છેવટે દીર્ઘ દ્રષ્ટિવાળા પ્રધાનની સલાહથી પુષ્કરરાજે આવેલા સરદારને જણાવ્યું કે " તમારા રાજાને સવિનય કહેજો કે રાજા પુષ્કરરાજનો વિચાર પુષ્પાવતીને એવી રીતે પરણાવવાનો નથી. તેને માટે સ્વયંવર રચવામાં આવશે અને પુષ્પાવતી ઇચ્છીત વર વરશે. આપ પણ એ સ્વયંવરમાં પધારી શોભામાં વૃદ્ધિ કરશો. સરદાર! જાઓ આટલી વાત તમારા મહારાજાને મુખથીજ જણાવજો."

પુષ્કરરાજનું કહેવું સાંભળી તે સરદાર ત્યાંથી નીકળી મધુપુર આવ્યો અને પુષ્કરરાજની તરફનો ખુલાસો કહી સંભળાવ્યો. જાલીમ-સિંહ મનમાં અપાર ગુસ્સે થયો, પણ તેનો ગુસ્સો શું કામનો ? પુષ્કરરાજ તેનાથી બળવાન હતા; એથી જાલીમસિંહ તેમની જોડે ઉઘાડી દુષ્મનાવટ કરવાને ડરતો હતો. તેણે અને એના મંત્રી ભૂપતસંગે વિચાર કરી નિશ્ચય કર્યો કે આપણે પ્રથમતો પ્રપંચથી પુષ્પાવતીનું હરણ કરવું જોઇએ. તે કામ કરવાને માધવસિંહ નામનો એક સર-દાર તૈયાર થયો અને રાજાની આજ્ઞા લઇ ચંપાનગર જઇ વેશ બદલી રહેવા લાગ્યો. તે સરદારની સાથે બીજા પચાસ સિપાહી પણ નામ–વેશ બદલી છૂટા–છવાયા રહેવા લાગ્યા. તેઓ દરરોજ રાત્રે એકઠા થતા અને રાજકન્યાને ઉપાડી જવાના સમયની રાહ જોતા, બાદ કેટલાક દિવસે તેમની ધારણા સફળ થઇ. તે એવી રીતે કે પુષ્પાવતી એક દિવસે સાંજના સમયે તેની ચારેક સખીયો સાથે વનલીલા અ-વલોકવાને નગરની બહાર ગઇ. તેના સંરક્ષણાર્થે આઠેક સિપાહીઓ પણ સાથે હતા. આ વાતની ખબર પડતાંજ માધવસિંહ તત્કાળ તેના માણસો સાથે નગરની બહાર નીકળ્યો અને એક એકાન્ત સ્થળનો લાભ લઇ રાજકન્યાની પર હુમલો કર્યો. પુષ્પાવતીની સખીઓ બુમ-રાણ કરતી નગર તરફ નાશી ગઇ. માધવસિંહના સિપાહીઓએ રાજકન્યાના માણસોને મારી નાખ્યા. પુષ્પાવતી બેશુદ્ધ જેવી બની ગઇ. માધવસિંહ તેને ઉપાડી નગરમાં આવ્યો. જાલીમસિંહના આનં-દનો પાર રહ્યો નહિ. તેણે પુષ્પાને અનેક પ્રકારે સમજાવવા માંડી; પણ તે સુજ્ઞ રાજકુમારિકાએ તેનો તિરસ્કાર કરી સ્પષ્ટ ના પાડી. આથી તે દુષ્ટે પુષ્પાવતીને એક એકાન્ત મહેલમાં કેદ કરી કે જે મહેલ મહી નદીને કીનારે આવેલો હતો. તેની સેવામાં એક વમળા નામની

રમણીને રાખવામાં આવી. પુષ્પાવતી દુઃખે દિલે કારાગૃહમાં દિવસો વિતાવવા લાગી.

રાજકુમારીના હરણની જાણ થતાં ચંપાનગરમાં હાહાકાર થઇ રહ્યો. પુષ્કરરાજ અને રાણી ચંપાવતીના શોકનો પાર રહ્યો નહિ. તેમણે ઘણી શોધ કરાવી પણ પુત્રીનો પત્તો લાગ્યો નહિ. આથી પ્રારબ્ધ પર હાથ મૂકી રાજા રાણી શોક સમૂહમાં ડુબી સમય પસાર કરવા લાગ્યાં.

સત્યપુરમાં આ વાતની જાણ થતાં પુષ્પાયુધના શોકનો પાર રહ્યો નહિ. આ કામ નક્કી જાલીમસિંહનુંજ હોવું જોઇએ એમ ધારીને તે તેના પિતાની આજ્ઞા લઈ મિત્ર મનહર સાથે શાસ્ત્ર—અસ્ત્રથી સજ્જ થઇ વેશ બદલી મધુપુર જવાને તૈયાર થયો. થોડા દિવસે તેઓ મધુપુરમાં આવ્યા અને પુષ્પાવતીની તપાસ કરવા લાગ્યા. તપાસમાં ઘણા દિવસ થઇ ગયા પણ કંઇ પત્તો લાગ્યો નહિ. પુષ્પાયુધ શોક સમૂહમાં ડૂબી ગયો. મનહરરાયે તેને શાન્તિ રાખવાનું સૂચવ્યું. બાદ એક સાંજના મનહરને ફરતાં ફરતાં એક સરદારનો ભેટો થયો. તે સરદારે એ વખતે પુષ્કળ દારૂ પીધેલો હતો. મનહરને જોઇ તે પાસે આવ્યો અને અનેક પ્રકારે લવવા લાગ્યો. ચાલાક મનહરે યુક્તિ પૂર્વક તેની પાસેથી મધુપુરની સઘળી હકીકત મેળવી લીધી. તે સરદારે દારૂની ધુનમાં જાલીમસિંહની ખૂબ નિંદા કરી પુષ્પાવતીની વાત પણ જણાવી દીધી. પુષ્પાવતીને જે મહેલમાં રાખી હતી તેની પણ બરાબર માહિતી મેળવી મનહરે તે સરદારને પાંચ સોનામ્હોરો બક્ષીસ આપી વિદાય કર્યો. દારૂડીયો સરદાર સુવર્ણ નાણું દેખી આનંદ પામ્યો અને નાચતો કુદતો પંથે પડ્યો. તે પછી મનહરે પુષ્પાયુધ પાસે આવી સર્વ હકીકત જણાવી. રાત્રિ પડતાં બન્ને જણા એ મહેલ તરફ જવાને તૈયાર

થયા, મનહરે જોઇતાં સાધનો તૈયાર કરી એક માછી પાસેથી મછવો ભાડે લીધો. એ મછવાને નદીમાં મૂકી બન્ને અંદર બેસી મહેલની પછીતે આવ્યા; અને અંતે જીવના જોખમે પુષ્પાવતીનો તથા તેની સેવામાં રહેલી વિમળાનો ઉદ્ધાર કરી ચાલ્યા ગયા. એ સઘળું આપણે વાંચી ગયા છીએ એટલે તે બાબતને અત્રે જણાવવાની જરૂર નથી. હવે તો આગળ ઉપર શું થાય છે એ જોવાનું છે.

પ્રાતઃકાળના સુરમ્ય સમયેજ બન્ને વીર પુષ્પાવતીને લઇ ચંપાનગરમાં આવી પહોંચ્યા. તેમની સાથે રાજકન્યાને જોઇ નગરના લોકો આનંદ પામી એ હર્ષ સમાચાર જણાવવાને રાજમહેલ તરફ દોડવા લાગ્યા. પુષ્પાયુધ તેના મિત્ર સાથે પુષ્પાવતીને લઇ રાજમહેલ આગળ આવ્યો. પુષ્કરરાજ અને રાણી ચંપાવતી હર્ષઘેલાં બની પુષ્પાવતીને વળગી પડી તેની ખબર પૂછવા લાગ્યાં.

સદ્‌ગુણી પુષ્પાએ જાલીમસિંહનું નામ નહિ જણાવતાં ફક્ત એટલુંજ જણાવ્યું કેઃ—"મને લુંટારાઓ ઉપાડી ગયા હતા. તેમના ત્રાસમાથી આ વીર યુવકોએ મને બચાવી છે."

રાજા બન્ને યુવકોનો ઉપકાર માની સર્વને લઇ મહેલમાં આવ્યા. પુષ્પાયુધ મનમાં પુષ્પાને ધન્યવાદ આપવા લાગ્યો; કારણ કે જે જાલીમસિંહે તેને સંકટમાં સપડાવી હતી તે દુષ્ટનું નામ તે સદ્‌ગુણી બાળાએ ન દીધું. "જે સજ્જન છે તે શત્રુનાં પણ પાપકર્મો જાહેર કરતાં નથી પણ જે દુષ્ટ છે તે તો શત્રુ કે મિત્રની પણ પરવાહ નહિ કરતાં તેના પોટળ પ્રકાશ કરવામાંજ આનંદ માને છે."

પુષ્કરરાજે પુત્રીના મિલનથી આનંદ પામી ગરીબગરબામાં પુષ્કળ દ્રવ્ય વાપર્યું. તેમણે પુષ્પાયુધ અને મનહરનો ઉપકાર માની હિરાની

અમૂલ્ય માળાઓ તેમના કંઠમાં પહેરાવી. બાદ બન્ને વીર યુવકો રાજાની રજા લઈ સત્યપુર ગયા અને માતા-પિતાને મળી આનંદમાં દિવસો નિર્ગમન કરવા લાગ્યા.

## પ્રકરણ ૩ જું.

### "સ્વયંવર."

મહિસાગરને કિનારે આવેલા ચંપાનગરમાં અપૂર્વ ધામધૂમ થઇ રહી હતી. આખા નગરને રંગ બે રંગી ધ્વજા પતાકાઓથી સુશોભિત બનાવવામાં આવ્યું હતું. ચંપાનગરમાં રાજકુમારી પુષ્પાવતિનોસ્વયંવર થવાનો હતો. પુષ્પાવતી સત્યપુરના નાના ઠાકોર અમરસિંહના પુત્ર પુષ્પાયુધને ચાહતી હતી. પુષ્પાવતી પુષ્પાયુધના ગુણ-રૂપ-શૌર્ય વગેરેથી મોહ મુગ્ધ થઇ હતી. આખા રાજસ્થાનમાં જો તેને લાયક કોઇ સ્વામી હોય તો તે ફક્ત પુષ્પાયુધજ હતો. મહારાજા પુષ્કરાજના જાણવામાં સઘળી વાત હતી. રાણી પણ પુષ્પાને પુષ્પાયુધની સાથે પરણાવવાને ઘણી ખુશી હતી.

રાજકુમારી પુષ્પા તેના માતા પિતાને એકની એક વ્હાલી પુત્રી હતી. રાજા-રાણી તેને અત્યંત પ્રેમથી ચાહતાં. તેમણે રાજકન્યાને સદ્‌ગુણી બનાવી હતી. વિદ્યા સૌન્દર્યથી શોભતી પુષ્પાવતીનાં આખા રાજસ્થાનમાં વખાણ થતાં. એ સદ્‌ગુણી કન્યાને પ્રાપ્ત કરવાને અનેક રાજા મહારાજાઓ અપાર પ્રયત્નો કરતા. આમાં મધુપુરનો રાજા જાલીમસિંહ તો તેની જપમાળાજ જપ્યા કરતો. તેણે અનેક ભેટો મોકલાવી તથા પોતાના યશોગાન ગવરાવી પુષ્પાવતીનું દિલ જીતવાને ઘણાએ પ્રયત્નો કર્યા હતા; પણ પુષ્પાએ તેને જણાવ્યું હતું

કે "આપ મારી આશા મૂકી દેજો. પુષ્પા મનથી પુષ્પાયુધને વરી ચૂકી છે; તે હવે અન્યને ભાઇ-પિતા સમજે છે." આવો જવાબ સાંભળી જાલીમસિંહના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેણે પુષ્પાવતીને પોતાના અંતઃપુરમાં લાવવાની દ્રઢ પ્રતિજ્ઞા કરી. એવામાંજ તેને ત્યાં પણ સ્વયંવરના આમંત્રણની પત્રિકા આવી. જાલીમસિંહ અપૂર્વ ઠાઠથી ચાળીસ અંગરક્ષકો સાથે ચંપાનગરમાં આવ્યો અને નગરની બહાર જરીયાનનો તખુ ઠોકી પડયો.

સ્વયંવરને હજી બે દિવસની વાર હતી. નાના-મોટા રાજાઓ નગરમાં આવી પડાવ નાખવા લાગ્યા. સઘળા નગરમાં આનંદ પથરાઈ રહ્યો હતો. મહારાજા પુષ્કરરાજે સઘળા રાજામહારાજાઓની મુલાકાત લઇ સ્વયંવરમાં આવવાને માટે અભિવંદન આપ્યું. સઘળા આવી ગયા હતા પણ હજી સત્યપુરના ઠાકોર અમરસિંહ આવ્યા નહોતા. જેને માટે આટલી ધામધૂમ કરવામાં આવી હતી, તે રાજાનું હજી સુધી આગમન નહિ થવાથી પુષ્કરાજની ચિંતાનો પાર રહ્યો નહિ. તેમણે તેજ ક્ષણે એક ઘોડેસ્વારને એક પત્ર લખી આપી સત્યપુર તરફ દોડાવ્યો. સત્યપૂર જવા નીકળેલો સરદાર રાજકન્યા પુષ્પાવતીના મહેલ આગળ થઇને નીકળ્યો. રાજકન્યા આ સમયે ખુલ્લા જરૂખામાં ઉભી હતી. ઘોડેસ્વાર સરદારની નજર એકાએક તેની પર પડી. તેણે માથુ નમાવી નમન કર્યું. પુષ્પાએ તેને ઉપર આવવાની ઇશારત કરી. તે સરદાર ઘોડા પરથી ઉતરી ઉપર આવ્યો. પુષ્પાએ તેને પૂછ્યું:–"તમે કઇ તરફ જાઓ છો?"

"સત્યપુર તરફ." સરદારે સવિનય સ્વરે જવાબ આપ્યો.

"વારૂ, મારો એક પત્ર લેતા જશો?" પુષ્પાએ પૂછ્યું.

"ઘણી ખુશીથી. બ્હેન! આપનો પત્ર કોને પહોંચાડવાનો છે?" સરદારે પૂછ્યું.

"સત્યપુરના પાટવી કુમાર પુષ્પાયુધને." પુષ્પાએ જણાવ્યું.

"બહુ સારૂં. હું આપનો પુત્ર કુમારશ્રીને જરૂર પહોંચાડીશ."

"પણ જો-જો; કંઇ ભૂલ થાય નહિ. આ પત્ર બીજા કોઇના હાથમાં જાય નહિ." કહી પુષ્પાએ અગાઉથી લખીને તૈયાર રાખેલો પત્ર તે સરદારના હાથમાં મૂકયો. સરદાર પત્ર લઇ તરત બહાર નીકળી ઘોડેસ્વાર થયો અને અશ્વને પગની એડી લગાવી સત્યપુરના પંથે પૂરપાટ દોડાવી મૂકયો. રાજકન્યા પણ અન્ય કાર્યને અર્થે જરૂખામાંથી મહેલમાં ગઈ.

વાંચકો! ચાલો આપણે પણ તે ઘોડેસ્વારની પાછળ સત્યપુર નગરમાં જઇ ત્યાંનો રંગ અવલોકીએ.

મહારાજા પુષ્કરાજનો પત્ર લઇ નીકળેલો સરદાર બરાબર દસ વાગ્યાના સુમારે સત્યપૂરમાં આવી પહોંચ્યો. આ વખતે અમરસિંહ દરબારમાં બિરાજ્યા હતા. દરબારમાં સરદારો-ભાયાતો વગેરે પોતપોતાના આસનો પર બેસી રાજાની સાથે વાર્તા-વિનોદ કરી રહ્યા હતા. યુવરાજ પુષ્પાયુધ પણ પિતાની જોડેના આસન પર બેઠો હતો. તે આ વખતે કંઇક મહાન વિચારોમાં મશગુલ હોય એમ જણાતું હતું. એવામાંજ દ્વારપાળે અંદર આવી સવિનય જણાવ્યું કેઃ—"ચંપાનગરથી એક સરદાર આવ્યો છે ને તે નામદારને મળવા માગે છે."

"તેમને સુખરૂપે અંદર લઇ આવો." અમરસિંહે આજ્ઞા આપી. દ્વારરક્ષક ચાલ્યો ગયો અને પછી થોડી વારે પુષ્કરાજના સરદારે ત્યાં પ્રવેશ કર્યો. તેણે સિંહાસન સમિપ જઇ નીચા પડી નમન કર્યું. અમરસિંહે તેનું કુશળ પૂછી આવવાનું કારણ પૂછ્યું. જવાબમાં તે સરદારે મહારાજા પુષ્કરરાજનો પત્ર અમરસિંહના હાથમાં મૂકયો. અમ-

રસિંહે તે પત્ર લઇ દિવાન અમૃતરાયને વાંચવા આપ્યો.

મંત્રિએ પત્ર વાંચી જણાવ્યું કેઃ—" મહારાજ ! આ પત્રમાં મહારાજા પુષ્કરરાજે આપને જલ્દીથી સ્વયંવરની શોભામાં વૃદ્ધિ કરવાને પધારવાનું જણાવ્યું છે."

" આપણે આજ સાંજે ત્યાં જવાનો વિચાર કરીશું. " કહી અમરસિંહે આવેલા સરદારને જવાબ લખી આપ્યો. તે સરદારે જતાં પહેલાં યુક્તિ પૂર્વક રાજકન્યાનો પત્ર યુવરાજ તરફ ફેંકયો. કોઇની નજરે આ દેખાવ પડયો નહિ. સરદાર નમન કરી ત્યાંથી વિદાય થઈ ગયો. યુવરાજે રાજકન્યાનો પત્ર વાંચ્યો. તે પત્રમાં પણ તેને જલ્દીથી ચંપાનગરમાં આવવાને જણાવ્યું હતું. તેમાં વધારે એ લખેલું હતું કેઃ— " જો આપ સમયસર સ્વયંવરમાં નહિ આવો તો હું મારા પ્રાણનો ત્યાગ કરીશ, હું આપના સિવાય અન્યને વરવા ખુશી નથી. જો મારી આશા ભંગ કરશો તો જરૂર તમે સ્ત્રી હત્યાનું મહાન્ પાપ સંપાદન કરશો. "

યુવરાજ પત્ર વાંચી વિચારમાં પડયો. એવામાંજ રાજા અમરસિંહે દરબાર વિસર્જન કર્યો. સભાસદો ચાલ્યા ગયા. યુવરાજ પુષ્પાયુધ પણ અનેક તર્ક–વિતર્ક કરતો મહેલ તરફ ગયો. સભાગૃહમાં ફક્ત રાજા અમરસિંહ અને પ્રધાન અમૃતરાય સિવાય કોઇ રહ્યું નહિ. બન્નેમાં ઘણીવાર સુધી મૌન પથરાયું, અંતે રાજા અમરસિંહે મૌનતાનો ત્યાગ કરી દિવાનને પૂછ્યુંઃ—" કહો અમૃતરાય ! આપણે હવે કેમ કરવું ! આપણે સ્વયંવરમાં જવું કે નહિ ? "

" આપ નામદારે તો ત્યાં જરૂર જવુંજ જોઇએ. જો આપ ત્યાં નહિ પધારો તો મહારાજા પુષ્કરરાજને ઘણુંજ ખોટું લાગશે. " દિવાને કહ્યું.

"પ્રધાનજી! હું ત્યાં જવાને તો ઘણોજ ખુશી છું. પણ....

"મહારાજ! પણ કહીને કેમ અચકી ગયા?" દિવાને પૂછ્યું.

"પ્રધાનજી! તમે સારી રીતે જાણો છો કે ચંપાનગર મોટું રાજ્ય છે. ત્યાંના મહારાજાને આધિન અનેક રાજા મહારાજાઓ છે. તેઓ સઘળા એ શુભ પ્રસંગમાં ત્યાં એકત્ર થયા હશે. એ મોટા રાજા મહારાજાઓમાં હું કેવી રીતે શોભી શકીશ! આપણું રાજ્ય ઘણું નાનું છે. તેમ આપણી સ્થિતિ પણ હાલ નરમ છે. આજના મિથ્યાભિમાની રાજાઓ મને ત્યાં જોઇ લજવાશે. તેમાં મધુપુરનો જાલીમસિંહ તો આપણો કટ્ટો વિરોધી છે. તે પણ ત્યાં આવેલો હશે. તે મને જોઇ તેનું મુખ મરોડશે અને કદાચ નકરે ને નારાયણ ક્યાંક મારૂં અપમાન થયું તો યુવરાજ પુષ્પાયુધ કાળો કેર વર્તાવે ને ક્યાંક ત્યાંના શુભ પ્રસંગમાં વિઘ્ન પડે; એ કારણથી ત્યાં જવાને મારૂં મન પાછું હઠે છે."

"મહારાજ! ત્યાં ગયા પહેલાં આવા વિચાર કરવા યોગ્ય નથી. જાલીમસિંહ કદાચ આપને અપમાન કારક રીતે વર્તશે તો શું મહારાજા પુષ્કરરાજ શાન્ત બેસી રહેશે કે? શું તેઓ પોતાને ગ્રહે બોલાવી આપનું અપમાન થવા દેશે કે? મને તો એમ લાગતું નથી. માટે આપ શ્રી યુવરાજને લઇ ત્યાં પધારો. ચાલો હું પણ આપની સાથે આવું છું." કહી પ્રધાન અમૃતરાય ઉભો થયો. તે સાંજના રાજા અમરસિંહ યુવરાજ પુષ્પાયુધને લઇ ચંપાનગર જવા ઘોડેસ્વાર થયા. પ્રધાન અમૃતરાય સો બળવાન અંગરક્ષકો સાથે રાજાની જોડે જવાને તૈયાર થયો. સઘળું મંડળ ત્યાંથી ચાલવા લાગ્યું. માર્ગમાં શુભ શુકન થયા. એ જોઇ તરત વિચીક્ષણ પ્રધાન બોલી ઉઠયો કેઃ—"શુકુન શુભ થાય છે. યુવરાજ જરૂર વરમાળા કંઠમાં પહેરશે અને સદ્‌ગુણી પુષ્પાને

પરણી આનંદથી સત્યપુરમાં આવશે.” રાજાએ પ્રધાનની સામે ગંભીરતાથી જોયું. પ્રધાને યુવરાજ સામે જોઇ છૂપું હાસ્ય કર્યું. રસ્તામાં ચાલતાં ચાલતાં રાજા અમરસિંહે યુવરાજને અનેક પ્રકારની શીખામણો આપી ચંપાનગરમાં કંઇ પણ તોફાન નહિ કરવાને જણાવ્યું. જાલીમસિંહ અને પુષ્પાયુધ એક બીજાના કટ્ટા દુશ્મનો હતા. તેઓ જ્યારે જ્યારે કોઇ સ્થળે કદાચ એકઠા થતા તો મહાન તોફાન મચાવી ભયંકર પ્રસંગ ઉપસ્થિત કરતા. પુષ્પાયુધ વીર યોદ્ધો હતો. તે જાલીમસિંહને હમ્મેશાં ધિક્કારની નજરે જોતો. આથી સિદ્ધ થતું હતું કે પુષ્પાયુધ અગર તો જાલીમસિંહ આ પૃથ્વીપર લાંબો વખત જીવતા રહેવાને સર્જાએલા નહોતા. અંતે રાજા અમરસિંહે સર્વ સાથે નગરમાં પ્રવેશ કર્યો. મહારાજા પુષ્કરરાજે તેમનું સારૂં સન્માન કરી એક સુશોભિત મહેલમાં ઉતારો આપ્યો.

રાજકુમારીને તેમના આવવાની ખબર પડતાં અત્યાનંદ થયો. તેણે પોતાની એક વિશ્વાસુ દાસીને મોકલી પુષ્પાયુધનું કુશળ પૂછાવ્યું પુષ્પાયુધે પણ તેને યોગ્ય પ્રત્યુત્તર મોકલાવ્યો. આવી રીતે આનંદમાં એ રાત્રિ પસાર થઇ. બીજો દિવસ પણ પૂરો થઈ ત્રીજો દિવસ થયો. આજે સ્વયંવર હતો. પ્હો ફાટતાંજ બંદુકોના અવાજો થયા. રાજમહેલમાં વિધવિધ પ્રકારનાં વાજીંત્રો વાગવા માંડયાં. પ્રહર દિવસ ચઢતાં તો માણસોનો પુષ્કળ જમાવ થઇ ગયો. ઘોડેસ્વારો અને સિપાહીઓ આમ તેમ ફરી બંદોબસ્ત રાખવા લાગ્યા. સ્વયંવરમાં આવેલા રાજા–મહારાજાઓ અપૂર્વ શૃંગાર ધારણ કરી સ્વયંવર મંડપમાં જઇ ગોઠવેલાં આસનો પર પોતાની યોગ્યતા પ્રમાણે બિરાજવા લાગ્યા. દ્વારપાળ નેકી પોકારી રાજા–મહારાજાનું નામ દઇ તેમના આગમનનું સૂચન કરતો હતો. મધુપુરનો મહારાજા જાલીમસિંહ તો કયારનોએ

પોતાના આસન પર બેશી આવનાર રાજાઓના મુખનું નિરીક્ષણ કરતો હતો. તે મદાંધરાજા સર્વને તિરસ્કારની નજરે જોતો અને આ બધા કરતાં હુંજ મોટો છું એમ મનમાં માનતો. વળી તે તેના મનમાં એમ પણ ધારણા બાંધી બેઠો હતો કે પુષ્પાવતી નક્કી મનેજ વરમાળા આરોપશે; કારણ કે અહિં એકઠા થએલા સર્વ રાજા મહારાજા મ્હારી આગળ ઝાંખા જણાય છે.

સ્વયંવર મંડપ ચિકાર ભરાઈ ગયો હતો; એવામાંજ રાજા અમરસિંહે યુવરાજ પુષ્પાયુધ સાથે પ્રવેશ કર્યો. જાલીમસિંહ તેમને જોતાંજ ચમક્યો. તેની આંખ્યોમાં ગુસ્સાની લાગણી પ્રકટપણે જણાવા લાગી. પુષ્પાયુધ પણ તેની સામે ધિક્કાર યુક્ત વદને જોઇ નજર બીજી બાજુએ ફેરવી. પિતા–પુત્ર પોતાને માટે તૈયાર રાખેલાં આસનો પર જઇ બેઠા.

સ્વયંવરની શોભા અદ્વિતીય થઇ રહી હતી. બરાબર શુભ મહુર્તનો સમય થતાં રાજકુમારી પુષ્પાવતી હાથમાં વરમાળા ઝાલી હંસગતીએ સભામાં ચાલી આવી. તેની આગળ રાજગુરૂ અને મહારાજા પુષ્કરરાજ ચાલતા હતા. પાછળ રૂપગુણ સંપન્ન પરિવ્રાજીકાઓ ચાલતી હતી. રાજગુરૂ દરેક રાજાઓનાં નામ–કીર્ત્તિ વગેરે કહી સંભળાવતો હતો. પુષ્પાવતી દરેક રાજાઓના મુખનું નિરીક્ષણ કરતી–કરતી આગળ ચાલી. રાજા–મહારાજાઓ તેની આશા રાખી આતુર વદને બેશી રહ્યા હતા. જે રાજાની પાસે થઇને રાજકન્યા આગળ ચાલી જતી તે રાજા દિલગીર થઇ લલાટ પર હાથ મૂકી નિઃશ્વાસ નાખતો. પુષ્પાવતી ઝડપથી આગળ વધવા લાગી. તે જાલીમસિંહના આસન આગળ થઇને પસાર થઇ. જાલીમસિંહની આશા નષ્ટ થઇ. રાજકન્યાએ તેના મુખ સામે પણ નજર કરી નહિ; આથી તેના ગુસ્સાનો પાર રહ્યો

નહિ; પણ આ વખતે તેનો ગુસ્સો શું કામમાં આવે ? તે ગુસ્સાને દબાવી બેશી રહ્યો. પુષ્પાવતીની ચપળ ચક્ષુએ ચારે તરફ ફરી પુષ્પાયુધને ખોળતી હતી. થોડીવારમાં તો તે ગુણજ્ઞ બાળાએ તેના પ્રિય જનને ખોળી કાઢયો. તેણે તત્કાળ તેની પાસે દોડી જઇ તેના કંઠમાં વરમાળા આરોપી. ભાટ–ચારણોએ પુષ્પાયુધની જય ગર્જના પોકારી. વાજીંત્રો જોસથી વાગવા મંડયાં. અભિવંદનની તોપો છૂટવા લાગી. મંડપમાં આવેલા રાજાઓ લજવાઈ ઝાંખા પડી ઝપાટાબંધ ચાલી નીકળ્યા. સૌથી પહેલ વહેલો જાલીમસિંહ બહાર નીકળ્યો અને ગુસ્સાના આવેશમાંજ તેના રસાલા સહિત મધુપુર ઉપડી ગયો. અન્ય રાજાઓ મહારાજા પુષ્કરરાજ અને અમરસિંહને મળી વિદાય થઈ ગયા. તે પછી પુષ્પાવતી અને અમરસિંહનું યથાવિધિ લગન કરવામાં આવ્યું. મહારાજ પુષ્કરરાજે કન્યાદાનમાં પુષ્કળ દ્રવ્ય આપ્યું. માંગણ લોકોને સંતોષવામાં આવ્યા. પ્રજાજનો મિષ્ટાન્ન જમવા લાગ્યાં. બરાબર પંદર દિવસ સુધી ધામધૂમ મચી રહી. બાદ સોળમે દિવસે રાજા અમરસિંહે વિદાયગિરિ માંગી. પુષ્કરરાજે યોગ્ય પહેરામણી આપી પુષ્પાને કેટલીક શીખામણ આપી સાસરે વિદાય કરી. રાજકન્યાની સાથે આવેલી વિમળા પણ તેની સાથે સત્યપુર ગઇ.

## પ્રકરણ ૪ થું.

### ઉશ્કેરાએલો જાલીમસિંહ.

**अकरुणत्वमकारणविग्रहः परधने परयोषिति च स्पृहा।**
**सुजनबन्धुजनेष्वसहिष्णुताप्रकृतिसिद्धमिदं हि दुरात्मनाम् ॥**

ભર્તુહરિ.

સર્વ પ્રાણીઓ ઉપર નિર્દયપણું, કારણ વિના કલેશ, પરધન

તથા પરસ્ત્રીની ઇચ્છા, અને પોતાના સંબંધીઓનું અનિષ્ઠ કરવું એ ચાર દોષ ખળ પુરૂષોમાં સ્વભાવિક હોય છે. રાજા જાલીમસિંહ દુર્ગુણોનો ભંડાર હતો. રાજ્ય સત્તાના મદથી મદાંધ થયો હતો અને સર્વને તૃણવત્ ગણતો હતો. તેના અમલમાં પ્રજા દુઃખથી રીબાતી હતી. તેના સરદારો-સૈનિકો સ્વાર્થાંધ અને લુચ્ચા હતા. હમેશાં રાજા તરફથી નવા હુકમો અને કાયદાઓ અમલમાં મૂકતા. રાજાને કંઇપણ કહેવાને કોઇ હિંમત ધરતું નહિ. ફક્ત રાજાના પુરોહિત શાંતિશર્મા રાજાને કવચિત્ ન્યાય યુક્ત ચાલવાની શીખામણ આપતા. શાન્તિશર્મા વૃદ્ધાવસ્થાને લીધે દરબારમાં આવી શકતા નહોતા; છતાં પ્રજા પર ગુજરતા જુલમને માટે રાજાને પાસે બોલાવરાવી ઉપદેશ આપતા. ખળરાજા હાજી હા કરી ચાલ્યો જતો, અને શેડની શીખામણ ઝાંપા સુધી એ મુજબ વર્તતો. પોતાની શીખામણ કંઈ કામમાં આવતી નથી ધારીને શાન્તિશર્માએ રાજાને કંઇ પણ નહિ કહેવાનો નિશ્ચય કર્યો, અને પ્રજા પર ગુજરતો ત્રાસ જોઇ સંસારમાંથી છૂટો થવાને પ્રભુની પ્રાર્થના કરતો હતો. પુષ્પાવતીને લઇ જનાર પુષ્પાયુધ હતો. એવા સમાચાર જાલીમસિંહને મળ્યા હતા. એક નાનો છોકરો આટલી બધી ઉદ્ધતાઇ કરી ગયો અને અંતે તે તેને પરણ્યો; તે જાણી તેના ક્રોધનો પાર રહ્યો નહિ. આજે સવારથીજ તેને ઉદ્વેગ ઉત્પન્ન થયો હતો. તે પુષ્પાયુધ ઉપર ગુસ્સે થઇ મહેલના દિવાનખાનામાં આમતેમ આંટા મારતો હતો. તેણે ઘણી વાર સુધી આમતેમ આંટા માર્યા કર્યા. તેના હૃદયમાં ક્રોધની આગ ભડભડાટ સળગતી હતી. આખરે એક વિકટ હાષ્ય કરી તે આત્મગત્ બોલી ઉઠયોઃ—" બચ્ચા પુષ્પાયુધ ! સિંહની ગુફામાં હાથ ઘાલવાથી શો સાર નીકળે છે, તેની તને હવે બરાબર ખબર પડશે. હું તને જીવતો કેદ પકડીશ અને પુષ્પાવતીના દેખતાંજ

તને ઝેરી સાપને સ્વાધિન કરીશ. બસ–ત્યારેજ, હા! ત્યારેજ આ હૃદયમાં સળગેલી આગ શાન્ત થશે. હઠીલી પુષ્પા! ત્હેં પણ મોટી ભૂલ કરી છે. બળવાન રાજાને મૂકી એક નાના અને નિર્માલ્ય રાજાના છોકરા સાથે પરણી છે. તે તારી ભૂલ હું સુધારીશ અને મારા હૃદય મંદિરની રાણી બનાવીશ. પુષ્પા! પુષ્પા! તારૂં લાવણ્ય મારા હૃદયને દુઃખી કરે છે. આ મન તારા વિના અમુઝાય છે. પુષ્પા! તું માનીશ તો સુખી થઇશ. તારી ઇચ્છા નહિ હોય તોપણ હું તને મારી રાણી બનાવીશ.

પડયા પાસા ઉંધા, હજુ પણ કંઇ હરકત નથી;
કરૂં બીજી યુક્તી, જતી કરવી એ જુવતી નથી.
કરોડો ઉપાયે હરણી હરતો શાર્દુલ નથી,
ખરે ઉદ્યોગીથી, જગતમાંહિ કંઇ દૂર નથી.
રસીલી રંગીલી અદ્‌ભૂત અહા સુંદરી બની,
અરે જાણું હું તો રમણી મણિ માંહિ શિરમણિ.
ઘટે લક્ષ્મીને શું જગપતિ વિના અન્યજ પતિ ?
ખરે નક્કી–નક્કી કળીયુગ મહિ તો નથી સતિ.

રા. ઝવેરી.

બસ એજ વિચાર. પુષ્પાને પકડીશ–તેને મનાવીશ. જો તે માનશે તો સુખી કરીશ, અને નહિ માને તો અત્યંત ત્રાસ આપી મારી ગુલામડી બનાવીશ. હા, પુષ્પા! તારા રૂપ સૌન્દર્યથી હુ ઘેલો બની ગયો છું. સુંદરી! ત્હેં મને નિરાશ કર્યો છે. મારી આશામાં હળાહળ ઝેર રેડયું છે. ખરેખર ત્હેં પેલી ભામટી વિમળાના પ્રપંચેજ આ પગલું ભર્યું છે. એ પિશાચી વિમળાને પણ પકડી મંગાવી મારા એક હલકા ખવાસ સાથે પરણાવીશ. ઓ મદઘેલી મહિલા! જ્યારે હું તારૂં અભિ-

માન ઉતારીશ ત્યારેજ શાન્ત થઇશ.” આમ વિચારમાળા ચાલી રહી છે એટલામાં દ્વારરક્ષકે ત્યાં આવી જણાવ્યું કે:–“મહારાજ ! ગુરૂજી શાન્તિશર્મા કોઇ અગત્યના કામ માટે આપને મળવા માગે છે.”

“તે ઘરડું ખચ્ચર વળી અત્યારે અહિં શા માટે આવ્યું હશે ! જા તેને આવવા દે.” રાજાએ આજ્ઞા આપી. દ્વારરક્ષક ચાલ્યો ગયો. શાન્તિશર્માએ ત્યાં પ્રવેશ કરી રાજાને આશીર્વાદ આપ્યો. રાજાએ માથુ નમાવી પૂછ્યું:–“મહારાજ ! આજે ઘણા દિવસે એકાએક આગમન શા કારણથી થયું છે ?”

“રાજન્! મ્હેં એમ સાંભળ્યું છે કે તમારૂં ચિત્ત આજ કેટલાક સમયથી વ્યગ્ર રહે છે. તે તથા બીજાં કંઇક કારણોથી મારે ખાસ અહિં આવવું પડયું છે. રાજન ! શું તબીઅતમાં કંઈ બગાડો થયો છે કે કોઇ સબળ શત્રુ ઉભો થયો છે ?” શાન્તિશર્માએ પૂછ્યું.

“ગુરૂજી આપનું ધારવું ખરૂં છે. મારૂં મન હાલમાં અત્યંત વ્યાકુળ રહે છે. ખાન–પાન–ગાન–વગેરે કાંઇ પણ ગમતું નથી. મહારાજ ! ખરૂં પૂછો તો મારો જીવ ચકડોળે ચઢેલો છે. તે ફક્ત એકજ વસ્તુની જંખના કર્યા કરે છે.” જાલીમસિંહે જણાવ્યું.

“તે શું ચીજ છે કે જેનાથી આપને આટલું બધું સહન કરવું પડે છે ?” શાન્તિશર્માએ ગંભિર મૂખે પ્રશ્ન કર્યો.

“ન પૂછો–ન પૂછો, ગુરૂમહારાજ ! તે વાત અત્યારે ન પૂછો. તે વાત જાણવાથી આપને અત્યંત દુઃખ ઉત્પન્ન થશે.”

“તોય પણ જણાવો તો ખરા કે છે શું ?”

“આપનો આગ્રહ છે તો સાંભળો. આપ જાણતા તો **હશોજ** કે ચંપાનગરના રાજા પુષ્કરરાજની પુત્રી પુષ્પાવતીને હું **અહીં લાવ્યો** હતો. તે સુંદરીની ઇચ્છા મને પરણવાની હતી.

પણ પેલો ઉદ્ધત સત્યપુરનો પાટવી કુમાર પુષ્પાયુધ તેને પરણી ગયો છે. ગુરૂરાજ ! તે શીયાળવાએ સિંહની ગુફામાં હાથ ઘાલી હાથે કરી મ્હોત માગી લીધું છે. બસ એજ કારણથી આ ચિત્ત ચકડોળે ચઢ્યું છે.”

“રાજન્ ! આપ અસત્ય શાને બોલો છો. પુષ્પાવતી પુષ્પાયુધને ચાહે છે તેની પણ મને સારી રીતે ખબર છે. બીજું તમે તેને ચંપાનગરમાંથી ઉપાડી અહિં પકડી લાવ્યા હતા. તમે કહો છો કે પુષ્પાવતીની ઇચ્છા પરણવાની હતી; પણ એમ બનેજ નહિ. શુદ્ધ ક્ષત્રિય બાળા અર્પેલા પ્રેમનો ભંગ કરેજ નહિ. તેને લઇ જવામાં અને પરણવામાં પુષ્પાયુધે પોતાનો ધર્મ બજાવ્યો છે; એમાં તેણે શું ખોટું કર્યું છે? માટે એવા હલકા વિચારોનો ત્યાગ કરી મનને શાન્ત કરો. હદપાર વર્તવામાં મઝા નથી.”

“ગુરૂમહારાજ ! હવે તમારા એક પણ શબ્દની અસર અને થનાર નથી. હું દુષ્મનને યોગ્ય બદલો આપ્યા વિના અને પુષ્પાવતીને આ રંગમહેલમાં લાવ્યા વિના શાન્ત થનાર નથી.”

“રાજા ! જે દુષ્મનને બદલો આપવાની ઇચ્છા ધરાવો છો તે કેવો બળવાન છે તે આખું જગત્ જાણે છે. તે નાનકડું રાજ્ય છે પણ ક્ષાત્ર લોહીથી ભરપૂર છે. તેમજ પુષ્પાવતી વીર યોદ્ધાઓથી રક્ષાએલી છે. સિંહના સંરક્ષણમાં છે, વીર પુત્રની છાયામાં છે. તેને લાવવાનો વિચાર આકાશ કુસુમ સમાન છે.”

“સમજું છું. આપનાથી હું વિશેષ સમજું છું. ગુરૂરાજ ! આજ સુધી મ્હેં આપનું માન જાળવ્યું છે. તેના બદલામાં તમે મારી વિરૂદ્ધ વર્તી મને ઉત્તેજીત કરવાને બદલે દબાવો છો. બસ આજથી તમારો અને મારો સંબંધ તુટયો છે. આ બળવાન રાજા તેના

શત્રુઓનો કેવી રીતે સંહાર કરવો તે સારી રીતે સમજે છે. તે સત્યપુરના રાજપૂતોનો એકજ સપાટે નાશ કરવાને આ વીર સામર્થ્યવાન છે. રસીલી પુષ્પા ભલે હજારો—બલકે કરોડો વીર યોદ્ધાઓથી રક્ષાએલી હશે તદપિ આ બળવાન રાજા તેને લાવ્યા વિના છોડનાર નથી. તેને મેળવવાને હું મારા સમસ્ત સૈન્યનો સંહાર થવા દઇશ. લોહીનો મહાસાગર રેલાવીશ અને એ મદાંધ યુવતીને મારે સ્વાધિન કરીશ. મધુપુરના રાજાની કેટલી સત્તા છે, અરે તે કેવો ભયંકર માણુસ છે તેની સઘળાને ખબર છે. ”

“ રાજા ! સાહસ થાય છે. કળિકાળની સિમા અત્રે પૂર્ણ થાય છે. તમારે માનવું યા ન માનવું એ મરજીની વાત છે; પણ આ રાજ્યના ગુરૂની લાગણી તમારાં કુકૃત્યોથી દુખાય છે. મર્હુમ મહારાજાને આપેલા વચનથીજ આ બળતું હૃદય આપને દુઃખ ઉપજાવે એવાં વચનો અત્યારે સંભળાવે છે. રાજા—સત્તાના બળમાં મસ્ત બનેલા ઓ રાજા! આ પ્રાણ હવે થોડા સમયનેજ માટે છે. માટે મારૂં કહેવું માન, પ્રભુને ખાતર માન—આ રાજ્યની આબરૂ સાચવવા માટે માન, કારણ કે પુષ્પાવતી પુષ્પાયુધની ધર્મપત્નિ થઇ ચૂકી છે. બીજાની થએલી પત્નીને બળાત્કારથી મેળવવી એ કયાંનો ન્યાય છે ?”

“ આ જાલીમસિંહના હૃદયનો ન્યાય છે. ગમે એવી સ્ત્રી લાવી તેનાથી સુખ ભોગવવું એ મારી સત્તાની વાત છે. હું પુષ્પાને લાવીશ અને તેની સાથે રંગરાગ માણીશ. ”

“ બસ એજ તારા ભાવીની ઉથલપાથલ કરનારી જ્વાળામુખી દેવી છે. પુષ્પાની પાવક જ્વાળમાં આખરે તારે બળી ભષ્મ થવાનું નિર્માણ થએલું છે. હા ! તેથીજ તારી વિપરીત બુદ્ધિ થઇ છે.”

“ બસ કરો—બસ કરો. તમારાં નિર્માલ્ય વચનો મને વધારે

વાર ન સંભળાવો. હું ધારૂં એ કરવાને સમર્થ છું, પૃથ્વીને પાતાળમાં પણ ચાંપવાને સત્તાવાન છું.”

“ ખરેખર આવા કંગાલોએજ આ પવિત્ર ભૂમીને અપવિત્ર કરી છે. પ્રજાપાલકનો ધર્મ પિશાચ રાજાઓના હૃદયમાંથી વિલુપ્ત થઇ ગયો છે. હાય! આ પવિત્ર ભૂમિ પામીઓના પાપાચારથી અપવિત્ર થશે અને આવા મોહાંધ મહિપતિઓના ત્રાસથી આખરે પરતંત્ર થશે. હા ! જ્યારે આવા મોહાંધ મહિમતિઓ લલના અને લક્ષ્મીને માટે અત્યંત ત્રાસ વર્તાવશે, હા ! ત્યારેજ—બસ ત્યારેજ પ્રભુ સ્વરૂપ બળવાન વીર આ વસુધામાં જન્મ ધરી પ્રજાની વ્હારે ચઢી દુષ્ટાત્માઓને દંડ દેશે. મદાંધ થએલા ભૂપતિઓને બળ બતાવી ગુલામ બનાવશે. હા, બસ—ત્યારેજ આવા વિષયાંધ રાજાઓનો ગર્વ ગળી જશે. પ્રભુ ! પ્રજાનું રક્ષણ કરનાર અને જુલ્મી જુલ્મીઓના જુલ્મને શાન્ત કરનાર વિજયી રાજાનું રાજ્ય અવિચળ તપજો.” કહી શાન્તિ શર્માએ આકાશ સામે હાથ જોડી પ્રભુની પ્રાર્થના કરી.

ગુરૂનાં વચનોથી જાલીમસિંહ ક્રોધાક્રાન્ત બની ગયો. તેણે તેજ ક્ષણે સિપાહીઓને બોલાવી ગુરૂને બાંધી કારાગૃહમાં પૂરવાની આજ્ઞા આપી દીધી, સિપાહીઓ બાંધવા આવે એ પહેલાંજ શાન્તિશર્માએ છલંગ મારી રાજાની કમ્મરેથી કટાર ખેંચી લીધી અને તેને ભયંકર શાપ આપી કટારથી આત્મહત્યા કરી. જાલીમસિંહ લોહીમાં તરફડતા રાજ્ય ગુરૂને જોઇ હસવા લાગ્યો. શાન્તિશર્માએ તિરસ્કાર યુક્ત વદને તેના સામે દૃષ્ટિ કરી પ્રાણ ત્યાગ્યો, જાલીમસિંહે બીજા સિપાહીઓને બોલાવી તેના શબને અગ્નિ સંસ્કાર કરી આવવાની આજ્ઞા કરી, સિપાહીઓ શાન્તિશર્માના શબને ઉપાડી ગયા, જાલીમસિંહ વિરામાસન પર પડી મનમાં કંઇક બરબડવા લાગ્યો. ખરેખર દુષ્ટ માણસો બીજાની ચઢતી જોઇને

બળી જાય છે. તેમનાથી બીજાનું સુખ જોઇ શકાતું નથી. એ અનુસાર જાલીમસિંહ ઇર્ષાગ્નિથી બળવા લાગ્યો. એક મોટા મહારાજાની કન્યા એક નાના રાજાના પુત્રની પત્ની થઇ એ તેનાથી સહન કરી શકાયું નહિં.

જાલીમસિંહ જોકે રાજા હતો પરંતુ તેનામાં રાજાનો એક પણ ગુણ નહોતો. તે વ્યસની અને વિલાસી હતો. તેના જનાનામાં અનેક પત્નીઓ તથા ઉપ પત્નીઓ હતી; છતાં એ પશુવૃત્તિનો પિશાચ તેની વિષયેચ્છાને તૃપ્ત કરવાને અનેક સુશીલ બાળાઓને ત્રાસ આપતો હતો. તેની કુટિલતાથી પ્રજા કંટાળી ગઇ હતી. કેટલાંક પ્રજાજનો તો મધુપુરનો ત્યાગ કરી બીજા નગરમાં જઇ રહ્યાં હતાં, જો નગરમાં કોઇ સુંદર સુંદરી નજરે પડતી તો તરત તેને ઉપાડી જનાનખાનામાં લઇ જવામાં આવતી. નવીન સુંદરીના લાવનારને જાલીમસિંહ ઇનામ આપતો; આથી તેના સિપાહી અમલદાર વગેરે નિરંતર એ નીચ કામમાંજ લક્ષ આપતા હતા. રૈયત ત્રાહ્ય-ત્રાહ્ય પોકારતી. દુષ્ટ જાલીમસિંહના જુલમની હદ આવી રહી. ગરીબ રૈયતની વ્હારે ચઢનાર અને જાલીમસિંહને તેના કર્મની શિક્ષા કરનાર કોઈ પણ રાજા એ સમયે હિંમતવાન થતો નહિ. કેટલાક રાજા મહારાજાઓ તો જાલીમસિંહના દોસ્ત બની તેની સાથે આનંદ ભોગવવા મધુપુર આવતા અને મહિનાઓના મહિના સુધી ત્યાં પડયા પાથર્યા રહેતા. એ આનંદ વિલાસમાં લખલૂટ ખર્ચ થતું હતું.

મધુપુરમાં આવી રીતે અંધેર ચાલી રહ્યું હતું. પુષ્પાવતીના લગ્નથી જાલીમસિંહના હૃદયમાં આગ લાગી હતી. તે નિરંતર શોક કરી મહેલમાં પડી રહેવા લાગ્યો. રાજાની એવી અવદશા નિહાળી સર્વ સરદારો શોક કરવા લાગ્યા અને રાજાજીને શું થયું હશે એમ મનમાં વિચારવા લાગ્યા. છેવટે મંત્રી ભુપતસિંહે રાજાની પાસે આવી શોકાતુર

રહેવાનું કારણ પૂછ્યું. જવાબમાં રાજાએ કપાળ પર હાથ પછાડી કહ્યું:-" પ્રધાનજી! શું કહું? જે મધુરા બુલબુલની આશાએ હું આજ સુધી આનંદમાં દિવસો નિર્ગમન કરતો હતો; હા! તે બુલબુલ બીજાની પાસે ગયું છે, તેણે મારી આશામાં હળાહળ વિષ રેડયું છે. મંત્રી! ચંપા નગરના નરેશની પુત્રી પુષ્પા આપણા દુષ્મન પુષ્પાયુધની પટરાણી થઇ છે. હાય ! સિંહનો શીકાર એક નાનકડો મૃગ પડાવી ગયો છે. હંશી કાગડાની થઇ છે ! "

" મહારાજ ! શાન્ત થાઓ. આવી રીતે શોક કરવાથી કંઇ વળનાર નથી. લગ્નથી જોડાઇ ગએલી પુષ્પા હવે ફરીથી પ્રાપ્ત થનાર નથી. માટે તેના વિચારનો ત્યાગ કરો. હું આપને માટે તેનાથી અધિક સુસ્વરૂપા સુંદરી ખોળી લાવીશ." ભૂપતસિંહે શાન્તિ આપી જણાવ્યું.

" મારે હવે અન્ય સુંદરીની ઇચ્છા નથી. જે પુષ્પાએ મારી આશાને અધવચથીજ કાપી છે, તેને હું કદાપિ સુખી થવા દઇશ નહિં. હું તેને હરકોઇ ઉપાયે મારા પંજામાં ફસાવી તેનું શીયળ નષ્ટ કરી તે મદાંધ બાળાનો મદ ઉતારીશ. હા ! પુષ્પાયુધ ! જે સમયે પુષ્પાએ તારા કંઠમાં વરમાળ આરોપી હતી, તે વખતે ત્હેં મારી સામે તિરસ્કાર ભરી દ્રષ્ટે જોઇ મારી હાંસી કરી હતી; તે સઘળું મને યાદ છે. તારૂં વાવેલું વિષવૃક્ષ મોટું થયું છે; તેનાં ફળ ચાખવાનીજ હવે વાર છે. બચ્ચા પુષ્પાયુધ! ત્હેં ગુફામાં સૂતેલા સિંહને લાત મારી જગાડ્યો છે. એક નાના ઓળસીઆએ અજગરનું અપમાન કરી ભયાનક વેર વધાર્યું છે; બસ તે પ્રચંડ આગના ભભુકામાં તારે હવે હોમાવાનું છે." આમ બોલતો જાલીમસિંહ હાથની મૂઠ્ઠીઓ વાળી હોઠ પીસવા લાગ્યો. મંત્રી ભૂપતસંગ તેની પાસે જઇ આશ્વાસન આપી કહેવા લાગ્યો:-" મહારાજ ! જે સસલાએ સિંહને અપમાનની આગમાં

સળગાવ્યો છે તે સસલાને હું આજ ક્ષણે પકડવા જાઉં છું અને થોડા દિવસમાંજ તેને બંધિવાન બનાવી આપના ચરણમાં રજુ કરૂં છું."

"નહિ, એમ કરવાથી મોટા રાજાઓમાં આપણી હાંશી થશે. એક મોટા બળવાન રાજાએ નાના ઠાકોર સાથે મુકાબલો કરવો એ ઘણું લજ્જાનું કામ છે. આપણે તેની સામે ઉઘાડા નહિ પડતાં પ્રપંચથી કામ કરવાનું છે. ભુપતસંગ ! તું ગમે એ પ્રકારે પ્રથમ પુષ્પાવતીને ઉપાડી મંગાવ. પુષ્પાના અહિં આવ્યા પછી આપણે તરત પુષ્પાયુધનું કાસળ કાઢી નાખીશું. તેને મરણ પામેલો જોઇ પુષ્પા તેની મેળેજ મારી સાથે પ્રેમ બાંધશે; કારણ કે પુષ્પા મને ચાહતી હોય એમ હું જાણું છું તેણે સ્વયંવરમાં પણ મારી સામે જોઇ કાતીલ કટાક્ષ ફેંક્યું હતું, સ્ત્રીયો ઘણી શરમાળ હોય છે, તે પ્રાણાંતે પણ તેના મનની ઇચ્છા જાહેર કરી શકતી નથી. જે ચાલાક પુરૂષ હોય છે તેજ સ્ત્રી નામનો ભાવ જાણી શકે છે. મારા ધારવા પ્રમાણે પુષ્પા અંદર ખાનેથી મને ચાહતી હોવી જોઇએ; પછી તો ભગવાન જાણે. માટે આપણે તેને હરકોઇ ઉપાયે પ્રથમ અહિં લાવવાની જરૂર છે. પ્રધાનજી ! આ કામ તારેજ કરવાનું છે. તારી પરિક્ષાનો આ સમય છે. જોઉં છું કે તું આ કામ કેવી રીતે પાર ઉતારી શકે છે." કહી જાલીમસિંહ પ્રધાનની સામે જોઇ રહ્યો.

પ્રધાન ભૂપતસંગે થોડીકવાર વિચાર કરી કહ્યું:—"મહારાજ ! મને આ પળેજ એક યુક્તિ યાદ આવી છે. બસ હવે આપણું કામ પાર પડ્યુંજ સમજજો."

"હેં ! શું કહે છે ? એવું તે શું યાદ આવ્યું કે જેથી જલ્દી કામ પૂરૂં થવાનું જણાવે છે ?" રાજાએ પૂછ્યું.

"મારો એક મિત્ર છે. તેનું નામ મોજીરામ છે. તે નદી કિનારે આવેલા ભૈરવનાથના મંદિરમાં રહે છે. તે ભૈરવાચાર્યના નામથી ઓળખાય છે. તેનું વિક્રાળ સ્વરૂપ જોઇ ભલભલા કંપી ઉઠે છે. તે મોજીરામ આખો દિવસ મસ્ત રહે છે. તેની પર ભૈરવનાથની પૂર્ણ કૃપા છે. તે ધારે એ કરવાને શક્તિવાન છે. વળી વધારામાં તે ત્રિકાળ જ્ઞાની પણ છે. મહારાજ ! આપણે તેને આ પળેજ અહિં બોલાવી આપની ઇચ્છા જણાવીએ. તે જરૂર આપણું કામ કરશે." ભૂપતસંગે નવીન વાત જણાવી.

"જો એમ છે તો તેને આ પળેજ અહિં બોલાવો. અરે પહેરાપર કોણ છે?" જાલીમસિંહે બૂમ મારી. તરત એક સિપાહી હાથ જોડી અંદર દોડી આવ્યો. તેને જોઇ પ્રધાન ભૂપતસંગે કહ્યું:—તું ભૈરવનાથના મંદિરે જા અને ત્યાંથી ભૈરવાચાર્ય મહારાજ મોજીરામને મારૂં નામ દઇ હાલને હાલ અહિં બોલાવી લાવ."

સિપાહી ચાલ્યો ગયો. રાજા અને પ્રધાન આડી અવળી વાતો કરી ભૈરવાચાર્યના આગમનની રાહ જોવા લાગ્યા.

## પ્રકરણ ૫ મું.

### "ભૈરવાચાર્ય."

મહેલમાંથી નીકળેલો સિપાહી થોડીવારમાં ભૈરવનાથના મંદિરે આવ્યો. આ વખતે ભૈરવાચાર્ય મોજીરામ પૂજાકાર્યથી પરવારી તેમના શિષ્ય સાથે ગાંજાના દમ પર દમ લગાવી ખુશમિજાજે વાતો કરી રહ્યા હતા. ભૈરવાચાર્ય દેખાવે ઘણો ભયંકર લાગતો હતો. તે બાંધી દડીનો અને હષ્ટ-પુષ્ટ જણાતો હતો. તેની આંખ્યો હમ્મેશાં લાલચોળ રહેતી.

માથાના લાંબા વાળ તેની પીઠ પાછળ લટકતા. તેના કપાળમાં સિંદુરની અર્ચા હમ્મેશાં માલુમ પડતી. તે તેના જમણા હાથમાં ત્રાંબાનું કડું પહેરી રાખતો. તેને જોઇ ભલભલા વીર પુરૂષો પણ ભય પામતા. ભૈરવાચાર્યે અનેક બળીદાનથી ભૈરવને પ્રસન્ન કર્યા હતા. ભૈરવ તેના ભક્તનું દરેક કામ કરી આપતા. આથી મોજીરામ મહારાજનાં સર્વત્ર ગાન ગવાતાં. જો કોઇને કંઇ મહા વિકટકામ પૂરૂં કરવું હોય તો તે મોજી મહારાજને મળતો. મહારાજ તેનું કામ જલ્દીથી પૂરૂં કરતો અને બદલામાં ભૈરવના પૂજન–બળિદાનની સામગ્રી માગી લેતો. મોટા રાજાઓ અને શ્રીમંતો તેની પાસે આવતા અને કામને માટે મોજી મહારાજને કરગરતા. ટુંકાણમાં મોજીમહારાજ ઘણોજ ભયંકર હતો. તે ઉડતા પક્ષીને પણ નીચે પાડતો. તે આખો દિવસ ગાંજાની ધુનમાં રહેતો. તે કોઈની પરવાહ રાખતો નહિ. તેના ધ્યાનમાં જો કોઇની વાત ઉતરે તોજ તે કંઇપણ કાર્ય કરવાને તત્પર થતો; પણ જો તેનું મગજ ઠેકાણે ના હોય તો તે ભલભલાનું એક ઘડીમાં ભયંકર અપમાન કરી બેસતો. આવા ભયંકર ભૈરવાચાર્યને માટે અનેક દંત કથાઓ ચાલતી હતી.

તેને તેડવાને આવેલો સિપાહી હાથ જોડી ધ્રુજતે પગે અંદર ગયો અને મોજીરામના ચરણમાં પ્રણામ કરી બોલ્યોઃ—" મહારાજ! આપને પ્રધાન ભૂપતસંગ બોલાવે છે."

તેનું બોલવું સાંભળતાંજ મોજીરામે લાલચોળ નેત્રો વડે તેના સામે જોઇ પૂછ્યુંઃ—" કોણ ભૂપતસંગ બોલાવે છે કે ? "

" હા, મહારાજ."

" તે ગાંજો પીવાને અહિં કેમ આવતો નથી ? "

" તેની મને શું ખબર પડે ? હું તો એક ગરીબ સિપાહી છું."

"શું એ ગાંડુએ મને એક સિપાહી સાથે આવવાનું જણાવ્યું છે? જા નથી આવતા. મને એની પરવાહ નથી. મૂર્ખના શિરોમણીને એટલો પણ વિચાર ન થયો કે મહારાજને માટે સુખપાલ મોકલી બોલાવું. જા, ચાલ્યો જા. હું નહિ આવું." કહી મોજીરામ શિષ્યના હાથમાંથી ચલમ લઇ ધુમાડાના ગોટે ગોટ કાઢવા લાગ્યા.

સિપાહી એક પણ શબ્દ બોલ્યા વિના ત્યાંથી ચલતો થયો અને પ્રધાનની પાસે આવી સર્વ વાત જણાવી, તરત પ્રધાને રાજાની આજ્ઞાથી તેને માટે એક પાલખી મોકલી. સિપાહી પાલખી લઇ પુનઃ ત્યાં આવ્યો અને મોજીરામને અંદર બિરાજવાની વિનંતી કરી. મોજીરામે ઉભા થઇ ખીટીંએ લટકતો પીળા રંગનો જભ્ભો પહેરી લીધો. માથા-પર ફેંટો બાંધી દીધો. તેમણે તૈયાર થઇ પાસે બેઠેલા શિષ્યને કહ્યું:–"બચ્ચા પ્રાણીઆ! તું પણ ઉભો થા અને મારી સાથે ચાલ; પણ તે પહેલાં ચલમમાં ગાંજો ભરીલે. સાલા પ્રધાનને ત્યાં પાનસોપારી સિવાય કંઇ પણ મળશે નહિ."

ગુરૂની આજ્ઞા થતાં પુનઃ તે શિષ્યે ગાંજો બનાવી ચલમમાં ભર્યો અને તેની પર કાથીનું દોરડું સળગાવી દેવતા મૂકયો.

મોજીમહારાજ પાલખીમાં બેઠા. તેમની સામે તેમનો શિષ્ય હાથમાં ચલમ પકડી બેઠો. પાલખી ઉંચકનારા તેમને ઉંચકી રાજ-મહેલ તરફ ચાલ્યા. પાલખીમાં બેઠેલો ભૈરવાચાર્ય વારે ઘડીએ બહાર ડોકું કાઢી જોતો હતો અને વચ્ચે વચ્ચે શિષ્યના હાથમાંથી ચલમ લઇ દમ લગાવતો હતો. થોડીવારે પાલખી મહેલ આગળ આવી. મહારાજે નીચે ઉતરી તેડવા આવેલા સિપાહીને પૂછ્યું:—"તારો પર-ધાન કેમ દેખાતો નથી? શું તેને ખબર નથી કે હમણાં મોજીરામ આવી પહોંચશે? ખરેખર એ ઘણોજ મૂર્ખો છે. એક મહાસમર્થ

ભૈરવાચાર્યને શી રીતે માન આપવું તે એ શીખ્યોજ નથી. જા, બોલાવ તારા પરધાનને. તે તેડવા સામો આવશે તોજ હું અંદર આવીશ." કહી પુનઃ શિષ્યના હાથમાંથી ચલમ લઇ ધુમાડાના ગોટ કાઢવા લાગ્યા.

તેનો પ્હાડી અવાજ સાંભળી અંદર બેઠેલો પ્રધાન તરત નીચે આવ્યો અને મહારાજ પધાર્યા કે, કહી મોજીરામના ચરણમાં પડ્યો. ભૈરવાચાર્યનો ક્રોધ ચલમમાં સમાઈ ગયો. તે હસ્તે વદને બોલ્યાઃ— "બચ્ચા ! મને કેમ બોલાવ્યો છે ? શું માથે કાંઇ આફત આવી છે ?"

"હા મહારાજ, કંઇક એવું છે ખરૂં. આપ મારી સાથે અંદર પધારો. મહારાજા આપની આતુરતાથી રાહ જોઇ રહ્યા છે." પ્રધાને કહ્યું.

"શું રાજાએ જ મને બોલાવ્યો છે ? નક્કી કંઇક આફત હોવી જોઇએ. ચાલ તું આગળ થા." કહી મોજીરામ શિષ્યનો હાથ પકડી પ્રધાનની પાછળ ચાલ્યો.

જાલીમસિંહ તેને જોઇ ઉભો થયો અને બે હાથ જોડી તેને માથુ નમાવ્યું. તેના માથા પર હાથ મૂકી ભૈરવાચાર્ય બોલ્યોઃ— "ભૈરવનાથની કૃપાથી સુખી રહે." આમ આશિર્વાદ આપી તે એક સુવર્ણે મઢેલી ખુરશી પર બેઠો અને ભવ્ય દિવાનખાનાની રમણિયતા નિહાળવા લાગ્યો. એવામાં જાલીમસિંહે કહ્યું:—"મહારાજ ! આ સેવકને આપનું એક કામ પડયું છે. તે કામ પૂર્ણ કરવાને આપના સિવાય બીજો કોઇ શક્તિવાન નથી. હું આશા રાખું છું કે તમે મારી પ્રાર્થના સ્વિકારશો અને મારૂં કાર્ય પૂર્ણ કરવાને કૃપા કરશો. મહારાજ ! આપ તો સાક્ષાત ભૈરવ સ્વરૂપ છો. આપ ધારો એ કરવાને સમર્થ છો. હું મારૂં કામ આપને નહિ કહું તો કોને કહીશ ? આપ તો મારા શિરસાવંઘ પ્રભુ છો."

રાજાનું બોલવું સાંભળી ભૈરવાચાર્ય ખુશ-ખુશ થઇ ગયો. તેણે પુનઃ ચલમનો એક સપાટો લગાવી કહ્યું:-" રાજા ! તારૂં કહેવું ખરૂં છે. ભૈરવ અને હું એકજ છીએ. તું મારો પરમ ભક્ત છે. તારૂં દરેક કામ કરવું એ મારો ધર્મ છે. બોલ તારી શી ઇચ્છા છે ? શું તારે કોઇ નવું રાજ્ય જોઇએ છે ? "

તેનું બોલવું સાંભળી રાજાએ તેને તમામ હકીકત કહી સંભળાવી અને અંતમાં જણાવ્યું કે હરકોઇ ઉપાયે પુષ્પાયુધને આ પૃથ્વીપરથી વિદાય કરી પુષ્પાવતીને મારા રંગમહેલમાં લાવવી જોઈએ. તેની સઘળી વાત ધ્યાનપૂર્વક સાંભળી ભૈરવાચાર્ય પ્રથમ તો ખૂબ હસ્યો અને વળી પાછો જોરથી એક દમ લગાવી બોલ્યો:-" અરે આમાં તે શું મોટું કામ છે કે જેથી તું આટલો બધો ચિંતાથી ખવાઇ ગયો છે ? રાજા ! હું તારૂં કામ જલ્દીથી પૂરૂં કરી શપણ યાદ રાખજે કે એ કામ પૂર્ણ થયા પછી તારે ભૈરવનાથને તરત જ બળિદાન આપી સંતોષવા પડશે. "

" હું આપની આજ્ઞા મુજબ વર્તવાને હમ્મેશાં તૈયાર છું. " રાજાએ માથુ નમાવ્યું. ભૈરવાચાર્યે પાસે બેઠેલા પ્રધાનને કહ્યું:-" લે બચ્ચા ! ચલમનો એક સપાટો લગાવ જોઇએ. "

ભૂપતસંગે દમ લગાવી ચલમ પાછી આપી. ભૈરવાચાર્ય હસવા લાગ્યો. તે પછી થોડીવાર ત્યાં બેશી તે જવાને ઉભો થયો. રાજા તેને નમન કરી નીચે સુધી મૂકવા આવ્યો. ભૈરવાચાર્ય તેના શિષ્ય સાથે સુખપાલમાં બેશી મંદિર તરફ રવાને થયો. તેણે પોતાના મુકામે આવી ઘણીવાર સુધી કંઇક વિચાર કર્યો; અંતે તે ત્યાંથી ઉભો થયો અને મહિસાગર તરફ ચાલી એક ઉંડા કોતરમાં ઉતર્યો. એ કોતરમાં થોડેક દૂર ચાલી એક ઠેકાણે તે ઉભો રહ્યો અને મુખથી એક વિચિત્ર

અવાજ કર્યો. તેના એ અવાજથી એક હૃષ્ટપુષ્ટ માણસ કે જે તેના જેવો ભયંકર જણાતો હતો તે ત્યાં દોડી આવ્યો અને હાથ જોડી ભૈરવાચાર્યની આજ્ઞા સાંભળવાને ઉભો રહ્યો. ભૈરવાચાર્યે તેના કાનમાં કંઇ વાત કહી. તે વાત સાંભળી તેણે તરત ત્રણ તાળી વગાડી કે જેથી પચીસેક કદરૂપા માણસો એકાએક ત્યાં નીકળી આવ્યા. તે માણસો સાથે એ સરદારે ગુરૂને પ્રણામ કરી ચાલવા માંડ્યું. ભૈરવાચાર્ય તેઓની પીઠ પાછળ જોઇ રહ્યો. જ્યારે તેઓ દેખાતા બંધ થયા ત્યારેજ તે ત્યાંથી નીકળી પુનઃ ભૈરવના મંદિરે આવ્યો અને શિષ્યે બીજી વાર તૈયાર કરેલી ચલમના સપાટા લગાવી ભોજન કરવા ચાલતો થયો.

---

## પ્રકરણ ૬ ઠું.

### "વાર્તાવિનોદ."

"પતિપદ પ્રેમથી પૂજે, ધરામાં ધન્ય તે રમણી,
અવર ઇચ્છે ન અંતરમાં, ધરામાં ધન્ય તે રમણી."

આજે શરદ્ પૂર્ણિમાની રાત્રિ હતી. પુષ્પાવતી તેના સ્વામીની રાહ જોઇ એક સોફા પર બેશી રહી હતી. તેણે આજે મનોહર શૃંગાર ધારણ કરી સ્વામીને પ્રસન્ન કરવાનો નિશ્ચય કર્યો હતો. કાળી સાડી શરીર પર પહેરવાથી તે ગૌર મુખી કાન્તા અલબેલી દેખાતી હતી. ઝગઝગાટ બળતા દીપકોમાં તેણે કાને પહેરેલાં એરીંગ વિજળીની માફક ચળકી તેના રૂપ સૌન્દર્યમાં વૃદ્ધિ કરી રહ્યાં હતાં. તે વારંવાર મુખથી બોલતી હતી કેઃ—"હજી એ કેમ નહિ આવ્યા હોય?"

એવામાં તેની સખી વિમળા તેની પાસે આવી. વિમળા સદ્ગુણી

કુમારકા હતી. તે જાલીમસિંહના એક બળવાન્ સરદારની પુત્રી હતી. વિષયાંધ જાલીમસિંહે તેની પર મોહાંધ થઇ તે સરદારને જણાવ્યું હતું કેઃ–"તું તારી વિમળાને મારા જનાનખાનામાં મોકલી દે. હું તેનું ઉપપતિ તરીકે સદા પાલન કરીશ"

રાજાનું આવું બોલવું સાંભળી તે સરદારે ગુસ્સે થઇ સમશેર ખેંચી; આખરે એ ક્રૂર રાજાની આજ્ઞાથી તે સરદારનું મૃત્યુ થયું. વિમળાને પકડી મહેલમાં મોકલી. વિમળાએ શીયળ રક્ષણ માટે સ્ત્રી ચરિત્રનો આરંભ કર્યો. તેણે વ્રતનું બ્હાનું બતાવી છ માસની મુદત માગી.

જાલીમસિંહે હા પાડી. બાદ કેટલાક દિવસ પછી પુષ્પાવતીને પણ પકડી મંગાવી તે મહેલમાં રાખી. મહેલમાં પુષ્પાવતી અને વિમળા વચ્ચે સ્નેહ બંધાયો અને તે પછી વીર પુષ્પાયુધ તેમનો ઉદ્ધાર કરી ગયો. એ વિમળા હવે સત્યપુરમાં પુષ્પાવતીની પાસે રહેતી હતી. પુષ્પાવતી તેને સગી બ્હેનની માફક ચાહતી હતી. દિવસો વિતતાં વિમળા પણ પ્રધાન પુત્ર મનહરરાય તરફ પ્રેમ દ્રષ્ટે જોવા લાગી. મનહર પણ તેના રૂપ માધુર્યથી મુગ્ધ થઇ ગયો હતો, તેણે મન સાથે વિમળાની જોડે પરણવાનો સંકલ્પ કર્યો હતો.

હસમુખી વિમળા પુષ્પાવતીની પાસે આવી ઉભી રહી, તેને જોઇ પૂષ્પાએ પૂછ્યું:–"બ્હેન! હજી એ કેમ નહિ આવ્યા હોય?"

વિમળા બોલીઃ–"બ્હેન! ત્હેં સમી સાંજથી તે અત્યાર સુધીમાં એ ત્રણ વખત પૂછ્યું કે એ કેમ નહિ આવ્યા હોય. મને લાગે છે કે તું હવે વરઘેલીજ બની જઇશ. જો તને એમના વિનાના ગમતું ના હોય તો તે આવે એટલે કહે જે કે તમે હવે કંઇ પણ કામ કાજ કર્યા વિના મારી પાસે બેશી રહો."

"વિમળા! પિયુનો પ્રેમ કેવો અવર્ણિય છે એની તને પરણ્યા પછીથી સમજ પડશે. પ્રેમિ વિના એક પળ પણ કેવી જાય છે એ તને તે વખતે બરાબર સમજાશે. જ્યાં સુધી તને અનુભવ નથી ત્યાં સુધીજ તું મારી મજાક ર્ક્યા કરે છે; પણ બ્હેન સૌનો વારો એક વખત આવે છે તે ધ્યાનમાં રાખજે." કહી પુષ્પાવતીએ તેના ગાલ પર આંગળીનો પ્રહાર કર્યો.

"તે વખતની વાત તે વખતે; પણ અત્યારે તો તમે પુષ્પાયુધ વિનાં કેવાં વિલાં થઇ ગયાં છો." વિમળાએ કહ્યું.

"હશે, જવાદે એ વાત. ચાલ ઉઠ તે આવે ત્યાં સુધી આપણે ધાબામાં ફરીએ." કહી પુષ્પાવતી ઉભી થઇ.

"પણ એટલામાં કદાચ પુષ્પાયુધ આવી ચઢશે તો તું ધાબામાં છે એમ તેમને કોણ કહેશે?" વિમળા બોલી ઉઠી.

"એતો બધું જણાશે, ચાલ હવે." કહી પુષ્પાવતી તેને ધાબામાં ખેંચી ગઇ- આકાશમાં પૂર્ણચંદ્ર ઉગ્યો હતો. બે સ્વરૂપવાન સુંદરીઓ તેના સામે જોઇ તેને ક્ષોભ ઉપજાવવા લાગી. ચંદ્ર પણ તેમનું મોહ ઉપજાવે એવું કાન્તિવાન વદન નિહાળી ઝડપથી ગગનમાં ગમન કરવા લાગ્યો. થોડીવાર ચંદ્ર સામે જોઇ રહી વિમળા પુષ્પાવતીનો ખભો હલાવી કહેવા લાગીઃ—"બ્હેન! જુઓ કેવો સુરમ્ય સમય છે!

"ખીલ્યો રૂપાળો ચંદ્ર આ આકાશમાં શાંતિભર્યો;
અવનિમહિ અવલોકતો, છળકપટથી જાદુ ભર્યો.

બ્હેન! ચાલો, ચાલો અંદર જતાં રહીએ. આ અદેખો ચંદ્ર તમને વધારે તાલાવેલી લગાડશે."

"અરે જા-જા. આવું શું બોલે છે, તને તો એની એજ વાત સૂઝે છે." પુષ્પાએ ગુસ્સે થઇ કહ્યું.

"મને ગમે એમ સૂઝે; પણ તમે તમારા હૃદયમાં તો જુઓ કે શું થાય છે? પ્રિયતમ વિના ઘડી કેવી જાય છે? બોલો સાચું મારાં બ્હેન." કહી વિમળા હસી પડી. પુષ્પા શરમાઇ ગઇ. પુનઃ વિમળાએ પૂછ્યું:–"કેમ બ્હેન? હું ખરૂં કહું છું ને?"

"ખરેખર ત્હેં સાચુંજ કહ્યું. હું એમ વિચારૂં છું કે મારા પ્રિયતમ આ ચંદ્રિકામાં અત્યારે મારી પાસે હોય તો કેવું સારૂં! કારણ કે આ સમય અલૌકિક છે. નવોઢા નારીને અત્યુત્તમ સમય છે. પ્રેમી પ્રેમદાઓને પતિ સાથે આનંદ કરવાનો આનંદકારક સમય આજ છે, સતીને પતિનો પ્રેમ વધારવાનો આ ચમત્કારિક રમણિય સમય છે. વિમળા! ચાલ તારા સુકોમળ કંઠથી કંઇક ગા જોઇએ."

"તમે પોતેજ ગાઓને, કહો તો હું નીચેથી સિતાર લઇ આવું." વિમળાએ કહ્યું.

"હું શું ગાઉં?" પુષ્પાએ પૂછ્યું.

"તમને ગમતું અને અત્યારે તમારા હૃદયને અનુસરતું." વિમળાએ જવાબ આપ્યો.

"જો પાછી ત્હેં મારી મજાક કરી કે જા હવે હું ગાવાનીજ નથી." પુષ્પાવતી છેડાઇ પડી.

"જાઓ ત્યારે હું પણ અત્યારે ગાવાની નથી." વિમળાએ કહ્યું.

"કાલે તો મનહર આગળ કેવું મઝાનું ગવાતું હતું; અને અત્યારે મને ના પાડતાં શરમાતી નથી?"

મનહરનું નામ સાંભળી વિમળા ચૂપ થઇ ગઇ. પુનઃ પુષ્પાએ કહ્યું:–"કેમ ગાય છે કે મનહર વિના નહિ ગવાય?"

"ત્યારે તમે ગાવ તો કેવું સારૂં કે જેથી પુષ્પાયુધ આવી ચઢે તો તેમને પણ તમારા સુકોમળ કંઠમાંથી નીકળતા ગાનનો લાભ મળે." વિમળાએ જણાવ્યું.

"હું ગાઉં ને તું કયાંક મશ્કરી કરે તો ?" પુષ્પાએ પૂછ્યું.

"અરે એમ તે હોય. હું પણ તમારી સાથે ગાવા લાગીશ. બ્હેન ! ઉભાં રહો, હું અંદરથી સિતાર લઇ આવું." કહી વિમળા તત્કાળ અંદર દોડી જઇ સિતાર લઇ આવી; અને તેની ઉપર કોમળ આંગળીઓ ફેરવી સૂર મેળવવા લાગી. સૂર મળતાં પુષ્પાવતી કોમળ કંઠે ગાવા લાગી. મંદમંદ વ્હાતા પવનમાં ગાન ગુંજાર કરવા લાગ્યું. વચ્ચે વચ્ચે વિમળા પણ તેની સાથે ગાવા લાગી.

" થઇને શાન્ત સુણો બે બોલ, જગત જોશે તે કરશે તોલ;
જગત ઉપરથી તો ઢમઢોલ, માંહી છે મોટું પોલમપોલ.—થઇને.
પતિ ઇચ્છા તે આપણી ઇચ્છા, પતિ બોલ્યા તે ઇશ;
પતિ તે સેવા પતિ તે દરશન, પતિ જગને જુગદીશ.—થઇને.
બીજ ચંદ્રને સઉ કોઇ નમતા, પુનમ ખાલી જાય;
થાય જગત ત્યમ આપણુ થઇએ, તો જગમાં રહેવાય.—થઇને.
દયા ધર્મનું મૂળ ખરેખર, પાપમૂળ અભિમાન;
શાણી દયા કદી નવ પરહરીએ, જ્યાં લગી ઘટમાં પ્રાણ.—થઇને.
સ્વ. ઝવેરી.

આમ ગાન ચાલી રહ્યું હતું, એટલામાં નીચેથી પુષ્પાયુધનો સ્વર સંભળાયો:–" પુષ્પા ! વ્હાલી પુષ્પા ! કયાં છો ? "

તેનો અવાજ સાંભળી વિમળા બોલી ઉઠી:–"લ્યો બ્હેન ! તમારા એ આવ્યા, હવે હું જાઉં છું."

" એ આવ્યા એટલે તારે જવાની શું જરૂર છે ?" પુષ્પાએ પૂછ્યું. " અરે વાહરે પુષ્પા બ્હેન ! મનમા તો કયારનુંએ થઇ રહ્યું છે કે વિમળા અહિંથા જાય તો સારૂં અને ઉપરથી સારૂં લગાડવાને ના કહો છો. બ્હેન ! મને જવા ઘો. તમારે પ્રેમદેવતાની ઉપાસના

કરવાનો સમય સમિપ આવ્યો છે. રતીને રસરંગમાં ભીંજાવવા કામદેવ નજીક આવી પહોંચ્યો છે. માટે હવે લેવાય એટલો લ્હાવો લ્યો અને પ્રિયતમ ને ખસે નહિ એવી જાળમાં સદાને માટે જકડી લ્યો.

સખી પ્રિયતમ આવ્યો તાહરો, પ્રેમે પૂજન સ્વિકારીએ;
પ્રિતી તણી સરિતા વહાવી, સ્વર્ગ સુખને માણીએ. "

" સખી ! વારેવારે આમ કહી મને શા માટે અકળાવે છે. પ્રેમની નેમ હજી હું સમજતી પણ નથી. હું તો પ્રેમની હજી વિદ્યાર્થી છું. માટે એ આવે ત્યાં સુધી તું અહિં ઉભી રહે." પુષ્પાએ જણાવ્યું.

" નારે, બ્હેન ના. મારાથી હવે જરાએ અહિં ખોટી થવાય નહિ. પ્રેમની વિદ્યાર્થી બાળા અનંગને વશ થઈ અકળાય છે એ હું પણ સારી રીતે સમજું છું. બ્હેન !

વાગી વિણા પ્રેમની, લાલાની લલુતા ધરી;
મદ ભરી ચમકાવતી, જો આંખ અનંગે છે ભરી. "

એવામાંજ પુષ્પાયુધ ત્યાં આવીને ઉભો રહ્યો. પુષ્પા શરમાઇને દૂર ઉભી રહી. વિમળા ત્યાંથી જવા લાગી. તેને જતી જોઈ પુષ્પાયુધે કહ્યુંઃ–" વિમળાદેવી ! એટલામાં કેમ ચાલ્યાં ? ઉભાં તો રહો. "

" નાજી. ઉપરના ભાવથી ઉભા રહેવાનું કહેનાર કુમારશ્રીના હૃદયની મને બરાબર પરિક્ષા છે. પ્રેમિઓના પુજનમાં ત્રાહિતની શું જરૂર છે ? " કહી વિમળા હસતી-હસતી ત્યાંથી ચાલી ગઇ.

# પ્રકરણ ૭ મું.

## "દંપતિનો આનંદ." સત્ય-૨

" શિર ઇન્દુ ચડે થઇ દિવ્ય ઘટા,
કર શોભિત કામ વિકાર જતાં;
તરૂણી નીજ યૌવન્નથી સ્ફુરતી,
નિજ સ્વામી તણા ગુણમાં ઢળતી. "

ભા. દિ.

વિમળાના ગયા પછી પુષ્પાયુધ પુષ્પાવતીના સામે જોઈ રહ્યો. પુષ્પા સ્વામીને નીરખી નીચે નિહાળી રહી. ચંદ્રિકાના રૂપેરી તેજમા ગૌરાંગના રૂપની પ્રશંસા કરી પુષ્પાયુધ મનમાં બેલવા લાગ્યો કેઃ-- " અહા! મારી પ્રિયતમા અત્યારે કેવી મનહર દેખાય છે! આ—

શ્યામ સાડીની સુંદરી કંઇક અવનવી ભાસતી,
કામી અને વિરહી જનોને, ભવ્ય દુઃખો આપતી.
બહુ બદનપર અંકુર ફુટયાં યૌવને મલકે અતિ,
દેખી–તરૂણ આ લલીત લલના અંતરે અગ્નિ થતી.
ગાલો તથા ઢી ગુંજપર લાલી સુકોમળ વ્યાપતી,
નયનો તણી ગતી નમૃ થઇ શોભા રસીલી આપતી. "

આમ બોલતા પુષ્પાયુધે તેની પાસે જઇ ઉમળકાથી હૃદયદાન દેતાં કહ્યુંઃ–" મનહરણી! પ્રમની પાઠશાળામાં પ્રવેશ કરી આવા રાતે મૌનતાથી ઉભાં રહેવાતું હશે કે? "

પુષ્પાવતી તેની બાથમાંથી નીકળી દૂર ખસી જતાં બોલીઃ– " જાઓ, દૂર રહો; મને શા માટે અકળાવો છો? "

" સુંદરી ! હું તને અકળાવતો નથી પણ પ્રેમનું શિક્ષણ આપું છું. " પુષ્પાયુધે હસ્તે વદને કહ્યું.

" મારે એવા શિક્ષણની જરૂર નથી. " પુષ્પાએ કહ્યું.

" મારે એ શિક્ષણ તને પરાણે શીખવાડવું છે. મનમોહિની ! પ્રેમાગ્નિથી બળતાને વધારે બાળવો એ શું તમારો ધર્મ છે કે ? "

" મૃગલોચની મુગ્ધા મધુરી, પ્રેમથી પરીપૂર્ણ છો,
વિરહાગ્નિથી તમ તનને શાન્તિદાયક દેવી છો;
ભીંજાવું પ્રેમમાં સુંદરી, લજાવો નહિ પ્રિયા મારી,
આવો નજીક અલબેલડી પૂજા સ્વીકારો માહરી. "

કહી પુષ્પાયુધે પુનઃ તેને નજીક ખેંચી આલિંગન આપ્યું.

પુષ્પાવતી હસ્તે વદને કહેવા લાગીઃ—" વ્હાલા ! આવું; આવું બોલતાં કયાંથી શીખ્યા ? બોલો, મારા મનમોહનજી બોલો તો ખરા કે એવી તે કઇ પાઠશાળામાં પ્રેમની પરિક્ષા પાસ કરી છે ? "

" સુંદરી ! હાલ તો હું મારી પુષ્પાની પાઠશાળામાં દાખલ થઇ પ્રેમશાસ્ત્રનો અભ્યાસ કરૂં છું. મારા પ્રેમની આજે પરિક્ષા છે. તેમાં પાસ કરવો એ તમારી મરજીની વાત છે. "

" આવી મધુરી જીભથીજ આ પુષ્પાને પ્રેમ પાસમાં મજબુત બાંધી લીધી છે. રસીઆ ! તમે તો ભુરકી નાખી મને ભરમાવી છે અને આખરે આવી રીતે સતાવવાનું શરૂ કર્યું છે. "

" સુંદરી ! વાર છે, પ્રેમની પાઠશાળામાં પાસ થવાની હજી ઘણી વાર છે; હજી તો તારે અને મારે નવું-નવું જાણવાનું છે. "

" શું મારે હજી કંઇ શીખવાનું છે ? કહો વ્હાલા ! મારે હજી શું શીખવાનું બાકી છે ? "

" તે તું સારી રીતે જાણે છે છતાં શા માટે પૂછી આ સુખમય સમયને વૃથા વ્યતિત કરે છે ? "

" હું એમાંનું કાંઇએ સમજતી નથી. પ્રેમનું શિક્ષણ લેવું તો આજથી શરૂ કર્યું છે. પ્રેમશિક્ષક પણ પાસે ઉભેલા છે. માટે આ વિદ્યાર્થી બાળાને આપ પોતેજ કંઇક વધારે—નવું શીખવાડો. "

" અરે વાહરે ! હેં તો સર્વ વાત મારી પર ઢોળી પાડી. રસીકા ! નવું શીખવાનું અને જાણવાનું તમારા હૃદયમાં ભરેલું છે. તેમાંથી મારે પણ થોડુંક શીખવાનું છે. હું સારી રીતે જાણું છું કે નવોઢા યુવતી પ્રિયતમને શીખવાડતાં શરમાય છે; પણ મારી પુષ્પાએ તો એવી હઠીલી શરમને જલ્દીથી દૂર હાંકી મૂકવી જોઇએ. "

" તે તો ખરૂં, પણ શીખ્યા પછી પ્રેમિ પ્રિયતમ કઠોર થઇ સુંદરીઓને વધુને વધુ સતાવે અને શરમાવે છે તે સમજો છો ? "

" હાજી, પણ પ્રેમ મંત્રથી મુગ્ધ કરેલા પ્રેમીને વધુવાર તરસાવવો એ શાણી સુંદરીઓને શોભે કે ? "

" વ્હાલા ! આ દાસી આપને આધિન છે. હૃદયચંદ્ર ! આ ચકોરી નીશદિન આપની સેવાનેજ ઇચ્છે છે. વ્હાલા,

કરી ઘેલી ચકોરી આ, સતાવો શું હવે શાણા ?
છો પ્રેમ પોશાક સ્યામજી, આવો લઉં ઓવારણાં.
છોડું નહિ છેલા છબીલા, દઉં હૃદય પિંજર પૂરી;
અકળાઇને જાવા તણી, મન આશા નવ ધરશો જરી. "

" હૃદયવલ્લભા ! હું તારે આધિન છું. તારા પ્રેમપાસથી સદાને માટે બંધાએલો છું. તારી મોહક મૂર્તિએ મારૂં ભાન ભૂલાવ્યું છે. આખો દિવસ કામ કરતાં પણ તારો જાદુઇ પ્રેમ અજંપો કરાવે છે."

" હા...અને તેથીજ આજે આટલા બધા મોડા આવ્યા હશો ?

ખરેખર! પુરૂષનાં હૃદય પાષાણ જેવાં હોય છે; તમને તો શી ખબર પડે કે વિયોગી વામાની વ્હાલા વિના કેવી દશા થતી હશે? જાઓ-જાઓ તમે તો ઠગારા છો. મીઠું-મીઠું બોલી મને ભરમાવો છો. હુંતો તમારી સાથે નહિ બોલવાના નિશ્ચયથી ઉભી હતી પણ કોણ જાણે કે શાથી મારાથી બોલાઇ જવાયું."

"પુષ્પા! મને ક્ષમા કર. હું ક્યારનોએ તારી પાસે આવવા ઇચ્છતો હતો પણ મનહરે મને વાતોમાં અટકાવ્યો હતો."

"ત્યારે તેમની પાસે બેસી રહેવું હતું ને? તમે અહિં શું કામ આવ્યા?"

"તારો આકર્ષક પ્રેમ મને અહિં ખેંચી લાવ્યો છે. આ પુષ્પા-લુધ પ્રેમદેવીને પ્રસન્ન કરવાને દોડતો આવ્યો છે."

"ત્યારે જાઓ, પ્રેમદેવીને પ્રસન્ન કરવા અહિંથી ઝટપટ ચાલ્યા જાઓ."

"મારી પ્રેમદેવી અહિ પ્રત્યક્ષ છે, તેનેજ પ્રસન્ન કરવાની મારી ઇચ્છા છે."

"અરે હું તો પ્રેમદેવી નથી પણ પુષ્પાવતી છું-તમારી અર્ધાંગના છું-સેવા કરનારી દાસી છું."

"દાસી નહિ પણ હૃદયની દેવી છે. પુષ્પા! તું-તુંજ મારી પ્રેમ દેવી છે. સંસારનાં સંતાપને દૂર કરનારી અને સ્વર્ગનાં સુખ આપનારી મારી મોહિની છે." કહી પુષ્પાયુધે તેનો હાથ પકડ્યો.

"અરે વાહરે પ્રેમદેવીના ઉપાસક પ્રિયતમજી! આતે શું કહે-વાય! જાઓ-આઘા ખસો, મારો હાથ શા માટે પકડો છો?" પુષ્પા-વતીએ કૃત્રિમ રોષ કરી કહ્યું.

"જન સમાજ સમક્ષ પકડેલો હાથ હવે મૂકાય કે? કમળ-

નયની! હવે આ સેવકપર પ્રસન્ન થાઓ. મદનના મારથી વિંધાએલાને વધારે વાર ન તરસાવો."

"જાઓ જાઓ. આવું બોલી શા માટે શરમાવો છો?" પુષ્પાવતીએ છેડાઇને કહ્યું.

"અરે હવે તે શરમ હોય કે? સુંદરી.

શરમાળ તું તો છે ઘણી, પણ અંતર ઉમળકા ઘણા,
થયું પ્રેમ મિલન આપણું, છતાં શરમ શે ખોઇના,
શરમ ત્યાગી સુંદરી, બોલો વચન મધુરાં જરી,
આશા ભર્યા આ પ્રેમિને, શાન્તિ આપો સુંદરી."

"અરે તમે તો મને ખૂબ બનાવી. ભોળી બાળાઓને છેતરવાની કળામાં તમે તો પૂરેપૂરા પ્રવિણ જણાઓ છો. વ્હાલા! ચાલો નીચે જઇએ. મેં આપને માટે એક સુવાસ યુક્ત કુસુમમાળા ગુંથી રાખી છે તે આપના કંઠમાં પહેરાવું." કહી પુષ્પાવતી પુષ્પાયુધનો હાથ પકડી અંદર લઇ ગઇ; અને એક પર્યંકપર બેસારી કુસુમમાળા કંઠમાં પહેરાવી એક બાજુએ ઉભી રહી. તેને દૂર ઉભેલી જોઇ પુષ્પાયુધ ઉભો થયો અને તેને સ્વહસ્તે ખેંચી પોતાની સાથે પર્યંકપર બેસારી કહેવા લાગ્યોઃ—"સુંદરી! આવો, મારી પાસે બેસો. તમારા સમાગમથી હું ભાગ્યશાળી થયો છું. પુષ્પા! તું મારૂં જીવન—મારૂં સર્વસ્વ છે."

"નાથ આવી રીતે કહી મને શાને શરમાવો છો? સ્ત્રીઓ પતિની સેવાને અર્થેજ સૃજાએલી છે. સતીની મુક્તિ પતિની સેવામાંજ સમાએલી છે."

"હા, તેવીજ રીતે પુરૂષે પ્રેમદાનું પણ સારી રીતે પાલન કરવું જોઇએ. તેને સદા—સર્વદા આનંદી રાખવી જોઇએ. પવિત્ર પ્રેમદાને

દુઃખી કરનાર પુરૂષના ઘરમાંથી રિદ્ધીસિદ્ધીનો નાશ થાય છે. તેનું સ્વર્ગ સુખ ક્ષણમાં નષ્ટ થાય છે. જે સ્ત્રી સ્વામીથી સદા-સર્વદા સંતુષ્ટ રહે છે તેના ઘરમાં અક્ષય સુખ આવી મળે છે. પ્રિય પુષ્પા! ત્હેં મને સુભાગી કર્યો છે. મારો સંસાર ઉજ્વળ કર્યો છે."

આરામની, સુખધામની, પ્રિયા તું પ્રતિમા પ્રેમની,
મમ તાપ ઉરના ઠારનારી, તું શીતળ ધારા બની.
પુષ્પાઃ— માળા જપું તમ નામની (૨) નથી ઇચ્છા દામ દમામની,
ચિત્ત ચાહું સેવા શ્યામની..........................
પુષ્પાયુધઃ—સાચી તું ભગવતી ભામિની.........આરામની.

સુકન્યા—સાવિત્રી.

"પ્રભુ! એ સર્વ આપના અલૌકિક પ્રેમનોજ પ્રભાવ છે. આ પુષ્પા આપના લીધેજ સુખી છે. નાથ! રાત્રિ વધારે વ્યતિત થઇ છે. આપ આ પલંગમાં હવે સુખે વિરામ લ્યો. હું આપને સુખકારક સમીર ઢોળું."

"તારા કોમળ હાથને હું શ્રમ આપવાને ઇચ્છતો નથી. તું પણ હવે વિરામ લે. ઉજાગરાથી તારૂં સુકોમળ શરીર બગડશે."કહી પુષ્પાયુધે તેને સોગન આપી સૂઈ રહેવાનું સૂચન કર્યું, બાદ ઘણીવારે આનંદદાયક વાર્તાલાપ કરતાં દંપતિ નિદ્રાને શરણ થયાં.

## પ્રકરણ ૮ મું.

### "ભાગ્યદેવીની ભયંકરતા."

સૂર્ય ભગવાન સ્વસ્થાને જવાની તૈયારી કરી રહ્યા હતા. પક્ષીઓ માળા તરફ ઝડપથી ચાલ્યાં જતાં હતાં. પવન પ્રચંડ વેગથી

વાઇ વનનાં સુકાં પાંદડાંને આમ તેમ ઉડાવી રહ્યો હતો. આવા સમયે બે તરૂણ ઘોડેસ્વારો મહિ નદીનાં મોટાં કોતરોમાંથી બહાર નીકળી આસપાસ દૃષ્ટિ ફેરવતા ચાલ્યા જતા હતા.

બન્ને ઘોડેસ્વારો સમાન વયના હતા. તેમનું વય ચોવીસ પચ્ચીસ વર્ષના આશરાનું જણાતું હતું. તેમનાં મુખ ગૌર અને ઘાટીલાં જણાતાં હતાં. માથાપર લીલા રંગના ફેંટા શોભી રહ્યા હતા. બન્નેએ શીકારી પોશાક પહેરેલો હતો. કમ્મરમાં તલવારો લટકતી હતી. છાતી પાસે ભરેલી પીસ્તોલો કસેલી હતી. આવા ગોરા ગબરૂ જેવા યુવાનોએ આજે ઘણી મુસાફરી કરી હોય એમ એમના નિસ્તેજ થએલા મુખપરથી જણાતું હતું. તેમનાં કપડાં પસીનાથી ભીંજાઇ ગયાં હતાં. ઘોડા પણ પરસેવાથી તરબોળ થઇ મુસાફરીના શ્રમથી થાકી ગયા હોય એમ જણાતું હતું; કારણ કે તેઓ ચાલતાં–ચાલતાં વારંવાર ઠોકરાતા હતા. મંદ ગતીથી ઘોડાને ચલાવતા બન્ને યુવાનો મહિસાગરના પ્રવાહ સમીપ આવી ઘોડેથી નીચે ઉતર્યા. એક યુવકે ખોગીરમાંથી બે પંચીયાં કાઢયાં. બન્નેએ પ્રથમ અશ્વોને નવરાવી પોતે સ્નાન કરી લાધું. ન્હાવાથી કંઇક થાક ઓછો થએલો જણાયો. ત્યાં થોડીકવાર વિશ્રાંતિ કરી તેઓ પુનઃ પાછા ઘોડેસ્વાર થઇ આગળ જવા લાગ્યા. તેમના ચાલવાથી તેમજ વારંવાર આસપાસ જોવાથી અનુમાન થતું હતું કે તેઓ ભૂલા પડી આમ તેમ ભટકતા હોવા જોઇએ. ખરેખર એમજ હતું.

આ બન્ને યુવાનો તે બીજા કોઇ નહિ પણ યુવરાજ પુષ્પાયુધ અને તેનો મિત્ર મનહરરાય હતા, આજે સ્હવારના પ્હોરમાં તેઓ નાસ્તો કરી શીકારે નીકળ્યા હતા. શીકારની શોધમાં તેઓ આ જંગલેથી બીજે જંગલ એમ ઘણું રખડયા હતા. એવામાંજ તેમની

નજરે એક મોટો વાઘ ત્યાંની ઝાડીમાં આવેલા એક કરમલડાના વૃક્ષ નીચે સૂતેલો માલમ પડયો. તરત એ બન્ને યુવકોએ પિસ્તોલના ખાલી બ્હાર કર્યા. સુતેલો વાઘ જાગૃત થયો અને માણસોને જોઇ ભયાનક ગર્જના કરી કુદયો. તે યુવકો વાઘની ફાળમાંથી બચવાને યુક્તિથી આમ તેમ ફેરવી પિસ્તોલના ઉપરા સાપરી બહાર કરવા લાગ્યા. તે શીકારના શોખીન શીકારીઓથી આખરે વાઘ ઘવાયો અને લોહી લુહાણ થઇ ચીસ પાડી જમીન પર પડયો. તેની ભયંકર ચીસથી આખું જંગલ ખળભળી ઉઠયું. બન્નેને આનંદ થયો. તે પછી તેઓ પોતાના નગર પ્રતિ જવાને ઉત્સુક થયા; પણ તેમને કયે રસ્તે જવું તે સુઝયું નહિ. તેઓ એક રસ્તે આગળ જવા લાગ્યા. બપોર થયા પણ કોઇ ગામ તેમની નજરે પડયું નહિ. ભૂખનો સકડીને લાગી હતી; પણ ત્યાં ખાવાનું કયાંથી લાવે ? આવી રીતે તેઓ અથડાતા-કુટાતા મહિસાગરના કોતરોમાં ઉતર્યા અને આ કોતરેથી બીજે કોતર એમ ચઢતા-ઉતરતા તેઓ સાંજના સમયે મહિ નદીના પ્રવાહ આગળ આવ્યા અને ઘોડાઓને નવરાવી તેમણે પણ સ્નાન કરી આગળ ચાલવા માંડયું.

મોટા પર્વતો જેવાં ઉચાં કોતરો જોઇ બન્નેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. કોઇ પણ મનુષ્ય નજરે પડતું નહોતું કે જેથી તેને માર્ગ પૂછી ખરા રસ્તે ચઢાય. હવે તો પ્રભુ કરે એ ખરૂં એમ માની તેઓ લગામ ઢીલી મૂકી અશ્વોને સ્વતંત્રપણે જાય એમ જવા દેવા લાગ્યા. રસ્તામાં વાઘ-વરૂ ધોળે દહાડે નાશ ભાગ કરતાં જણાતાં. તેઓ જેમ આગળ વધતા ગયા તેમ આગળનો રસ્તો વિકટ અને હિંસક પ્રાણીઓથી ભરપૂર થતો ગયો. તેઓ ઘણા રખડયા પણ કોઇ ગામ કે એકાદ નાનું ઝુંપડુ તેમની નજરે પડયું નહિ. ભૂખ તરસથી તેમનાં

ગૌરમુખ ગંભીર અને જાંખાં પડી ગયાં હતાં. તેઓ એક સ્થળે ઘોડાને અટકાવી લાંબી નજરે જોવા લાગ્યા; પણ ગાડી ઝાડી અને કોતરોની લાંબા હારો સિવાય અન્ય કાંઈ તેમની નજરે પડયું નહિ. તેમણે અશ્વોને પાછળ ફેરવી જોયું તો જણાયું કે દૂર મહિ નદીનું પાણી ખળખળ અવાજથી ગંભીર ભાવે વહન કરી રહ્યું છે.

આવો વિકટ પ્રદેશ અવલોકી પુષ્પાયુધ મનહરને કહેવા લાગ્યોઃ– "બંધુ! હવે આપણે કઇ તરફ જઇશું? જોને આ કેવા વિકટ અને ભયાનક પ્રદેશમાં આપણે ફસાઇ ગયા છીએ? અરે! હમણાં દિવસ પણ પૂરો થશે! થોડીવાર પછી આ પ્રકાશ આકાશમાં અદૃષ્ય થશે ને તેની જગાએ ભીષણ અંધકાર અવનિતલ પર પથરાશે. આટલામાં કોઇ ગામ અગર એકાદ નાનું ઝુંપડું પણ જણાતું નથી કે જેથી ત્યાં સુખે દુઃખે આજની રાત ગુજારીએ. શું ખબર પડે કે આજે સવારમાં કોનું મુખ જોયું હશે કે જેથી આજે આખો દિવસ શરીરે અસહ્ય સંકટ સહન કર્યું છે. કહે ભાઇ! હવે કયાં જઇશું અને શું કરીશું?"

"ભાઇ! પણે દૂર કંઇક ઝુંપડા જેવું જણાય છે? તમે જોઇ શકો છો કે?" મનહરે એક દિશા તરફ હાથ લાંબો કરી કહ્યું.

"ના ભાઇ ના. મને તો કંઇએ જણાતું નથી. રખેને તું મૃગજળ જોતો ના હોય? કારણકે રેતીના રણમાં અને વેરાન જંગલમાં એવું બહુ–બહુ માલૂમ પડે છે." પુષ્પાયુધે તે દિશા તરફ જોઇ કહ્યું.

"ત્યારે હવે આપણું શું થશે?" મનહરે નાશીપાસ થઇ પૂછ્યું.

"ગમે એમ થાઓ પણ આપણે હરકોઇ ઉપાયે કોઇક ગામ ભેગા તો થવું જોઇએ. તેમ આ વિકટ પ્રદેશમાંથી જલ્દી નીકળી જઇ કોઇ સારી જગાએ પણ પહોંચવું જોઇએ; કારણકે જો આકાશમાં

વરસાદ પણ ધીમે ધીમે છવાતો જાય છે. વરસાદ કઇ પળે તુટી પડશે એ આ વર્ષાઋતુમાં કહી શકાય નહિ. જો વરસાદ પડયો તો નક્કી સમજવું કે આપણા ભોગ મળ્યા. ભૂખ–તરસ અને થાકથી દુખી થતા આપણા શરીર ઉપર જો વરસાદ અને પવને સપાટો લગાવવા માંડયો તો નક્કી સમજવું કે સવાર થતાં સુધીમાં તો આપણે આ જંગલમાં જ મુડદાં થઇ પડવાના; બસ તે સિવાય હવે એક પણ રસ્તો રહ્યો નથી." પુષ્પાયુધે ગમગીન ચ્હેરે જણાવ્યું.

"ખરેખર! આપણે મહાન્ સંકટના સપાટામાં સપડાઇ ચૂકયા છીએ. ભાગ્યદેવી પણ ભયંકર થઇ હોય એમ જણાય છે. જો આપણને રાત પડતાં પહેલાં એકાદ ઝુંપડું હાથ લાગી જાય તો ઘણું સારૂં થાય; નહિતો ઘણુંજ સંકટ સહન કરવું પડશે; કારણકે આજે જરૂર વરસાદ પણ મુશળધાર વરસવાનો." મનહરે આકાશ સામે જોઇ કહ્યું.

"એતો બધું જાણે ખરૂં; પણ આપણે હવે જવું કઈ તરફ? આટલામાં ચારે તરફ જોતાં કોઇપણ માણસ અગર ઝુંપડાનો લગાર આકાર પણ નજરે પડતો નથી." પુષ્પાયુધે પુનઃ ચારે તરફ નજર લંબાવી કહ્યું.

"જુઓ! આ પણે દૂર કંઇક ઝુંપડા જેવું જણાય છે. ચાલો આપણે એ તરફ જઇએ?" મનહરે એક બીજી દિશાતરફ હાથ લાંબો કરી કહ્યું.

"હા! અને એ પણ કદાચ કંઇક મૃગજળ જેવું જણાતું હોય તો?"

"હા, એમ પણ બને. ભાઇ! આપણે આજની આખી રાત આ જંગલમાંજ ભયાનક તોફાનની વચ્ચેથીજ પસાર કરવી પડશે. આપણને આજ ખરેખરા અપશુકન થયા હશે. અરેરે; આજે આપણે અહિં ના આવ્યા હોત તો ઘણું સારૂં થાત. ઘેર આપણાં સ્નેહિજનો

આતુરતાથી આપણી રાહ જોઇ રહ્યાં હશે." કહી મનહર વિમાસણ કરવા લાગ્યો.

"લે હવે રહેવા દે; નકામો પસ્તાવો કરી બાયલા વેડા શું કરે છે? આવી રીતે અત્યારથીજ રોદણાં રડવાથી કંઈ વળનાર નથી. આપણે તો હવે ભયંકર તોફાનની સાથે આખી રાત્રિ ભયાનક યુદ્ધ કરવાનું છે, માટે હવે તો હિંમતે મર્દા તો મદદે ખુદા." આમ કહી પુષ્પાયુધે લગામ ખેંચી ઘોડાને એડી મારી આગળ ચલાવ્યો.

બન્ને યુવકો હિંમત રાખી અશ્વોને ઝડપથી ચલાવવા લાગ્યા. થાકેલા અશ્વો પણ ક્યારના જાણી ગયા હતા કે અમે પણ ભૂલા પડયા છીએ અને આ હિંસકવનમાં વાઘના ભક્ષ થવાને ભાગ્યદેવીએ ખેંચાયા ખેંચાઇ આવ્યા છીએ. આથી તેઓ પણ કોઇ નિર્ભય સ્થાને પહોંચવાની ઇચ્છાથી ભુખ–થાકના દુઃખને નહિ ગણકારતાં તેમની પર સ્વાર થએલા યુવકોની મરજીને આધીન થઇ જલ્દીથી દોડવા લાગ્યા.

અંતે રાત્રિ પડી. પ્રકાશ ગુમ થયો. ભિષણ અંધકાર પૃથ્વી પટપર છવાયો. નિશાચર જાનવરોનું સામ્રાજ્ય સ્થપાયું. હિંસક પ્રાણીઓ દોડા દોડી કરવા લાગ્યાં. પશુઓની ચિત્ર–વિચિત્ર ચીસોથી જંગલ ગાજી રહ્યું. આકાશમાં પણ મેઘ છવાયો હતો. અંધકારમાં વરસાદના અંધકારનું મિશ્રણ થવાથી સર્વત્ર પ્રદેશ ભયકારક ભાસવા લાગ્યો. વનનાં વૃક્ષો પણ જોઇ શકાતાં નહોતાં. આવા ભિષણ અંધકારને વિજળીના ચમકારા ક્ષણે ક્ષણે ભેદી જંગલને પ્રકાશવાન કરી મૂકતા, પવન પણ પ્રચંડ વેગથી ધસારો કરવા લાગ્યો. એવામાં એકાએક થાકીને લોટ થએલા ઘોડાઓ આગળ નહિ જોઇ શકવાથી રસ્તા વચ્ચે પડેલા એક મોટા પત્થરથી ઠોકર ખાઇ જમીનપર પટકાઇ પડયા, તત્કાળ ઉપર

સ્વાર થએલા બન્ને યુવકો ઉઠી ઉભા થયા અને અશ્વોને પંપાળવા લાગ્યા. એવામાંજ વરસાદ જોસથી ટૂટી પડ્યો. અશ્વોને ત્યાં રહેવા દઇ એ બન્ને યુવકો નજીકમાં આવેલા એક ઝાડ નીચે જઇ ઉભા. વરસાદની ઝડીયો પર ઝડીયો પડવા લાગી. આંખને આંજી નાંખે એવા વિજળીના ચમકારા વારંવાર થવા લાગ્યા, પવન પ્રચંડ વેગથી વાઇ વૃક્ષોનાં ડાળાંને એક બીજા સાથે અથડાવી યાતો નબળા પોચા વૃક્ષને જડ મૂળથી ઉખેડી જમીન પર પછાડી ભયાનક અવાજ ઉત્પન્ન કરવા લાગ્યો. તે અવાજની સાથે મેઘગર્જના મળવાથી આખું જંગલ ધ્રુજી ઉઠતું. ક્વચિત્ વનરાજની પણ ત્રાડ કાને સંભળાઇ ભય ઉપજાવી રહી હતી. જાણે જળ પ્રલય સમિપ ન આવ્યો હોય એમ સર્વત્ર ભાસવા લાગ્યું. આવી રીતે લગભગ બે કલાક સુધી તોફાન મચી રહ્યું. તે પછી વરસાદ વરસવો બંધ થઇ ગયો. જમીનપર પડેલું પાણી ખળ ખળ અવાજ કરી નીચાણ ભાગ તરફ વહેવા લાગ્યું. નિર્મળ થએલા આકાશમાં તારાઓ પણ ધીમે ધીમે ઝબકવા લાગ્યા. વૃક્ષ નીચે ઉભેલા યુવાનો નીચે બેઠા. તેમને નીચે બેઠે કલાક તો નહિ થયો હોય એટલામાં તો તેમને કાને અશ્વોના પગના પછાડા અને હૃદયભેદક હણહણાટ સંભળાયા. બન્ને ચમકયા અને વૃક્ષથી સ્હેજ દૂર જઈ જોવા લાગ્યા તો તેમની નજરે તારાઓનાં ઝાંખા અજવાળામાં પોતાના વ્હાલા અશ્વોને બે વાઘના ભોગ થએલા જોયા. આવું જોતાંજ મનહરે પોતાની પિસ્તોલ તૈયાર કરી પણ તરત પુષ્પાયુધે તેનો હાથ પકડી કહ્યું;–" ભાઇ ! ઘોડા હવે જીવતા થવાના નથી; તેમ પિસ્તોલ ફોડે પણ એ બન્ને વાઘ અત્યારે આપણાથી મરનાર નથી. માટે જો જીવતા રહી સવારના દર્શન કરવાં હોય તો પાછા ચાલો. આપણે પ્રથમના વૃક્ષ નીચે જઇ સુખે દુઃખે રાત ગાળીએ. થોડીવાર પછી તો આપણા

ઘોડાઓની આસપાસ અસંખ્ય હિંસક જાનવરો ફરી વળશે. આજે તેમને મોટી ઉજાણી થશે અને એ ઉજાણી સવાર સુધી ચાલશે. તેથી કરીને આપણને આ રાત્રે તેમની તરફથી કંઇ સહન કરવું પડશે નહિ. માટે ચાલો આપણે નિશ્ચિંત મને એ ઝાડ નીચે જઇ બેસીએ અને પ્રભુ સ્મરણમાં આ દુઃખ ભરેલી કાળરાત્રિને વિતાવીએ." આમ કહી મનહર તેના મિત્રને લઇ વૃક્ષ નીચે આવ્યો. બન્નેએ ઘણીવાર સુધી આજના બનાવની વાતો કર્યા કરી. તે પછી મોડીરાત જતાં તેઓ જમીનપર આડા થયા અને થોડીવારે અર્ધ નિંદ્રીત હાલતમાં પડયા. છેવટે મધ્યરાત્રિ થઇ, સર્વત્ર શાન્તિનું રાજ્ય સ્થપાઇ ગયું. હિંસક પ્રાણીઓની બૂમાબુમ પણ બંધ થઇ. ફક્ત તમરાં અને દેડકાં આદી જળ પ્રેમી જાનવરોના અવાજ શાન્તિના સામ્રાજ્યને ધીમે-ધીમે વિખેરતાં હતાં સ્વચ્છ આકાશમાં નક્ષત્રો હિરાની માફક ઝગઝગી રહ્યાં હતાં. એ અરસામાં એક આશ્ચર્ય કારક ઘટના બની. આ નિર્જન સ્થાનમાં અને તે વળી આ ભયંકર તોફાની કાળીરાત્રે મહિ નદીના માર્ગ તરફથી પચીએક માણસોનું ટોળું હાથમાં ખુલ્લી તલવારો સાથે ચાલી આવતું જણાયું. સૌની મોખરે બે મશાલચીઓ ચાલતા હતા. સર્વનો દેખાવ બિહામણો હતો. આવા ભય ઉપજાવનારા માણસોને કાળી રાતે વિકટ વગડામાં ચાલ્યા આવતા જોઇ, જો કોઇ ભૂત પ્રેતનો વ્હેમી માણસ હોય તો તેઓને ભૂત માની ભયથી મરી ગયા વિના રહે નહિ. સઘળા શાંતતાથી ખભે તરવારો મુકી નિર્ભયતાથી ચાલ્યા આવતા હતા. એ અરસામાંજ એ ટોળાના સરદાર જેવો જણાતો એક જાડો માણસ બોલ્યો:-" મને લાગે છે કે તેઓ આ જંગલમાંજ કોઇક સ્થળે પડી રહ્યા હશે ? "

" હા, અને વળી તે આટલામાંજ; કારણ કે જુઓ આ ડાબી

બાજુએ આજે કોઇના ઘોડા જંગલી પ્રાણીઓના ભક્ષ થઇ પડયા છે." કહી આગળ ચાલતા મશાલચીએ હિંસક પ્રાણીઓની થએલી ઉજાણીનું સ્થળ બતાવ્યું. સરદારે સઘળાને ધીમે ધીમે ચાલવાની ઇસારત કરી. સઘળા મૌનતાથી ધીમે પગલે સરદારની પાછળ-પાછળ જવા લાગ્યા. જેમ શ્વાન સુગંધથી માર્ગ ખોળી કામ કરી બતાવે છે એ મુજબ આ ભૂત જેવા લોકોનો ચાલાક સરદાર તેના માણુસો સાથે એક વૃક્ષની પાછળ ઉભો રહ્યો. એ વૃક્ષની નીચેજ પેલા બે યુવકો નિદ્રાને શરણે પડેલા હતા. તેની પર નજર પડતાંજ એ સરદારે આનંદનો ઉદ્ગાર કાઢયો અને તે બન્ને યુવકોની તરફ આંગળી લંબાવી પોતાના માણસોને દેખાડતાં ધીમે સાદે બોલી ઉઠયો કેઃ-"બહાદૂરો! જુઓ, આમ સામે નજર કરો. શું ત્યાં કોઇ બે છોકરાઓ સૂતેલા છે કે? અને જુઓ કે તે આપણા શીકારજ છે ને?"

સઘળા તે બન્ને યુવકોના ઝાડને વિંટળાઇ વળ્યા. મશાલવાળો નજીકમાં ઉભો. સઘળા ગાંડાની માફક એકજ અવાજે બોલી ઉઠ્યા કેઃ-" હા, હા, આજ આપણા ચોર."

" તેઓના અવાજથી બન્ને યુવકો ચમકીને જાગૃત થયા અને પોતાને વિંટાઇ વળેલી ભિષણ મૂર્ત્તિઓને જોઇ તેઓ આશ્ચર્યચકિત થઇ જોઇ રહ્યા. એવામાંજ એ ટોળાના સરદારે ઘોઘારી અવાજે કહ્યું:-" બહાદૂરો! તે છોકરાઓને દોરડાથી બાંધી આપણી સાથે લઇ ચાલો."

તેના હુકમ મળતાંજ સઘળા માણુસો તે બન્ને યુવકોનીપર ધસી ગયા. વીર યુવકોએ એકાએક ઉભા થઈ વિજળીની ઝડપે કમ્મરે લટકતી તલવારો મ્યાનમાંથી ઝપોઝપ બહાર ખેંચી કાઢી કંપીત સ્વરે કહ્યુ:—"ખબરદાર! ઓ પાપાત્માઓ! દૂર રહો. અમે તમને ઓળખી ગયા છીએ."

"બહાદુરો! આગળ વધો, તમે તેમનાથી ડરશો નહિ. તેમ તેમનું કહેવું પણ સાંભળશો નહિ; તેમને તો એકદમ જકડી સાથે લઇ લ્યો." સરદારે ગુસ્સે થઇ કહ્યું.

તેઓને તલવારથી દૂર રાખતાં પુષ્પાયુધ રૌદ્ર સ્વરે સામેના સરદારને ઉદ્દેશી બોલ્યોઃ—"જે વીર છે તે આવું લજ્જાસ્પદ કામ કરતાં મરણને શ્રેષ્ઠ સમજે છે. ત્હેં એક નામર્દનું કામ કરી અમને દગાથી ઘેર્યા છે. જો ખરો બહાદુર હોય તો અમારી સામે ઉભો રહી યુદ્ધ કર અને પછી જોઈ લે કે કેવો રંગ જામે છે."

"પોતાના દુષ્મનોને યુક્તિથી શીકાર બનાવવા એમાંજ આ વીર સઘળું સારૂં સમજે છે, માટે મૂંગે મોઢે સ્વાધિન થઇ જાઓ." પુનઃ એ સરદારે ક્રોધમિશ્રિત સ્વરે કહ્યું.

"ધિક્કાર છે તને કે તું અમને દગાથી પકડી જાય છે. હા! ધીક્કાર છે તમારી માતાઓને કે તેમણે તમારા જેવા પાપીઓને જન્મ આપ્યો છે." આવી રીતે તેઓ નરાધમ સરદાર પર ધિક્કારનો વર્ષાદ વર્ષાવતા પોતાની લાંબી તલવારો વડે શત્રુઓને દૂર રાખવા લાગ્યા. વેરાન અરણ્યમાં રાત્રિના ભિષણ સમયે રાક્ષસો અને રામ–લક્ષ્મણ જેવા બે યુવકો વચ્ચે ભયાનક યુદ્ધ મચી રહ્યું. તે વીર યુવકોએ જોતજોતામાં તો પાંચેક દુષ્મનોને જમીનદોસ્ત કરી નાખ્યા. પરંતુ ઘણા માણસો અને તે વળી ભયાનક યમરાજ જેવા બળિષ્ટ પરાક્રમશાળી શત્રુઓની સામે તે યુવકો ઘણીવાર સુધી ટકી શક્યા નહિ. તેઓ છેવટે પકડાઇ ગયા. સરદારે નજીક દોડી આવી બન્નેના હાથમાંથી તલવારો છીનાવી લીધી. ભૂત જેવા કદરૂપા માણસો તે યુવકોને ચારે તરફથી જકડીને બાંધવા લાગ્યા. પાષાણ હૃદયનો સરદાર દૂર ઉભો રહી ખડખડાટ હસવા લાગ્યો. વીર યુવકો ગંભીરતાથી તે

પાપીના મુખ સામે જોઇ રહ્યા. શત્રુઓ તેમને બંધિવાન બનાવી સરદારની સામે જોઇ રહ્યા. તે સરદારે કંઇક છૂપા શબ્દમાં ઇશારત કરી કે જેથી તેઓએ તેમના કેદીઓને ધક્કા મારી આગળ કર્યા; અને એક દિશા તરફ ચાલવા લાગ્યા. તેઓ જ્યાં સુધી દેખાતા બંધ થયા નહિ ત્યાં સુધી એ રાક્ષસીદેખાવનો સરદાર તેમની પાછળ જોઇ રહ્યો. બાદ થોડી વારે તે પણ એક દિશા તરફ જઇ એકાએક અદ્રસ્ય થયો. વિકટ અરણ્યમાં ત્યાં આગળ ભિષણ અંધકાર વિના અન્ય કાંઇ રહ્યું નહિ.

વાચકો ! પુષ્પાયુધ અને મનહરને બંધિવાન બનાવી લઈ જનાર માણસો ભૈરવાચાર્યના સેવકો હતા. તેમને પકડવાનું કામ તે ભૈરવાચાર્યે પોતાના એક બળવાન સેવક કે જેનું નામ પ્હાડસિંહ હતું તેને સોપ્યું હતું. પ્હાડસિંહ ઘણો ભયંકર માણસ હતો. તેણે તેના કેટલાક માણસોને છૂપા વેશથી સત્યપુર મોકલ્યા હતા અને પુષ્પાયુધ તથા મનહરસિંહના શિકારે નીકળવાના અગાઉથી સમાચાર મેળવ્યા હતા. પુષ્પાયુધ અને મનહર તેમના હાથે પકડાયા. પ્હાડસિંહ તેમને લઇ જવાની આજ્ઞા કરી ભૈરવાચાર્યને સમાચાર જણાવવા ચાલ્યો ગયો.

પુષ્પાયુધ અને મનહરને બાંધી ચાલ્યા જતા માણસો મહી નદીના કિનારે આવ્યા. ત્યાં કિનારે એક મછવો લઈ તેમનો એક માણસ ઉભો હતો. સઘળા અંદર બેઠા. મછવો સામેના કિનારે જવા લાગ્યો. એટલા વખતમાં મનહરે અને પુષ્પાયુધે કોઇ જાણે નહિ એવી રીતે યુક્તિ પૂર્વક હાથે પગે બાંધેલા બંધ છોડી નાખ્યા. સઘળા ભજન ગાવામાં તદ્રુપ બનેલા હોવાથી એ કામની ખબર પડી નહિ. બાદ કિનારો આવતાંજ પુષ્પાયુધ અને મનહર છલંગ મારી નીચે કુદી પડી દોડવા મંડયા. “ પકડો—શીકારને પકડો ” એમ બૂમો મારતા

શત્રુઓ તેમની પાછળ પડયા. પુષ્પાયુધ અને મનહરે તેમને પાછળ મૂકી દીધા. ફક્ત બે માણસો તેમની પાછળ હજી દોડયા આવતા હતા. આથી બન્નેએ ઉભા રહી તેઓને પાસે આવવા દઇ તેમના લમણામાં અકકેકો સખ્ત મૂક્કો લગાવ્યો, બન્ને માણસો તમ્મર ખાઇ નીચે પડયા. એવામાંજ પાછળ દોડી આવતા બીજા માણસો જણાયા. પુષ્પાયુધ ભાઇ ! નાસો, શત્રુઓ આવી પહોંચ્યા. કહી મનહર દોડવા લાગ્યો. તેની પાછળ પુષ્પાયુધ પણ વિજળીની ઝડપે દોડવા લાગ્યા; શત્રુઓ પણ જોરથી બુમો પાડતા તેમની પાછળ દોડયા આવતા હતા. આખરે આગળ જતાં બે રસ્તા આવ્યા. અંધકારને લીધે અને શત્રુઓથી પકડાવાની બીકે પુષ્પાયુધ અને મનહર જુદા–જુદા રસ્તે ચઢીગયા. શત્રુઓ તેમની પાછળ ઘણું દોડયા પણ તેઓ હાથ લાગ્યા નહિ. આથી થાકી કંટાળી તેઓ નિરાશ વદને પાછા ફર્યા.

---

## પ્રકરણ ૯ મું.

### " રાત્રિનું રહસ્ય. "

જગત પર ભિષણ અંધકાર પથરાઇ રહ્યો છે, જનસમાજ નિદ્રાને શરણે પડેલો છે. શાન્તિનું સામ્રાજ્ય વ્યાપેલું છે; તેમાં શ્વાનના રૂદનથી અને પહેરગીર સિપાહીઓના અવાજથી ખલેલ પડે છે. મધ્યરાત્રિનો સુમાર છે. આ સમયે સત્યપુરના રાજમહેલના ચોગાનમાં એક કાળી આકૃત્તિ ફરતી નજરે પડે છે. તેનો દેખાવ અત્યારે ભૂત જેવો ભાસે છે. રાજમહેલના રક્ષકો પણ રાત્રિ વિતવાથી બેઠા બેઠા ઝોકાં મારે છે. ચોગાનમાં ફરતી આકૃત્તિ ધીમે પગલે તેમની પાસે

ગઇ અને જબ્બામાંથી મંત્રેલા દાણા કાઢી પહેરેગીરો પર ફેંકયા; આથી તત્કાળ સઘળા પહેરેદાર સિપાહીઓ જમીન પર સલેટ થઇ ગયા. જોતજોતામાં તો તેમનાં નશકોરાં બોલવા લાગ્યાં. તેમની એવી સ્થિતિ જોઇ એ આકૃતિએ અટ્ટહાષ્ય કરી સંકેત ધ્વની કર્યો કે જેથી થોડી વારમાંજ તેના જેવી પાંચ આકૃત્તિઓ એકાએક ત્યાં દોડી આવી તેની પાસે ઉભી રહી. તેને લઇ એ પ્રથમની આકૃત્તિએ મહેલમાં પ્રવેશ કર્યો. અંદર ઝાંખા–ઝાંખા દિપકો સળગતા હતા. તેના પ્રકાશમાં આ વિરૂપ વ્યક્તિઓ ઘણી ભયંકર ભાસતી હતી.

આ વ્યક્તિઓ અન્ય કોઇ નહિ પણ મોજીરામ ભૈરવાચાર્ય અને તેમના સેવકો હતા. તેઓ પુષ્પાવતીનું હરણ કરવાને આવેલા હતા. ભૈરવાચાર્યે તાંત્રીક વિદ્યાના પરિબળે સઘળા પહેરેગીર સિપાહીઓને ઘોર નિંદ્રાને શરણે કરી દીધા હતા. સઘળા સાવચેતીના ઉપાયો કરીનેજ ભૈરવાચાર્ય તેના સેવકો સાથે મહેલમાં પ્રવેશ્યો હતો.

તેણે પુષ્પાવતીના પલંગ પાસે જઇ કંઇક દવા સુંઘાડી. એ દવાની અસરથી પુષ્પાવતી ઘોર નિંદ્રામાં પડી. તે પછી આ દુષ્ટ નિશાચરો તેને ઉપાડી બહાર નીકળ્યા અને કાળી રાત્રે રાજમાર્ગ ઉપર થઇને બેધડક આગળ ચાલવા લાગ્યા. એવામાં એકાએક રોન ફરવા નીકળેલા બે સિપાહીઓ સામે મળ્યા. તેમણે ભયાનક બુમ મારી તેમને આગળ વધતા અટકાવ્યા. આવું જોતાંજ રૌદ્ર મૂર્તિ ભૈરવાચાર્ય આગળ ધસી આવ્યો અને હાથમાં પકડેલા લાંબા ત્રિશુળે તે બે સિપાહીઓને પરોવી જમીનપર નાખ્યા. સિપાહીઓએ કારમી ચીસ પાડી પ્રાણ ત્યાગ્યા. તેમની ચીસથી એક માણસ હાથમાં ફાનસ પકડી દૂરથી દોડી આવતો જણાયો. તેને જોઇ એ નિશાચરો ઝડપથી નાસવા લાગ્યા. તેમને નાસતા જોઇ તે માણસે પણ તેમની પાછળ પૂર્ણ

જોસથી દોડવું જારી રાખ્યું. આવી રીતે દોડતા દોડતા તેઓ સત્યપુરથી દૂર નીકળી આવી ચંપાનગરની સરહદમાં પ્રવેશ્યા. ત્યાં ગાઢ જંગલ આવેલું હતું. હજી પણ ફાનસ પકડી પેલો માણસ દોડી આવતો હતો. ભૈરવાચાર્ય તત્કાળ ઉભો રહ્યો; અને જભ્ભામાંથી પિસ્તોલ કાઢી દોડી આવતા માણસ તરફ તાકીને બ્હાર કર્યો. તે ફાનસવાળા માણસના પગમાં ગોળી વાગી. તે જખમી થઈ જમીનપર પડયો. તેના હોશ-કોશ ઉડી ગયા. પાપીયો પુષ્પાવતીને લઇ પલાયન થયા. જખમી થઇ પડેલો માણસ કરૂણ કલ્પાંત કરવા લાગ્યો. તેનું કલ્પાંત સાંભળી બે માણસો એકાએક ત્યાંની ઝાડીમાંથી નીકળી આવ્યા.

તે બે માણસોમાં એક તો ચંપાનગરના મહારાજ પુષ્કરરાજ હતા, અને તેમની સાથે તેમનો સરદાર વીરસિંહ હતો. મહારાજ પુષ્કરરાજ બીજે-ત્રીજે દિવસે વીરસિંહ સરદાર સાથે રાત્રિના સમયે છૂપા વેશથી નગરચર્ચા જોવાને નીકળતા. એ પ્રમાણે તે આજ પણ નીકળ્યા હતા અને એક હરામખોરની પાછળ પડી જંગલમાં આવ્યા હતા. તે હરામખોર ચોર તેમને ભૂલાવામાં નાખી ઝાડીમાં પેસી ગયો હતો. પુષ્કરરાજ અને વીરસિંહ તેને આસપાસ ખોળતા હતા; એ અરસામાં જ તેમને પેલા જખમી માણસનો અવાજ સંભળાયો. બન્ને તરત તેની પાસે આવીને ઉભા રહ્યા.

પુષ્કરરાજે વાંકા વળી જોયું તો તે માણસ લોહીલુહાણ થઇ તરફડતો હતો. તેને વાગેલી ગોળી ઝેરી હતી. આવું જોઇ પુષ્કરરાજના હૃદયમાં અત્યંત દયા ઉત્પન્ન થઇ, તે આત્મગત્ બોલી ઉઠયા કે:- "હર, હર, આ બીચારા કોઇ ગરીબની આ શી દશા ! ખરે કોઇ નરાધમેજ આ નિરપરાધિને ઘાયલ કર્યો છે." આમ શોચતા મહારાજા તેની પાસે બેશી પૂછવા લાગ્યા:-"ભાઇ ! તને કેમ છે ? તારી આવી

દશા શાથી થઇ છે ? શું કોઇ પાપાત્માની સાથે યુદ્ધમાં ઉતરવું પડયું હતું ? જો એમ હોય તો તે નરપશુ કોણ હતો એ ;મને જણાવ ? હું તેને ઉચીત દંડ દીધા વિના છોડીશ નહિ.”

તેમનાં દયાજનક વાક્યો સાંભળી તે ઘાયલ માણસ ધીમે અવાજે કહેવા લાગ્યોઃ—“મારામાં બોલવાની શક્તિ નથી. મારો શ્વાસ રૂંધાય છે, કંઠ સૂકાય છે. મને થોડુંક પાણી પાવ.”

મહારાજાએ વીરસિંહ સામે જોયું. વીરસિંહ એક દિશા તરફ જઇ પાણી લઇ આવ્યો. પુષ્કરરાજે તેને પાણી પાઇ આશ્વાસન આપ્યું. વીરસિંહે પાણીથી લોહી ધોઇ તેના પગે પાટો બાંધ્યો. પુષ્કરરાજે તે ઘાયલ માણસને પોતાની ઓળખાણ આપી તેની વાત જણાવવાને કહ્યું.

તે માણસ ધીમે રહી બેઠો થયો અને તેની વાત કહેવા લાગ્યોઃ— “મહારાજ ! હું સત્યપુર નગરનો રહેવાશી છું. જાતે ક્ષત્રીય છું. પવિત્ર રાજા અમરસિંહના અંગરક્ષકની સેવામાં જોડાએલો છું. હું એક રાતના મારા મિત્રને મળવા ગયો હતો. ત્યાંથી મધ્યરાત્રે ઘર તરફ પાછો ફરતો હતો; એવામાં ચાર માણસો કોઈ સ્વરૂપવાન બાળાને ઉપાડી જતા મારી નજરે પડયા. હું મારો ધર્મ સમજી તેમની પાછળ પડયો અને અહિં સુધી આવ્યો. અંતે તેમાંના એક દુષ્ટે ગોળી છોડી મને ઘાયલ કર્યો.”

“તે દુષ્ટો કોણ હતા ? અને તેઓ કોની બાળાને ઉપાડી જતા હતા તે કંઇ જાણી શકયા છો ?” વીરસિંહે પૂછ્યું.

“ના, હું તેમને ઓળખી શકયો નથી.” તે માણસે જણાવ્યું.

“વારૂ સત્યપુરના શું સમાચાર છે ? ત્યાં સૌ આનંદમાં તો છે ને ?” રાજાએ પૂછ્યું.

"બીજાં બધાં તો આનંદમાં છે પણ યુવરાજ પુષ્પાયુધ તેમના મિત્ર મનહરરાય સાથે એકાએક ગુમ થઇ ગયા છે. તેઓ શીકારે ગયા હતા ત્યાંથી પાછા ફર્યાજ નથી. તેમની ઘણી શોધ ખોળ ચાલે છે પણ કંઇ પત્તો લાગતો નથી." તે માણસે જણાવ્યું.

આ વાત સાંભળતાં પુષ્પરાજના હૃદયમાં સખ્ત આઘાત થયો તેમનું પ્રફુલ્લિત મુખ કરમાઇ ગયું. તેમણે વીરસિંહને નગરમાં મોકલી એક પાલખી અને ચાર માણસોને ત્યાં બોલાવ્યા. પાલખીમાં ઘાયલ માણસને સુવારી મહારાજા નગરમાં આવ્યા. તેઓ મહેલમાં આવી શૈય્યામાં પડયા પણ ઉંઘ આવી નહિ. પુષ્પાયુધના ગુમ થવાના સમાચારે તેમના હૃદયમાં અપાર શોક ઉત્પન્ન થયો હતો. તે આખી રાત્રિ તેમણે મહા મુશ્કેલીએ પસાર કરી. અંતે પ્રાતઃકાળમાં દરબાર ભરી પુષ્કરરાજ સિંહાસનારૂઢ થયા અને પુષ્પાયુધના ગુમ થઇ જવાના સમાચાર સર્વને જણાવ્યા. આ સમાચારથી સર્વ સભાસદો સ્તબ્ધ બની ગયા. મહારાજાએ નગરમાં ઢંઢેરો પિટાવી જાહેર કર્યું કે જે કોઇ માણસ પુષ્પાયુધ અને મનહરરાયનો પત્તો મેળવી આપશે તેમને આ રાજ્ય તરફથી ભારે ઇનામ મળશે.

આ ઉપરાંત તેમણે અનેક સરદારોને શોધમાં રવાના કરી દીધા. આ સૌ કાર્યથી પરવારી તેમણે રાજા અમરસિંહને આશ્વાસન આપવાને એક પત્ર લખી એક ઘોડેસ્વાર સરદારને સત્યપુર તરફ રવાને કર્યો. તે પછી મહારાજ પણ દરબારનું વિસર્જન કરી મહેલમાં પધાર્યા.

# પ્રકરણ ૧૦ મું.

## "દુઃખી પિતા."

સત્યપુરમાં યુવરાજ અને તેના મિત્રના એકાએક ગુમ થવાથી શોક પ્રસરી રહ્યો હતો; તેમાં વળી પુષ્પાવતીના એકાએક હરણ થવાથી હાહાકાર થઇ રહ્યો. રાજા રાણીતો કેવળ ગાંડાં જેવા બની ગયાં. સઘળે શોધ ખોળ ચાલી રહી. દિવાન અમૃતરાયે અનેક સેવકોને ચારે તરફ રવાને કરી દીધા પણ કંઇ પત્તો મળ્યો નહિ. સર્વના શોકનો પાર રહ્યો નહિ. રાજા-રાણીના નેત્રોમાંથી અશ્રુધારા વહેતી હતી. માર્ગ શોધકોએ પગલાં તપાસી તપાસ કરી પણ તેમાંએ નિષ્ફળતા મળી. સરદારો-પ્રજાજનો મહારાજાને આશ્વાસન આપવા મહેલમાં એકત્ર થયા હતા. પ્રધાન અમૃતરાય પણ આ અચાનક બનેલા બનાવથી દિઙ્મુઢ જેવો બની ગયો હતો. યુવરાજનો મિત્ર મનહરરાય તેનો પુત્ર થતો હતો. તેથી તેના શોકનો પણ પાર નહતો. રાજા અમરસિંહ સર્વની વચ્ચે બેશી આક્રંદ કરતા હતા. તેનનું હૃદય ચીરાઇ જતું હતું. જે રાજા હમ્મેશાં દુઃખીઓનાં દુઃખ દૂર કરવાને તત્પર રહેતો હતો, અરે જે હમ્મેશાં પ્રભુ ભક્તિ કરી નીતિમય જીવન ગુજારતો હતો; હા! તેની-પરજ દુઃખે હુમલો કર્યો. આ જગતમાં એવો નિયમ છે કે "સદા-ચરણી દુઃખી થાય છે અને પાપી-પ્રપંચી ફૂલે પૂજાઇ સુખમાં નિવાસ કરે છે." પુત્ર અને પુત્ર વધુના વિયોગથી રાજાનું હૃદય ઉથલ પાથલ થઇ રહ્યું હતું. તેમના તેજસ્વી મુખપર ચિંત્તાની છાયા છવાઇ ગઇ હતી. તે વારંવાર "હા! પુત્ર" કહી ઉંડા નિઃશ્વાસ નાખતા હતા.

પાસે બેઠેલો પ્રધાન પણ આંખ્યોમાંથી અશ્રુવર્ષાવી રાજાને

શાન્ત કરવાનો પ્રયત્ન કરી રહ્યો હતો; પણ રાજા શાન્ત થવાને બદલે વધારે શોક સમુદ્રમાં ડુબતા હતા.

હા ! ભાગ્ય દેવી ! ત્હેં એક પવિત્ર રાજાને પુત્ર વિયોગ રૂપી દુઃખ સમુહમાં ડુબાવી તારી ભયંકરતા દર્શાવી છે. શું તને સદાચરણી-જનોને ત્રાસ આપતાં દયા નથી આવતી ? શું તારે અને ધર્મીજનોને આધવૈર હોય છે ? શું તને પ્રભુનો ડર નથી ? હા ! ભાગ્યદેવી ! યાદ રાખજે કે તારે પણ એક દિવસે કિરતારના દરબારમાં હાજર થઇ ભક્તોને પીડવા સંબંધીનો જવાબ આપવો પડશે, તું ગમે એટલી નિષ્ઠુર થઇ પુન્યવાનોને કષ્ટ આપીશ પણ અંતે ધર્મીષ્ટ જનોનો વિજય છે એ ખાસ લક્ષમાં રાખજે.

મધ્યાહ્ન થવા આવ્યા, હજી પણ રાજા બેશી રહ્યા હતા. આથી અન્યજનો પણ તેમની પાસે બેશી રહ્યા હતા. આજે રાજાને ભૂખ-તરસનું ભાન રહ્યું નથી. તેમના હૃદયમાંતો પુત્ર અને પુષ્પાવતીની જપ માળા ચાલી રહી હતી. એવામાં એક સિપાહીએ અંદર આવી જણાવ્યું કેઃ–"મહારાજ ! ચંપાનગરથી એક ઘોડેસ્વાર આવ્યો છે. તે આપ નામદારના કદમમાં આવવાને ઇચ્છે છે."

રાજા આજ્ઞા આપે એ પહેલાંજ દિવાન અમૃતરાયે તેને આવવા દેવાની આજ્ઞા આપી.

થોડીવારમાં ચંપાનગરથી આવેલો સ્વાર ત્યાં દાખલ થયો અને ત્રણવાર નીચા નમી નમન કરી એક પત્ર રાજા અમરસિંહના હાથમાં મૂક્યો.

રાજાએ પત્ર લઇ અમૃતરાયના હાથમાં આપ્યો. પ્રધાને પત્ર ઉકેલી વાંચવા માંડ્યો. તેમાં આ પ્રમાણે લખેલું હતું.

પ્રિય અમરસિંહ !

સઘળા સમાચાર મારા જાણુવામાં આવ્યા છે. મ્હેં ચારે તરફ માણુસોને રવાને કરી દીધાં છે. પ્રભુ કૃપાએ ટુંક મુદતમાં કંઇ સમાચાર મળશે એમ આશા છે. સમયની ગતી ન્યારી છે. તેના વિષે જે કાંઇ કહીએ યાતો લખીએ તે ઓછું જ છે. એ સમયને માન આપવું તે આપણી ફરજ છે. આ સંસારમાં સુખ–દુખ આવે જાય છે. હિંમતવાન માણુસો દુ:ખથી ડરતા નથી અને સુખથી અભિમાની થતા નથી. તે પ્રમાણે આપ મહારાજા સર્વ ગુણુ સંપન્ન છો. માટે હિંમતનો ત્યાગ નહિ કરતાં પ્રભુપર વિશ્વાસ રાખી પુત્ર વિયોગનું કષ્ટ સહન કરજો. પરમાત્મા દયાળુ છે. તે તમારા જેવા પવિત્ર રાજાને વધુ વખત દુખમાં રાખશે નહિ. મારો અંતરાત્મા સાક્ષી પૂરે છે કે હવે થોડા દિવસમાંજ યુવરાજ તેમના મિત્ર સાથે પુનઃ નગરમાં આવી તમને આનંદ કરાવશે, પત્રનો પ્રત્યુતર પાઠવવાની કૃપા કરશો કે જેથી મારૂં ઉદ્વેગ પામેલું મન આપના તરફના સમાચાર જાણી કંઇક શાન્ત થાય, હાલ એજ વિનંતી.

લી.

**મહારાજા પુષ્કરરાજ.**

પુષ્કરરાજનો પત્ર વાંચી પ્રધાને રાજાની સામે જોયું. આ વખતે રાજાની આંખ્યોમાંથી અસ્ખલિત અશ્રુધારા વહેતી હતી. તે આત્મગત બોલતા હતા કે:—" હાય ! પુષ્પાવતીના સમાચાર જાણતાં પુષ્કરરાજને કેટલું કષ્ટ ઉત્પન્ન થશે ? અરે ! તેમને માથે દુઃખનો પ્હાડ ટૂટી પડશે. હા ! વિધાતા ! અમે એવું તે શું પાપકર્મ કર્યું હશે કે જેથી અમારે આ દુઃખ સમુહમાં ડુબવું પડયું છે. વિધાતા ! તારી પણ કળા ન્યારી છે."

બતાવે કર્મ તું શા શા તમાશા,
આપી ન્યાયીને છેક નિરાશા—બતાવે.

જળને સ્થાને સ્થળ તું કરે ને જડ ચૈતન્ય જણાય,
સફળ પુરાવા નિષ્ફળ થાતાં, જય જુઠાનો થાય.
સર્વે ઉંધા પડતા પાસા—બતાવે.

ધાડ પડે ધર્મીને દ્વારે, અતી બળીયા અમુંઝાય,
કુડ કૃતિ ગતિ કર્મ તહારી પાર ન પામી શકાય;
ખોટી અનેરી ત્હારી આશા—બતાવે.
પુંડલીક. ના.

આમ શોક કરતા રાજાએ પુષ્પાવતી સંબંધી હકીકતનો પત્ર લખી ચંપાનગરથી આવેલા સરદારને વિદાય કર્યો. તે પછી રાજાએ ત્યાં બેઠેલા મંડળને જવાની આજ્ઞા આપી. સઘળા રાજાને નમી ભોજન કરવા ચાલ્યા ગયા. મહેલના દિવાનખાનામાં ફકત રાજા અને પ્રધાન બેસી રહ્યા. એવામાં વિમળાએ ત્યાં આવી પૂછ્યું:—"બાપુ! ભોજન કરવા પધારશો ?"

"બ્હેન! હું આજે રસોડે જમવા આવનાર નથી. માટે તું મારે માટે અને પ્રધાનજીને માટે અહિંજ બે થાળ મોકલાવ."

વિમળા ચાલી ગઇ. વ્હાલી સખીના હરણથી તેના દુઃખનો પણ પાર નહોતો. તે પુષ્પાને સંભારી ઘડી-ઘડી રડી પડતી. તેણે રસોડે જઇ બે થાળ મોકલાવ્યા. રાજા અને પ્રધાને જમી લીધું. ભોજનથી પરવારી રાજાએ પ્રધાન સામે જોઇ કહ્યું:—"પ્રધાનજી! આપણી ઉપર વિધાતા રૂઠી હોય એમ જણાય છે. જો એમ ના હોય તો આપણી ઉપર આટલું બધું સંકટ કયાંથી આવી પડે ? હા! પુત્ર

પુષ્પાયુધ મનહરના વિયોગે મારી છાતી ચીરાઇ જાય છે. તેમાં પુષ્પાના હરણથી તો આ પ્રાણ નીકળી જાય એમ ગભરામણ થયા કરે છે. હા ! એવા કયા શત્રુએ આપણીપર વૈરવાળી આપણો નંદનવન જેવો બગીચો ઉજાડ કરવો ધાર્યો હશે ? અરે આપણે કોઇનું બગાડયું નથી. શું પાપાત્મા જાલીમસિંહે તો આ પ્રપંચ જાળ નહિ પાથરી હોય ? હા ! એમ પણ હોય ! તે પિશાચ વૃત્તિનો રાજા ઘણોજ દુષ્ટ છે—તે સામાનું દુઃખ જોઇ બળી જાય છે. અમૃતરાય ! કહો હવે શું કરવું ?" કહી રાજાએ કપાળપર હાથ મૂકયો

પ્રધાન આશ્વાસન આપી કહેવા લાગ્યોઃ—"મહારાજ ! આમ શોક કરે કંઇ વળવાનું નથી. આપણે માથાં પટકીને મરી જઇશું તોપણ પ્રયત્ન કર્યા વિના ગુમ થએલા બાળકોને જોઇ શકીશું નહિ. જો; કદાચ પાપી જાલીમસિંહે આ પ્રપંચ કર્યો હશે તો તેની પણ આપણને ટુંક મુદતમાં ખબર પડશે. જો તે દુષ્ટાત્માએજ આ નીચ કાર્ય કર્યું હશે તો સમજજો કે તેનું હવે આવી બન્યું છે. ભલેને તે બળવાન છે પણ તેની પરવાહ હું કરનાર નથી. હું ઇશ્વરપર પૂર્ણ વિશ્વાસ રાખી આપણા સમસ્ત સૈન્ય સાથે મધુપુર ઉપર ચઢી જઇશ અને તે પાપીને રણમાં રોળી તેના મહેલના ઠેકાણે મશાણ બનાવીશ. રાજન ! હવે શાન્તિ ધારણ કરી થોડા દિવસ જોયા કરો કે કંઇ સમાચાર આવે છે. મહારાજ ! ભાગ્યદેવીની ભયંકરતા વધી પડી છે, તેને સહન કર્યા વિના છૂટકો નથી. આ સંસારમાં ચઢતી પડતી ચાલી આવે છે તેને માટે કહ્યું છે કેઃ—

ચડતી પડતી જગતમાં સરજી જીવતર સાથ.
ઉદય અસ્તને જાણવા કાળ તણા બે હાથ,

સુખીઆઓ સુખી આજ નથી રહેવા સદાકાળ,
દુઃખીઆઓ દુઃખીઆજ નથી રહેવા સદાકાળ,
સુખી હોય દુઃખી થાય દુઃખી હોય સુખી થાય,
રંક પળ માંહિ રાય, રાય રંક સ્હેજે થાય.
કળી ખીલી ખુબ ખુશઓથી પછી ખરી જાય,
વાદળ વરસી પછી છેવટે વેરાઇ જાય—
માટે મુંઝાવું નહિં આપદમાં ધરી ધીર,
કાળ હાથ સામે ટકે રંક તેહ રણધીર—
સ્વ. ઝવેરી.

માટે હવે દુઃખની સામે થયા સિવાય છૂટકો નથી. પ્રતાપી રામચંદ્રજી જેવાને પણ કષ્ટ સહન કરવું પડયું હતું તો આપણે તો શું વિસાતમાં." આમ શાન્તિ સૂચક શબ્દો સંભળાવતો પ્રધાન અમૃતરાય રાજાને ભોજન કરાવી પોતે પણ જમી લઈ રાજાનો હાથ પકડી મહેલની પાછળ આવેલા બગીચામાં લઇ ગયો. ત્યાં એક એકાન્ત સ્થળે બેશી બન્ને જણા ભાગ્યદેવીની ભયંકરતાને ભેટવાના વિચાર કરવા લાગ્યા.

---

# પ્રકરણ ૧૧ મું.

## "વિકટ વનમાં પુષ્પાયુધ."

પ્રભાતનો રમણીય સમય છે. પૂર્વ દિશામાં લાલ રંગ છવાએલો છે. વૃક્ષોનાં ડાળ પર બેઠેલાં પક્ષીઓ મધુરા સ્વરથી ટહુકાર કરી ભાસ્કર ભગવાનને અભિવંદન આપી રહ્યાં છે. આવા સુંદર સમયે એક ગૌરવર્ણનો યુવાન એક વૃક્ષ નીચે સૂતેલો છે, તેણે પહેરેલાં વસ્ત્ર કાંટામાં ભરાવાથી કેટલેક ઠેકાણેથી ફાટી ગએલાં છે. તેનું મુખ નિસ્તેજ

જણાય છે. પ્રિય પાઠકો! આ યુવાન તે આપણો પરિચીત રાજકુમાર પુષ્પાયુધ છે. મનહરરાયથી જુદો પડી તે આ જંગલથી બીજે જંગલ એમ ઘણું રખડયો હતો. જંગલમાં મળી આવતાં ફળ ઉપર નિર્વાહ ચલાવતો અને રાત્રિ પડે એકાદ ઝાડ નીચે પૃથ્વીની પથારી પર હાથનું ઉશીકુ કરી આકાશની ચાદર ઓઢી સુઇ રહેતો. આવી રીતે તેને ચાર-પાંચ દિવસ સુધી વિકટ અરણ્યમાં ભ્રમણ કરવું પડયું હતું. એક પવિત્ર રાજાના પવિત્ર પુત્રને માથે એવી રીતનું અસાધારણ સંકટ આવી પડેલું હતું.

વિધાતાને શું તેની દયા નહિ આવતી હોય ? શું તે ધર્મી રાજકુમારને દુઃખ દેવામાં તેનો કંઇ ગુપ્ત હેતુ સમાએલો હશે! ખરેખર કહ્યું છે કેઃ—

" બડે બડેકુ દુખ હે, છોટેસે દુખ દૂર
તારે સબ ન્યારે રહે, ગ્રહે શશી ઓર સૂર.

તે પ્રમાણે પુષ્પાયુધ દુખ સહન કરે એમાં આશ્ચર્ય જેવું નથી. ચંદ્રમા કે જેના શીતળ પ્રકાશથી સમસ્ત સૃષ્ટિ આનંદમાં નિમગ્ન થાય છે. જેના કીરણમાંથી અમૃત ઝરે છે; એ ચંદ્રને પણ કલંકિત થઇ સૃષ્ટિમાં ભ્રમણ કરવું પડે છે. કલ્પવૃક્ષ સર્વેની મનોકામના પૂર્ણ કરે છે તેને પણ જડ વૃક્ષ બનાવ્યું છે.

પ્રાતઃકાળના ઠંડા પવનથી અને પક્ષીઓના કિલકિલાટથી વૃક્ષ નીચે સૂતેલો પુષ્પાયુધ નિદ્રાને પરહરી જાગૃત થયો. તેણે આંખ્યો ચોળી આસપાસ જોયું. તેની નજરે ભયાનક જંગલ તથા મહિસાગરનાં ઉંચાં કોતરો વિના અન્ય કંઇ જણાયું નહિ. તે કપાળ પર હાથ મૂકી ઘણી વાર સુધી બેશી રહ્યો. બાદ ઉભો થયો. સૂર્યને નમસ્કાર કરી પાસે આવેલા એક જળાશય સમિપ જઈ સ્નાનાદિ કર્મથી પરવારિ નિવૃત્ત થયો. તે પછી તેણે એક માર્ગ તરફ આગળ ચાલવા માંડયું. તેની ચાલવાની

શક્તી પણ જતી રહી હતી. ભૂખ દુખના દર્દથી તેનું શરીર શીથીલ થઇ ગયું હતું. તેના પગમાં અનેક કાંટા ભોંકાયા હતા. તે વારંવાર થાકી જઈ વૃક્ષ નીચે બેસતો અને વળી પાછો આગળ ચાલતો. આખરે તે ચારેક માઇલની મુસાફરી કર્યા પછી છેક થાકી ગયો. અને એક વૃક્ષ નીચે "હા રામ" કહી બેશી ગયો. તેના મનમાં અપાર દુઃખ ઉત્પન્ન થતું હતું. મિત્ર મનહરનું શું થયું હશે ? મારે માટે કેટલી શોધ ખોળ ચાલી રહી હશે ? વગેરેના વિચાર કરતો પુષ્પાયુધ આત્મગત બોલવા લાગ્યોઃ–"હે જગનિયંતા પરમાત્મા ! મ્હેં તમારો શું અપરાધ કર્યો હશે કે જેથી મારે આવા અસહ્ય સંકટમાં સપડાવું પડયું છે ? હા ! અફસોસ ! આ ભયાનક અરણ્યમાં એવો એક પણ સીધો માર્ગ જણાતો નથી કે જેથી હું કોઇ ગામ ભેગો થાઉં ! અરે કોઇ માણસ પણ નજરે પડતું નથી કે જેથી હું તેને માર્ગની માહિતી મેળવી ખરા રસ્તે ચઢું ? હા ! મિત્ર મનહર ! તારૂં શું થયું હશે ? તું કયા માર્ગે ચઢી ગયો હોઇશ ? શું તું મારી માફક જંગલમાં તો ભટકતો નહિ હોય ! શું ખબર પડે ? અમારી આવી દશા કરનાર શત્રુઓ કોણ હશે ? તેમને અને અમારે શું વૈર હશે ? હા ! એકાએક બનેલા આવા બનાવથી મને કંઇ સમજ પડતી નથી. હવે તો હરી કરે તે ખરૂં ? મારે હરકોઇ ઉપાયે કોઇ ગામમાં જઇ મિત્ર મનહરની શોધ કરવી જોઇએ." આમ વિચારી તેણે પુનઃ આગળ ચાલવા માંડયું. બરાબર મધ્યાહ્નકાળે તે મહિસાગરના પ્રવાહ સમિપ આવી પહોંચ્યો. તેણે ગંગામાં સ્નાન કર્યું. પવિત્ર જળમાં સ્નાન કરવાથી તેનો થાક ઉતરી જઇ શરીર હલકું થયું. પુષ્પાયુધ બપોરા ગાળવાને ઇરાદે કિનારાથી થોડેક દુર આવેલા એક વૃક્ષ નીચે ગયો. જમીન પર પડેલો કચરો–કાંટા વગેરે સાફ કરી તે આડો થયો. પેટમાં

ભૂખ કકડીને લાગી હતી; પણ ત્યાં ખાવાનું ક્યાંથી લાવે ? કષ્ટથી હતાશ થએલો યુવરાજ પેટમાં પગ ઘાલી સૂઇ રહ્યો.

ખરા મધ્યાન્હ થયા હતા. પાપીઓનાં પાપ કર્મ નિ·હાળી સૂર્યભગ·વાન કુપિત થઇ સખ્ત તાપે તપી રહ્યા હતા. ઉની લુ વાવા લાગી. લાહ્ય–લાહ્ય વરસવા લાગી. પક્ષીઓ પણ ચારો ચરવાનું છોડી દઇ માળાઓમાં ભરાઇ ગયાં. પુષ્પાયુધ થાક ભુખથી આખરે નિદ્રાધિન થયો. નિદ્રાએ તેનું દુઃખ થોડી વારને માટે ઓછું કર્યું. અંતે સાંજ પડી, તાપ ઓછો થયો. યુવરાજે નિદ્રાનો ત્યાગ કરી ત્યાંથી આગળ ચાલવા માંડયું. ભુખથી તેને અડબડીઆં આવતાં હતાં. તે મહા પ્રયાસે આગળ ચાલ્યો જતો હતો. તેની ઇચ્છા કોઇ ગામમાં પહોંચી ક્ષુધાને શાન્ત કરવાની હતી. તે મહિસાગરને કિનારે–કિનારે આગળ વધવા લાગ્યો. થોડેક દૂર જતાં તેની નજરે એક ઝુંપડા જેવું કંઇક જણાયું. તેના મનમાં આનંદ થયો. ત્યાં કોઇક માણસો હશે ધારીને તે એ ઝુંપડા તરફ જવા લાગ્યો. તે ઝુંપડું ખારવા લોકોનું હતું. મહિસાગરને કિનારે તેમનાં નાનાં–મોટાં મળી આશરે પચાસેક હોડીયાં પડેલાં હતાં. પુષ્પાયુધ ઝુંપડા નજદીક આવ્યો. આ વખતે એ ઝુંપડામાં દશ બાર ખારવાઓ એકઠા થઇ ગોળ કુંડાળું વળીને બેઠેલા હતા. તેમની વચ્ચમાં એક વૃદ્ધ બ્રાહ્મણ બેઠો–બેઠો ભજન ગાતો હતો. સઘળા ખારવાઓ એકા·ગ્રતાથી તેનું ભજન સાંભળી રહ્યા હતા. પુષ્પાયુધ પણ તેમના ભજ·નમાં ભંગ ના પડે એ હેતુથી આગળ નહિ વધતાં ત્યાં ઉભો રહ્યો અને ધ્યાનપૂર્વક ભજન સાંભળવા લાગ્યો. એ બ્રાહ્મણનું ગાન દુઃખીને દિલાસા રૂપ હતું. બ્રાહ્મણ પણ જાણે ભજનમાં તદ્રુપ ના થયો હોય એવી રીતે ગાનને લલકારી ડોલતો હતો. તેનું ભજન આ પ્રમાણે હતું.

" વૃથા જન્મ જીવન આ જગમાં, સ્વપ્નવત્ સઘળો સંસાર,
કોણુ તમારૂં તમે કોણુના, કવણુ પિતુ માતા પરિવાર,
અહો કહો ના એમ કદાપિ, ખિન્ન હૃદય આણી આઘાત,
કાયર થઇ રોનારા માટે, એ તો છે મનગમતી વાત,
ઉત્તમ કરણી વીના મળે ના, અવનિમાં અનુપમ નર દેહ,
સર્વોત્તમ પદ પામ્યા તો શું, પાડો અંતર અવળા છેદ,
જગ મિથ્યા જુક્તિથી જાણો, છતાં જીવન તુચ્છ કદી નવ જાણુ,
ભય વણુ યત્ન કરે જય પામો, જીવ નીત્યે એ સાચું માન.
સુખની આશા ધરો નહિ, દુઃખ દેખી દિલ મરડો ના મુખ,
જીવન તણો ઉદેશ નથી એ, સદા રહે ના સુખ કે દુઃખ.

* * * * *

કાળચક્ર દત્ત સુખ દુખ ફરતાં, ચક્ર ધારીના ક્રમથી રોજ;
શોચ કરો તો દુઃખ સહે કાં' સુખની નર કરતા નીત્ય ખોજ.
જગ ઉન્નતિ હીત ! હો ! સંસારી ! કરો નિરંતર સોંપ્યું કામ,
પાપ વાતથી મ્હોં મચકોડો, છોડો છળબળ આડે જામ.
ઉદય અસ્ત થાતાં થાતાંમાં, દિનકર જીવન કરે આધીન,
ગયો સમય ફરી હાથ ન આવે, પળ નવ ભૂલે પુરૂષ પ્રવિણ.
કર્મ ભૂમીમાં આવી બનીએ, કર્મ વીર થઇએ નીશંક,
મળે સુકીર્ત્તિ પુણ્ય સુકર્મ, નીચ કર્મોથી ટળે કલંક.
અમૂલ્ય જીવન નવ વૃથા ગુમાવો, સ્વારથમાં થતા ના અંધ,
ધર્મ ઉન્નતી આ જીવનમાં, થાવા વાંચો મંત્ર પ્રબંધ. "

કાસરવાળા.

ભજન પૂરૂં થયું. ખારવાઓએ લાંબા થઇ ભૂદેવને પ્રણામ કર્યા. તેના ગાનથી પુષ્પાયુધનું અર્ધું દુઃખ ઓછું થઇ ગયું હોય એમ

એને જણાયું. હતાશ થએલા હૃદયમાં પુનઃ હિંમતનો સંચાર થયો. તે ઝુંપડીમાં આવી બ્રાહ્મણને પ્રણામ કરી ત્યાં બેઠો. તેને એકાએક અંદર આવેલો જોઇ સઘળા ચમકયા; અને તેની સામે જોઇ રહ્યા. ખારવાઓની વચ્ચમાં બેઠેલો બ્રાહ્મણ આશ્ચર્યયુક્ત થઇ પુષ્પાયુધના મુખને ટીકી–ટીકીને જોવા લાગ્યો. પુષ્પાયુધ પણ દીન વદને તેની સામે જોઈ રહ્યો. મૌન્ન પથરાઇ રહ્યું. કોઇ પણ એક શબ્દનો ઉચ્ચાર કરતું નથી. આ મૌનતા થોડીવાર ચાલી. અંતે ભજન ગાનાર ભૂદેવે પુષ્પાયુધ સામે જોઇ પૂછ્યું:–"ભાઇ! તું કોણ છે અને આ વેરાન પ્રદેશમાં ક્યાંથી આવી ચઢ્યો છે?"

"મહારાજ! હું જાતે ક્ષત્રિય છું, રસ્તો ભૂલવાથી મહા હેરાન થઇ અંતે રઝળતો રખડતો અહિં આવી ચઢ્યો છું." પુષ્પાયુધે નમ્ર વદને જણાવ્યું.

"ભાઇ! મને લાગે છે કે તું ઘણોજ ભૂખ્યો છે. હા! પ્રભુ! તારી પણ અજબ માયા છે કે આવા ગોરા ગબરૂ જેવા જુવાનને ભૂખના દુઃખથી હેરાન કરી જંગલમાં ભટકાવે છે." આમ કહી તે બ્રાહ્મણે ત્યાં બેઠેલા ખારવાઓમાંથી એકને પાસે બોલાવી તેના કાનમાં ધીરેથી કંઇક વાત કરી, કે જેથી એ ખારવો તત્કાળ ત્યાંથી દોડી ગયો અને થોડીવારે એક તાંસળામાં દુધ અને બે જાડા બાજરીના રોટલા લઇ ત્યાં હાજર થયો. બ્રાહ્મણે પુષ્પાયુધને તે ખાવાનું ખાઇ લેવાને કહ્યું, યુવરાજે ભૂખના દુઃખથી કંટાળી વગર આનાકાનીએ ઝપાટાબંધ ખાઇ લીધું. એક માણસ પાણીનો ઘડો નદીમાંથી ભરી આવ્યો. યુવરાજ જમી હાથ મુખ ધોઇ સ્વસ્થ થયો. ક્ષુધા શાન્ત થતાં પુનઃ તેનું કરમાએલું વદન સતેજ થયું. મુડદાલ જેવો જણાતો પુષ્પાયુધ ટટાર થયો. તેને સ્વસ્થ થએલો જોઇ પુનઃ તે બ્રાહ્મણે પૂછ્યું:–"ભાઇ! તું

કોઇ સારા માણુસનો સંતાન હોય એમ જણાય છે. જો તારી ઇચ્છા હોય તો તારી સઘળી વાત મને જણાવ કે જેથી તારા દુઃખમાં હું પણ કંઇક ભાગ લઇ શકું ?” તે બ્રાહ્મણનું એવું દયાયુક્ત વાક્ય સાંભળી પુષ્પાયુધે તેને અથઇતી વાર્તા કહી સંભળાવી. તેની ઓળખ થતાં તે બ્રાહ્મણના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેણે યુવરાજને આશ્વાસન આપ્યું. પુષ્પાયુધે તેનો ઉપકાર માન્યો. તે પછી તે બ્રાહ્મણ તેના સ્થાને જવાને ઉભો થયો. તેણે પુષ્પાયુધને પોતાની સાથે આવવાનું જણાવ્યું. સઘળા ખારવાઓ જમીનપર લાંબા પડી તેને પગે પડયા. બ્રાહ્મણ તેઓને આશિર્વાદ દેઇ પુષ્પાયુધ સાથે ઝુંપડીમાંથી બહાર નીકળી નદી કિનારે આવ્યો. કિનારા પર એક માણુસ મછવો તૈયાર રાખીને ઉભો હતો. બ્રાહ્મણ પુષ્પાયુધને લઈ મછવામાં બેઠો. ખારવાએ મછવો હંકાર્યો. મહિસાગરના ગંભીર જળને ચીરતો મછવો સામે કિનારે જવા લાગ્યો. આ વખતે મછવામાં બેઠેલો બ્રાહ્મણ કંઇક મહાન વિચારમાં પડયો હોય એમ એની મુખમુદ્રા પરથી જણાવા લાગ્યું. પુષ્પાયુધે તેના સામે જોયું. તેને સામે જોઇ રહેલો જોઇ પુનઃ એ બ્રાહ્મણ સાવધ થયો. બાદ થોડીવારે કિનારો આવી પહોંચ્યો. બન્ને કિનારે ઉતર્યા. ખારવાએ માથું નમાવી મછવાને પાછો વાળ્યો. ભૂદેવ પુષ્પાયુધનો હાથ પકડી મહીસાગરના કોતરમાં ચાલવા લાગ્યા.

# પ્રકરણ ૧૨ મું.

## અચાનક મેળાપ.

સાયંકાળનો સમય થયો છે. સૂર્યભગવાન અસ્તાચલ તરફ ગમન કરી ગયા છે. અંધકાર ધીમે ધીમે તેનું સામ્રાજ્ય ફેલાવી રહ્યો છે.

પશુ–પક્ષીઓ પોતપોતાના સ્થાન તરફ પ્રયાણ કરી રહ્યાં છે. આ વખતે યુવરાજ પુષ્પાયુધ આસપાસનો દેખાવ નિહાળતો બ્રાહ્મણની સાથે ચાલ્યો જાય છે. બન્ને જણા ઉંડા કોતરોમાં ઉતરતા–ચઢતા ઝડપથી આગળ વધતા હતા. છેવટે રાત્રિ પડી. અંધકારે અવનીને ઢાંકી દીધી. તારાઓ ઝબકવા લાગ્યા. હજી પણ ગામ કેમ આવ્યું નહિ હોય ધારીને પુષ્પાયુધે સાથે ચાલતા બ્રહ્મદેવને પૂછ્યું:–"મહારાજ ! હજી ગામ કેટલે દૂર હશે ?"

તે બ્રાહ્મણ હસ્તે વદને બોલ્યો:–"બાપુ ! તું ઘણો થાકી ગયો છે એ હું સારી રીતે સમજું છું. હજી આપણે થોડુંક વધારે ચાલવું પડશે; માટે હિંમત રાખી મારી સાથે ચાલ્યો આવ."

તે બ્રાહ્મણનું આવું બોલવું સાંભળી પુષ્પાયુધના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. આ બ્રાહ્મણ મને આવી રીતે ઉંડા કોતરોમાં ચલાવી–ચલાવીને કએ ગામ લઇ જશે, આમ તર્ક–વિતર્ક કરતો પુષ્પાયુધ મૌનતાથી ચાલવા લાગ્યો. એવી રીતે ઘણે દૂર જતાં તેઓ કોતરોનો ત્યાગ કરી એક મોટા સપાટ મયદાનમાં આવીને ઉભા. બ્રાહ્મણે પુષ્પાયુધને થોડીક વાર થાક ખાવાને સૂચવ્યું. બન્ને ત્યાં બેઠા. તેમને ત્યાં બેઠે થોડીકવાર થઇ હશે એ અરરસામાં સામેથી એક કદાવર માણસ હાથમાં લાંબો ભાલો પકડીને ત્યાં ચાલી આવતો જણાયો. તેણે તેના મુખપર બુકાની બાંધેલી હોવાથી તેનું મુખ સ્પષ્ટ જણાતું નહોતું. તે પ્રચંડ પુરૂષ દેખાવે ઘણો ભયંકર ભાસતો હતો.

તેને એકાએક આવી રીતે નીકળી પોતાની તરફ આવતો જોઇ ભૂદેવના તો હાંજાં ગગડી ગયાં. તે ધ્રુજવા લાગ્યો; અને "હવે કેમ કરીશું" કહી પુષ્પાયુધની સોડમાં ભરાવા લાગ્યો. વીર પુષ્પાયુધ પણ દિઙ્મુઢ જેવો બન્યો. તેણે કમ્મરે હાથ નાખ્યો પણ શત્રુઓએ તેની

પાસે તલવાર રહેવા દીધી નહોતી. તેથી તેના હાથમાં કંઇ આવ્યું નહિ. તેનું મન બોલી ઉઠયું કે " જો આ વખતે મારી પાસે કંઇક હથીઆર હોત તો ઠીક થાત." આમ વિચારતા વીર પુષ્પાયુધે બ્રાહ્મણની સામે જોયું. ગરીબ બ્રાહ્મણ પીંપળાના પાંદડાની માફક સમસ્ત શરીરે થરથર કાંપતો હતો. પુષ્પાયુધે તેને આશ્વાસન આપી કંઇ ભય નથી એમ જણાવ્યું. ચાલી આવનાર માણસ થોડીવારમાં ત્યાં આવી ઉભો અને બન્નેના મુખ સામે ધારી ધારીને જોવા લાગ્યો. તેને છેક નજીક આવેલો જોતાંજ બ્રાહ્મણે ભયથી ચીસ પાડી. પુષ્પાયુધે તેને નજીકમાં ખેંચી કહ્યું:–"મહારાજ ! ભય પામશો નહિ. તમે હાલ વીર ક્ષત્રિયના રક્ષણમાં છો. હું તમારા રક્ષણમાં પ્રાણ આપીશ." આમ કહી યુવરાજે તે માણસની સામે જોયું.

પુષ્પાયુધનું બોલવું સાંભળી બ્રાહ્મણને સ્હેજ શાન્તિ થઇ હોય એમ જણાયું. તેની એવી સ્થિતિ જોઇ ઉભા રહેલા પુરૂષને હસવું આવ્યું. તેને હસતો જોઇ પુષ્પાયુધે પૂછયું:–" આપ કોણ છો ? "

" હું મદાંધ થએલાઓનો કાળ છું અને પુન્યવાન જનોનો રખવાળ છું. " તે માણસે ગંભીરતાથી જણાવ્યું.

" અહો ત્યારે તો સાક્ષાત યમદેવજ પધાર્યા છે એમ કહોને ? પ્રભુ ! આપના ચરણમાં મારા પ્રણામ છે." કહી તે બ્રાહ્મણે તેના પગમાં પડતું નાખ્યું.

પુનઃ તે પુરૂષે હાષ્ય કર્યું. તેના ગંભીર હાષ્યનો અવાજ ચારે તરફ ફેલાઇ રહ્યો. બાદ તે પુરૂષે થોડીકવાર કંઇક વિચાર કરી પુષ્પાયુધ સામે જોઇ પૂછયું:–" તમે કોણ છો ? "

"આપનો પરિચય પામ્યા સિવાય હું મારૂં ઓળખાણ આપવાને લાચાર છું." યુવરાજે કહ્યું.

" મ્હેં પ્રથમજ જણાવ્યું છે કે હું પાપીઓનો પ્રાણ હરનાર છું અને ધર્માત્માઓનો ઉદ્ધારક છું; છતાં તમે મને તમારૂં ઓળખાણ કેમ કરાવતા નથી ?" તે પુરૂષે કહ્યું.

" હું એક રજપૂત છું." પુષ્પાયુધે જણાવ્યું.

" નામ ?"

" પુષ્પાયુધ."

" ગામ ?"

" સત્યપુર."

" આ તરફ ક્યાંથી આવો છો ?"

" માર્ગ ભૂલવાથી આ સ્થળે આવી ચઢયા છીએ."

" તમારી સાથેનો આ માણસ કોણ છે ?"

" હું બ્રાહ્મણ છું," પુષ્પાયુધ જવાબ આપે તે પહેલાંજ તે મહારાજ ઉભા થઇને બોલી ઉઠયા.

" તમારૂં નામ ?"

" ત્રિપુરાશંકર."

" તમે કયા ગામમાં રહો છો ?"

" કૃષ્ણપુરમાં."

" તમારે આમનો સંગાથ ક્યાંથી થયો ?"

" મહિસાગરના કોતરડાંની પાર આવેલી એક ઝુંપડીમાથી."

" વારૂ હવે તમે મારી સાથે ચાલશો ?"

" તમે અમને કયાં લઇ જશો ?" પુષ્પાયુધે પૂછ્યું,

" મારા મુકામે."

" તમને ઓળખ્યા સિવાય તમારી સાથે આવવાને અમારૂં મન ના પાડે છે. તમારી ભૈરવ મૂર્ત્તિ જોઈ મારૂં મન થરથર કાંપે છે.

માટે કૃપા કરીને અમને અહિં રહેવા દઇ આપ પધારી જાઓ તો સારૂં." ત્રિપુરાશંકરે કહ્યું.

"નહિ. હું તમને મારી સાથે લઇ ગયા વિના રહેનાર નથી."

"ભોગ મળ્યા બાપ !" કહી ત્રિપુરાશંકર નીચે બેશી ગયો.

યુવરાજ પુષ્પાયુધે વિચાર કરી કહ્યું:–"હું ધારૂં છું કે આપ કોઇ સુજ્ઞ પુરૂષ છો. આપ કૃપા કરીને આપનું નામ–ઠામ જણાવો."

"કુમાર ! તું મને નથી ઓળખતો પણ હું તો તને સારી રીતે ઓળખું છું. તું મહારાજ અમરસિંહનો પુત્ર છે અને તારા મિત્ર મનહરની સાથે શીકારમાં ભૂલો પડવાથી તું આખરે અહિં આવી ચઢ્યો છે. કેમ ખરૂં કે નહિ ?" તે પુરૂષે કહ્યું.

પુષ્પાયુધના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેણે ગદ્દગદ્ કંઠે પૂછ્યું:– "શું મારો મિત્ર આપના જોવામાં આવ્યો છે ?"

"ના, તેની શોધને અર્થે કોતરોમાં રખડવું પડશે; કારણ કે આ કોતરોમાં ભૂલો પડનાર માણસ ભોમીયા સિવાય કદી પણ બહાર નીકળી શકતો નથી. આ મહિસાગરનાં કોતરો ઘણાં ગચ્ચી અને ભયંકર છે. હું એ કોતરોના પ્રતાપથીજ શત્રુઓને હંફાવી મારા વૈરની વસુલાત કરૂં છું."

"એવો તે આપનો કોણ શત્રુ છે કે જેના લીધે આપને આવા ભયાનક સ્થળે નિવાસ કરવો પડે છે ?"

"કુમાર ! જે તારો શત્રુ છે એજ મારો પરમ શત્રુ છે ?"

"મારો શત્રુ કોણ છે ?"

"જુલ્મી જાલીમસિંહ"

"આપને અને તેને વૈર ઉપસ્થિત થવાનું કારણ ?"

"તેણે મારૂં રાજ્ય દગેથી લઇ લીધું છે. મારા પ્રધાનની પુત્રી

પર બળાત્કાર કરી તેને આ સંસારથી વિદાય કરી છે—બસ એ અત્યાચારેજ આ હૃદયમાં વૈરની આગ ભડભડાટ સળગાવી છે. હું આ અગોચર સ્થળે છૂપાઇ રહી સમય મળતાં તેને અત્યંત ત્રાસ આપું છું. કુમાર! હું જાણું છું કે ત્હેં મને હવે ઓળખ્યો હશે ?"

"હા, હું હવે ધર્માત્મા મહારાજ ધર્મસિંહને બરાબર ઓળખી ગયો છું અને આપની આ દશા દેખી અત્યંત દિલગીર થાઉં છું."

"કુમાર ! શોક કરીશ નહિ. હું હાલ પૂર્ણ આનંદમાં છું. હાલ મારી પાસે પુષ્કળ દ્રવ્ય અને અસંખ્ય માણસોનું સૈન્ય છે. હું જો ધારૂં તો આ સમયેજ મધુપુરનું ખેદાન મયદાન કરી નાખું, પણ ના, એ સમયની હજી વાર છે. હું તેની પર મારૂં વેર ઘણીજ ભયંકર રીતે લઇશ, વારૂં કંઇ બીજા સમાચાર જાણે છે કે ?"

"ના." કહી પુષ્પાયુધ તેની સામે જોઇ રહ્યો.

તે પુરૂષ કે જેનું નામ ધર્મસિંહ હતું તેણે સત્યપુરની હકીકત સાથે પુષ્પાવતીના હરણની વાત જણાવી.

પ્રિયાના હરણની અને સત્યપુરમાં શત્રુઓએ મચાવેલા ઉપદ્રવની વાત શ્રવણ કરતાંજ પુષ્પાયુધ આકળ–વિકળ થઇ ગયો. તેણે નમ્ર વદને ધર્મસિંહને જણાવ્યું કે મને જલ્દીથી સત્યપુર પહોંચાડો.

"હજી એ સમયની વાર છે. ત્હારે હાલમાં ત્યાં જવાની જરૂર નથી." કહી ધર્મસિંહે તેના કાનમાં ધીરેથી એક વાત કહી, કે જે વાત સાંભળી પુષ્પાયુધ શાન્ત થઇ ગયો. બાદ ધર્મસિંહ તેને અને ત્રિપુરાશંકરને લઇ પોતાના સ્થાન પ્રતિ ગમન કરી ગયો.

# પ્રકરણ ૧૨ મું.

## "કારાગ્રહમાં પુષ્પાવતી."

રાત્રિ પડી ચુકી છે. લુચ્ચા લફંગા પાપીઓને અંધકાર પ્રિય થઇ પડયો છે. બીજા પ્રહરનો સમય છે. દુષ્ટ ભૈરવાચાર્યે રાજાની આજ્ઞાથી પુષ્પાવતીને એક એકાન્ત મહેલમાં કેદ કરી છે. જાલીમસિંહ તેને અનેક પ્રકારે સમજાવી ચૂકયો છે પણ એ પવિત્ર પ્રેમદા તેના ટેકમાં અચળ રહી છે, અત્યારે તે ગંભીર વદને એક ગાદી પર નીચું જોઇ બેસી રહી છે. પિતળની દીવી પર બળતો દીપક સર્વત્ર પ્રકાશ આપી રહ્યો છે. મહેલની આસપાસ સિપાહીઓ પહેરો ભરી રહ્યા છે. પુષ્પાવતીની સામે એક વૃદ્ધ સ્ત્રી તિક્ષણ નજરે જોતી બેશી રહી છે. બન્નેમાં મૌન પથરાઇ રહ્યું છે.

એ વૃદ્ધા સ્ત્રી જાલીમસિંહના જનાનાની મુખ્ય દાશી છે. જ્યારે પુષ્પાવતીએ તેનું કહેવું માન્યું નહિ ત્યારે જાલીમસિંહે આ વૃદ્ધાને મોટી લાલચ બતાવી પુષ્પાને સમજાવવાને તેની પાસે મોકલી છે. એ વૃદ્ધા સ્ત્રીએ યુવાવસ્થામાં અનેક કુકર્મો કર્યા હતાં. તે ઘણી ચાલાક હતી. ભલભલી બાળાઓનાં તે સત્ય છોડાવતી હતી. આવી કારસ્થાની અબળા જાલીમસિંહને પ્રિતીપાત્ર થઇ પડે એમાં શું નવાઈ! તે રાજાને હમ્મેશાં ખુશ રાખવાના પ્રયત્ન કરતી. રાજાએ પકડી આણેલી બાળાને પળવારમાં સમજાવી ફોસલાવી રાજાને સ્વાધિન કરી દેતી. જાલીમસિંહની ઇચ્છા જેની પર થાય એને લાવવાની ફરમાશ એ બુઢ્ઢીને થતી. એ વૃદ્ધા સ્ત્રી તરત એ સ્ત્રીને શામ :દામથી સમજાવી લાવી જનાનામાં રાખતી, જાલીમસિંહ તેની પર પ્રસન્ન થઇ અમૂલ્ય ઈનામો આપતો. આવી કારસ્થાની અબળા પુષ્પાવતીને સમજાવવા

આવી છે, હજી સુધી બન્નેમાંથી એકે વાતની શરૂઆત કરી નથી.

પુષ્પાવતી પોતાની થએલી દુર્દશાને માટે શોક કરતી એક ગાદી પર બેશી રડયા કરે છે. તેની પાસે બેઠેલી બુઢ્ઢી તેની સાથે વાત કરવાનો પ્રસંગ ખોળે છે. એવામાંજ પુષ્પાવતીએ આંસુ લ્હોઇ તેની સામે જોયું.

તેને સામે જોતી જોઇ તરત એ બુઢ્ઢી બોલી કેઃ–" પુષ્પાવતી! શામાટે રડે છે? સ્વર્ગ સુખ સમિપ આવે છે છતાં બાળક બુદ્ધિ કરી શામાટે દૂર હડસેલે છે? શું મહારાજા જાલીમસિંહ તારે લાયક નથી." આમ કહી તે ડોશી વક્ર નેત્રે તેની સામે જોઇ રહી.

પુષ્પાવતી તેનું વાક્ય સાંભળી ચમકી અને અંતે કંઇક વિચાર કરી કર્કશ સ્વરે બોલીઃ–" તમે કોણ છો?"

" હું આ રાજ્યની હિતચિંતક છું. મહારાજા જાલીમસિંહ મને માનની નજરે જુવે છે. હું તેમને સર્વે પ્રકારે સુખી જોવાને ઇચ્છું છું. પુષ્પા! મારો રાજા તારા દેદારનાં દર્શન કર્યાં છે ત્યારથીજ દિવાના જેવો બની ગયો છે. તે ખાતાં પીતાં સુતાં બેસતાં તારીજ જપ માળા જપી રહ્યો છે. જો તું તારી હઠ નહિ છોડે તો મારા રાજાનું શું થશે એ હું અત્યારે કંઇ કહી શકતી નથી. માટે વિચાર કર. સ્ત્રી કરતાં પુરૂષ શ્રેષ્ટ છે. પુરૂષને દુઃખમાંથી ઉગારવો એ દરેક સ્ત્રીનો ધર્મ છે. પુષ્પા! તને જોઇ છે ત્યારથી જાલીમસિંહના શરીરમાં કામ જવરે નિવાસ કર્યો છે. તે મહાજવર તારા વિના નાશ પામનાર નથી; માટે તું રાજી ખુશીથી મારી સાથે તેની પાસે ચાલ અને પરોપકારનું મહાપુન્ય સંપાદન કર?" કહી તે ડોશી શાન્ત રહી.

પુષ્પા આકળ વિકળ થઇ ગઇ. તેનું મુખ લાલચોળ બની ગયું. તે ગુસ્સાથી ઉભી થઇ બોલી ઉઠીઃ–"વૃદ્ધાવસ્થાને ગાળે પહોંચેલી

અબળા ! ખરેખર તું પ્રબળા છે. તારાં વચનમાં હળાહળ વિષ ભરેલું છે. જા, જા, મારી આગળથી ચાલી જા, અહિં તારૂં કશું વળનાર નથી. તારા ધર્મમાં અને મારા ધર્મમાં આસમાન જમીનનો ફેર છે, તારો રાજા કાલે મરતો હોય તો આજે મરજો અને આજે મરતો હોય તો આ પળેજ મરજો; કારણ તે કે એક પશુ વૃત્તિનો પિશાચ છે. આ પૃથ્વીના ભારરૂપ પ્રેત છે."

"શું મહારાજા જાલીમસિંહ તારે લાયક નથી ? શું તે રૂપ ગુણસંપન્ન રાજ રાજેન્દ્ર નથી ?" પુનઃ તે ડોશીએ પૂછ્યું.

"કુટિલા ! વારંવાર શું પૂછે છે ? તારી નજરમાં અને મારી નજરમાં ફેર છે. તારી આંખ્યોએ પાપનાં પડળ વળેલાં છે એટલે તું સત્યા સત્યનો નિર્ણય કરવાને અસમર્થ છે. શું તું નથી જાણતી કે એક કાગડો હંસણીને લાયક હોઇ શકે ? ગાય ગર્ધવની સાથે શોભી શકે ? પુન્યવાન પાપાત્માને છાંયે એક ક્ષણ વાર પણ ઉભો રહી શકે કે ? તે પ્રમાણે તું તારા રાજાને ભલે ગુણવાન અને પુન્યવાન માનતી હોય પણ મારા સમજવામાં તો તે હલકામાં હલકો નરાધમ રાક્ષસ છે." પુષ્પાએ ક્રોધથી કંપતાં કહ્યું.

"છોકરી ! તું કોનું અપમાન કરે છે તે જાણે છે ? જાલીમસિંહ રાજા-ધિરાજ છે તેનું કાંઇ ભાન છે ?" ડોસીએ અકળાઇને પૂછ્યું.

"કોણ જાલીમસિંહ રાજાધિરાજ છે ? ના, ના, એવું કહેનારની મોટી ભૂલ છે. જે રાજાધિરાજ હોય છે તેનામાં દેવનો વાસ હોય છે. પણ આ જાલિમસિંહના પાપપૂર્ણ હૃદયમાં તો એક પિશાચનો વાસ છે; એટલે એ રાજા કહેવાને તદ્દન નાલાયક છે. શું રાજાનો ધર્મ છે કે પરાઇ સ્ત્રી પ્રત્યે વિકારમય નેત્રે જોવું ? હા ! જાલીમસિં-હનો એવોજ ધર્મ છે; બસ એથીજ તે રૌરવ નર્કનો અધિકારી છે.

તેનાં પાપકર્મોનો સુમાર નથી. તેણે હજારો નિર્દોષ જનોના ગળાં કાપી રક્તનો પ્રવાહ વહેવરાવ્યો છે. તેના ઘાતકી કર્મોથી આ આકાશ આ રાજ્યપર પડું–પડું થઈ રહ્યું છે. આ ઝબકારા મારતી વિજળીઓ પાપી રાજાનું રક્ત શોસવાને ચમકારા કરતી ધસી આવતી નજરે પડે છે. ઓ નિષ્ઠુર અબળા ! જા, જા, તારા રાજાને ચેતાવ કે તારો કાળ નજદીક આવતો જાય છે. જો, જો, તેનો મ્હોતનો આ ગગન ભેદી ડંકો મારા કાને વાગતો સંભળાય છે. દિશાઓ શુન્ય ભાસે છે. બસ આથી સિદ્ધ થાય છે કે આ મધુપુરનો નાશ હવે પાસેજ છે. હા ! એક પાપી રાજાના પ્રતાપે અનેક પવિત્ર જનોનો પણ અંતે નાશ થઇ જશે.” આમ બોલતી પુષ્પા ક્રોધથી કંપવા લાગી.

તેના લંબાણુ વિવેચનથી એ વૃદ્ધ અબળા પણ સ્તબ્ધ બની તેની સામે ટગર ટગર જોઇ રહી.

જે વૃદ્ધ સ્ત્રી દરેક કાર્ય પૂર્ણ કરવાનો ગર્વ રાખતી હતી; તેમજ ભલભલા વીરનરોને પણ કપટથી વશ કરી પોતાની ઇચ્છાને આધિન કરતી અને મોટા બ્રહ્મચારીઓને પણ સમજાવી વેષ્યાઓના વિલાસમાં તદ્રુપ બનાવતી એવી મહા કારસ્થાની બુઢ્ઢીનું પુષ્પાવતી આગળ કંઇ ચાલ્યું નહિ. પોતાનો ઉદ્દેશ નિષ્ફળ થએલો જોઇ તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ; તેમાં વળી રાજાના અપમાનથી વધારો થયો. તેણે ભયાનક સ્વરે બૂમ મારી કહ્યું:–“ દોઢ ડાહી છોકરી ! તું એકદમ બોલતી બંધ થા. ત્હેં આજે એક મોટા મહારાજાનું ભયંકર અપમાન કર્યું છે. શું આ અપમાનની વાત તેના જાણવામાં નહિ આવે ? અરે મૂર્ખી ! શું તું એટલું પણ સમજી ના શકી કે હું એ રાજાનું કોની આગળ બુરૂં બોલું છું ? શું તું મને ઓળખી શકી નથી ? ”

“ હું તને સારી રીતે ઓળખી ગઇ છું. ત્હેં તારી જીંદગી

અનેક પાપકર્મો કરી રદ કરી છે. આ વૃદ્ધાવસ્થામાં પણ તું મારા જેવી અનેક નિર્દોષ બાળાઓને પ્રપંચથી ફસાવી પાપની ભોક્તા થઇ તારા ધોળામાં ધૂળ નાખે છે. જા, જા, એ જીવતી ડાકણ ! તું મારી નજર સામેથી ચાલી જા. હું તારી નારકી છાયાથી અપવિત્ર થાઉં છું." પુષ્પા ત્યાંથી ખસી દૂર જઇ ઉભી રહી.

તેના શબ્દો તે વૃદ્ધા સ્ત્રીને હાડો હાડ લાગી આવ્યા, તે બોલી ઉઠીઃ–"ઓ ધર્મની પૂંછડી ! નાના મોઢે બહુ બોલતાં શીખે છે કે ? ઠીક છે; હું પણ હવે જોઉં છું કે તું તારી હઠીલાઇ કયાં સુધી પકડી રાખે છે ? છોકરી ! મને તારી ઘણી દયા આવે છે અને તેથીજ આ હૃદય તને સુખી કરવાને ઇચ્છે છે. પુષ્પા ! મ્હેં આ દુનિયાંના ઘણા રંગ જોયા છે. જ્યાં સુધી જુવાની છે ત્યાં સુધીજ સૌ સુખ ભોગવાય છે. જુવાની ચાર દિનની ચાંદની છે. સુખ ભોગવવામાં પાપ પુન્ય લાગતું નથી. ઉલટું મનને મારવાથી આત્મદ્રોહનું મહાન્ પાપ લાગે છે. હું સારી રીતે જાણું છું કે જુવાન છોકરીઓ ઘણીજ શરમાળ હોય છે; પણ મોઢેથી બોલી શકતી નથી. એ પ્રમાણે જો તું શરમાતી હોય તો ચાલ હું તને જાતેજ જાલીમસિંહ પાસે લઇ જઇ તારી મનકામના પૂર્ણ કરાવી તને સુવર્ણના શીખરે ચઢાવું. બોલ શું વિચાર છે ?" પુનઃ એ વૃદ્ધાએ શાન્ત થઇ પૂછ્યું.

"જે દુષ્ટા છે તે સર્વેને દુષ્ટજ દેખે છે. પિશાચીની ! જા. મારી આગળ તારૂં કંઇ વળનાર નથી. હું સ્વર્ગ સુખને મારા નાથના ચરણમાં સમાએલું જોઉં છું; માટે હવે મહેરબાની કરીને તું અહિંથી ચાલી જા, હું તારાં ઝેરી વચનો વધારે વાર સાંભળી કંટાળી ગઇ છું." પુષ્પાએ કહ્યું.

"બસ આજ વિચાર ?"

"હા, આ પ્રાણ છે ત્યાં સુધી એજ વિચાર. હું તારા જેવી પિશાચી નથી. હું મારા પ્રાણ કરતાં મારા ધર્મને શ્રેષ્ઠ સમજું છું અને તેથીજ એ નરાધમ રાક્ષસ રાજાને ધિક્કારૂં છું-ફિટકારૂં છું.

"શું આજ જવાબ?" પુનઃ બુઠ્ઠીએ પૂછ્યું.

"હા, મારો આ છેલ્લો જવાબ? શું તને ખબર નથી કે:-

આકાશ માંહિ ચંદ્રને રવિ ઉભયની ગતિ એક છે?
રણવીર નરની સમરમાં અવનતી ઉન્નતિ એક છે.
જ્યમ ધર્મરાજાની સદા, દૃઢ ધર્મમાં મતિ એક છે,
ત્યમ સતી ક્ષત્રાણી તણો, સંસારમાં પતિ એક છે.
તારી સતી નીજ જીવની, પરવા જરા કરતી નથી,
જે વરી એકજ નાથને, તે અન્યને વરતી નથી."

રા. નારાયણ ઠક્કુર.

ઓ કમભાગ્ય અબળા! તું સતીની કિંમત ક્યાંથી આંકી શકે? ગધેડીમાં ગાયના ગુણ ક્યાંથી આવી શકે? કાગડી હંસણી શી રીતે થઇ શકે? જા, જા, ત્હેં તારો ધર્મ વૃથા ખોયો છે." આમ બોલતી પુષ્પાવતીએ તેનું મુખ બીજી બાજુએ ફેરવી દીધું.

વૃદ્ધા સ્ત્રી ક્રોધાયમાન થઇ ગઇ. તે તેના આખા શરીરે ધ્રુજવા લાગી. તેની ઉંડી ઉતરી ગએલી આંખ્યો વિકાળ દેખાવા લાગી. તે દ્વાર તરફ જતાં જતાં બોલી:-"ઉદ્ધત છોકરી! યાદ રાખજે કે આનું પરિણામ ઘણુંજ ભયંકર આવશે. તારે દુઃખના ડુંગરાઓ તળે કચરાવું પડશે."

"ઠીક છે; સમય આવે સઘળું જોઇ લેવાશે. તારા જેવી હજારો બલ્કે કરોડો ગધેડીઓના ભુંકવાથી મહાન્ વનરાજ લેશ માત્ર પણ ચલાયમાન થનાર નથી. એ પ્રમાણે આ વીર બાળાનો શ્રીહરીની કૃપાથી એક વાળ પણ વાંકો કરવાને કોઇ શક્તિવાન નથી." કહી પુષ્પાવતીએ ધિક્કારની નજરે તેની સામે જોયું.

વૃદ્ધા જલ્દીથી બહાર નીકળી ગઈ. પુષ્પા એકલી પડી. તે ગાદી પર બેશી ચોધાર અશ્રુએ રડવા લાગી. તેને આશ્વાસન આપનાર કોઇ નથી. તેનું દુઃખ નિહાળી કાળીરાત્રિ વિશેષ કાળી થતી જણાતી હતી. શાન્ત રાત્રિએ તેનાં રૂદનનાં ડસકાં સિવાય અન્ય બીજું કંઇ સંભળાતું નહોતું.

પુષ્પાવતીએ ધણીવાર સુધી રૂદન કરી હૃદયને હલકું કર્યું. તેના મનમાં આ વખતે અપાર દુઃખ ઉત્પન્ન થતું હતું. એક હલકી સ્ત્રીનાં વચનો તેને અસહ્ય થઈ પડયાં હતાં. તે વારંવાર આ દુઃખી જગાએથી મૂક્ત થવાને માટે પ્રભુની પ્રાર્થના કરતી હતી. તેના મનમાં દ્રઢ વિશ્વાસ હતો કે ગરીબનો બેલી શ્રીરામ અવસ્ય મારો આ નરકાગારમાંથી ઉદ્ધાર કરશે. તેણે ધણીવાર સુધી આંખ્યો બંધ કરી પ્રભુનું સ્મરણ કર્યું.

આજે તેનું મન અસ્વસ્થ હતું. તે આંસુ લ્હોઇ ઉભી થઇ અને મહેલની પછીતે આવેલી એક નાની બારી ઉઘાડી બહાર જોઇ રહી. ભિષણ અંધકાર સર્વત્ર વ્યાપેલો હતો. વૃક્ષોનાં ઝુંડ કાળાં ભૂતની માફક ભાસતાં હતાં. સર્વ જગત શાન્ત છાયામાં પડેલું હતું. પુષ્પા ચારે તરફ નજર ફેરવવા લાગી. એવામાં એકાએક તેના કાને કોઇના ગાનનો સ્વર સંભળાયો. તેણે લાંબી નજરે દ્રષ્ટિ કરી તો જણાયું કે દૂર તાપણું સળગે છે. તે તાપણા આગળ એક મનુષ્યાકૃતિ બેઠી-બેઠી ગાન ગાય છે. પુષ્પાવતી ધ્યાનપૂર્વક દૂરથી આવતા ગાનના અવાજને સાંભળવા લાગી. ગાન પ્રભુ પર વિશ્વાસ રાખવાને સૂચવતું હતું.

" સત્યે સઘળા દેવો બ્હાર, શીરપર સરજનહાર,
ધરણી કરણીએ નર નારાયણ સરજનાર;
વાવે તેવું લણશે આ સંસાર—સત્યે.
ભરતભૂમીએ લક્ષ લે, લક્ષ્મણ વીર અવતાર,

રામ શત્રુહન સત્યમાં શૂરા શ્રી કીરતાર;
ધર્મ ધનુષ ધરનાર, રાવણુ કરતા સંહાર,
શલ્યા અહલ્યા શબરીના ઉદ્ધાર—સત્યે.
અલખ નીરંજન દેવજ શોધે તે શૂરવીર,
અગમ અગોચર ધારતા તે થાતા ધીરવીર;
વિશ્વાસે સૌ વળનાર, હંસ મોતી ચરનાર,
ઘટ ઘટ અંતરયામી છે હોંશીયાર—સત્યે.

ગાન ગાનાર નજદીક આવતો હોય એમ જણાયું, તે થોડી વારમાં પુષ્પાવતીના કારાગ્રહની પછીતે આવી ઉભો રહ્યો. પુષ્પાવતીએ તારાના પ્રકાશમાં તેને આમ તેમ ફરતો જોયો. તે કોમળ બાળા આત્મગત બોલીઃ–" ખરે! કોઇ દુઃખી ગરીબ હોવો જોઇએ. હા! પ્રભુ! તું આવો અમૂલ્ય માનવ અવતાર આપી શા માટે દુઃખ આપે છે? વિશ્વંભરનાથ! તમારી અકળકળાની સમજ પડતી નથી. હા! ગરીબ બંધુ! ત્હેં અત્યારે તારા ગાનથી મને અપૂર્વ હિંમત આપી છે. તેના બદલામાં હું તને કંઇ પણ આપી શકતી નથી. હું હાલ પરતંત્ર છું. પાપીના પંજામાં છું, કસાઇના કારાગ્રહમાં પૂરાઇ છું." આમ બોલી તેણે એક દીર્ઘ નિશ્વાસ નાંખ્યો. તેનો નિશ્વાસ નીચે ફરતા મનુષ્યને સંભળાયો. તેણે ઉંચે જોયું પણ તે પુષ્પાને જોઇ શક્યો નહિ. આથી તે પણ મન સાથે બોલ્યોઃ–" ખરે! કોઇ દુખીનોજ નિઃશ્વાસ છે. લાવ હું તેને શાન્તિ આપી મારો ધર્મ બજાવું." આમ વિચારી તેણે ઉંચે જોઇ બોલવા માંડયુંઃ–" આ કાળી રાત્ર નિદ્રાની શાન્ત છાયામાં આરામ નહિ લેનાર દુઃખી માણુસ! તું નિઃશ્વાસ શા માટે નાખે છે? તું ઇશ્વર પર શ્રદ્ધા રાખ. તે દયાળુ છે. પરદુઃખભંજન કહેવાય છે. તે તેના ભક્તોને પ્રથમ કષ્ટની કસોટીથી તાવે છે. જેમ સુવર્ણ અગ્નિમાં

પડી ઉત્તમ થાય છે તેમ પ્રભુ ભક્ત મનુષ્ય કષ્ટની કસોટીમાં કસાઇ શ્રેષ્ટ પદે પહોંચે છે. માટે હિંમત ધારી દુખને સહન કરી સત્યને સંભાળી રાખો. જેની પાસે સત્ય હશે તેનોજ પ્રભુજી ઉદ્ધાર કરશે. હરે, રામ, હરે, હરી. " આમ બોલતો તે માણસ ત્યાંથી ચાલતો થયો.

પુષ્પાવતી તેની પાછળ જોઇ રહી. તેના અવાજ પરથી જણાયું કે તે માણસ જાલીમસિંહના રાજમહેલ તરફ જાય છે.

પુષ્પા થોડીવાર ત્યાં ઉભી રહી અંદર આવી અને પથારીમાં પડી. રાત્રિ વિતાવા લાગી. અનેક વિચારોને અંતે પુષ્પાવતીને નિદ્રા દેવીએ પોતાની શાન્ત છાયામાં તદ્રુપ બનાવી દીધી. પિશાચના પંજામાં ફસાએલી બાળા થોડી વારને માટે તેનું તમામ દુઃખ-શોક ભૂલી ગઇ.

---

# પ્રકરણ ૧૩ મું.

---

## ભૈરવના મંદિરમાં મસલત.

જે સમયે વૃદ્ધા સ્ત્રી પુષ્પાવતીને સમજાવવા આવી હતી, તે વખતે જાલીમસિંહ ભૈરવનાથના મંદિરે ગયો હતો. આજે ભૈરવાચાર્ય ભૈરવની મહાપૂજા કરનાર હતો.

ભૈરવનું મંદિર મહિસાગરના કિનારાથી થોડેક દૂર એક ઉંડા કોતરમાં આવેલું હતું. મંદિરના ડેરાનો આકાર ગોળ હતો. એ જુના પુરાણા મંદિરનો કેટલોક ભાગ ખવાઇ ગયો હતો. મંદિરની અંદર ઉંડાણમાં ભૈરવનાથની ભયંકર મૂર્ત્તિ આવેલી હતી. આજે ભૈરવાચાર્યે મૂર્ત્તિને સિંદુરથી રંગી હતી. તેની પાસે ઘીના બે દીવા સળગાવ્યા હતા. ભૈરવાચાર્ય પૂજનની તૈયારી કરી રહ્યો હતો. રાજા જાલીમસિંહ તેનો પૂજા પ્રકાર અવલોકી રહ્યો હતો. ભૈરવાચાર્યનો શિષ્ય પ્રાણશં-

૭

કર ગાંજો મસળી રહ્યો હતો. તેણે થોડીવારમાં ગાંજો તૈયાર કરી ચલમમાં ભર્યો, અને તેનીપર દેવતા ગોઠવી તેણે ભૈરવાચાર્યને બુમ પાડી કહ્યુંઃ– " ગુરૂમહારાજ ! બુટી તૈયાર થઇ ગઇ, આપને કેટલી વાર છે ?"

" આ આવ્યો બચ્ચા. " કહી ભૈરવાચાર્ય ઉંડાણમાંથી બહાર આવ્યો અને શિષ્યના હાથમાંથી ચલમ લઇ ઉપરાઉપરી દમ લગાવી ધુમાડાના ગોટેગોટ કાઢવા લાગ્યો, મંદિરના ઘુમ્મટમાં ધુમાડો પથરાઇ ગયો. પ્રાણશંકરે પણ બે ચાર દમ લગાવ્યા. રાજા જાલિમસિંહે પણ ભૈરવાચાર્યના આગ્રહથી બે એક ફુંક લગાવી. આકાશથી ઉતરેલા મોજી મહારાજ પુનઃ ઉંડાણમાં ઉતરી પડી ભૈરવની મૂર્ત્તિને નવરાવવા લાગ્યો નવરાવતી વખતે તે મુખથી હરહર મહાદેવ ! જય ભૈરવ દાદા, વગેરેની બુમો પાડવા લાગ્યો. સ્નાન કરાવ્યા પછી તેણે ભૈરવનાથના ગળામાં લાલ કરેણનાં પુષ્પોની માળા પહેરાવી કપાળમાં સિંદુરની અર્ચા કરી, ભૈરવાચાર્યે પણ ભૈરવ સ્વરૂપ ધારણ કર્યું હોય એમ આ વખતે જણાતું હતું, પૂજન કરી તેણે ભૈરવને જમીન પર પડી લાંબા થઇ પ્રણામ કર્યા, તે પછી તેણે સમિપ આવેલા અગ્નિ કુંડમાં અગ્નિ સળગાવ્યો; અને તેમાં અડદ–ચણા–ખીર–જવ–તલ વગેરેના આહુતી આપવા લાગ્યો. એ સૌ થઇ રહ્યા પછી બળિદાન આપવાનો વખત આવ્યો. મંદિરના એક ખૂણામાં એક નિર્દોષ બકરાને બાંધી મૂક્યું હતું, તેને ત્યાં લાવવાની પ્રાણશંકરને આજ્ઞા થઇ, પ્રાણશંકર ને નિર્દોષ પ્રાણીને ગુરૂની સમિપ ઘસડી લાવ્યો, ભૈરવાચાર્યે હાથમાં જળ લઇ બળિદાનનો સંકલ્પ મૂકયો. તે પછી બકરાના કપાળમાં કંકુ ચોપડી પુષ્પની માળા પહેરાવવામાં આવી. ભૈરવાચાર્ય મુખથી કઇક મંત્ર બરબડવા લાગ્યો; અને થોડીવારે એ ભયંકર ભૈરવાચાર્યે નિર્દોષ પશુનો ભૈરવનું નામ દઇ ભોગ આપ્યો, રૂધીરનું ખાબકું ભરાયું, તે રૂધીરથી ત્યાં બેઠે-

લાઓએ કપાળમાં અરચ્યા કરી, તે પછી તેણે આરતી ઉતારી ભૈરવની સ્તુતી કરી. અંતે પૂજનથી પરવારી ભૈરવાચાર્ય બહાર નીકળી રાજાની સામે બેઠો, આ સમયે મધ્યરાત્રિ થઇ હતી, સર્વત્ર શાન્તતા છવાએલી હતી. થોડીવાર શાન્ત ચિત્તે બેઠા પછી ભૈરવાચાર્યે રાજાની સામે જોઇ પૂછ્યું:—“જાલીમસિંહ! બોલ હવે તારો શું વિચાર છે? તું જે સુંદરીને ચાહતો હતો તે તારા સપાટામાં આવી ગઇને?”

“હા, મહારાજ આપની મારાપર પૂર્ણ દયા છે. આપના પ્રતાપથીજ હું તે દિવ્ય સુંદરીના દેદારનાં દર્શન કરવાને ફરીથી ભાગ્યવાન થયો છું; પણ મહારાજ...” કહી જાલીમસિંહ બોલતો અટકી ગયો.

“કેમ બચ્ચા પણ કહીને અટકી ગયો?” ભૈરવાચાર્યે પૂછ્યું.

“હુ એમ કહેવાને જતો હતો કે આપે જે પુષ્પાયુધને અને તેના મિત્રને આપના બળિષ્ટ સરદારને મોકલી પકડાવ્યા હતા તેઓનું શું થયું?” રાજાએ પૂછ્યું.

“મારા ધારવા પ્રમાણે તેઓ જંગલનાં જાનવરોના શિકાર થઇ પરલોકમાં પધારી ગયા હશે.” ભૈરવાચાર્યે કહ્યું.

“બસ, હવે આ હૃદયમાં શાન્તિ થઇ. મહારાજ! હવે ફક્ત મારૂં એકજ કામ બાકી રહ્યું.” રાજાએ કહ્યુ.

“બોલ, તારૂં જે કામ હોય તે મને જલ્દીથી જણાવીદે. શ્રીભૈરવદાદાની કૃપાથી તારૂં એ કામ પણ હું પૂર્ણ કરીશ.” ભૈરવાચાર્યે આંખ્યો વિકાશી કહ્યું.

“મહારાજ! આપ સારી રીતે જાણો તો છો કે ચંપાનગર અને સત્યપુરના રાજા ઘણાજ બળવાન છે. તેમના રાજ્યમાં થએલી ઉથલ પાથલથી તેઓ મારી પર વ્હેમાયા છે. મારા સાંભળવા પ્રમાણે તેઓ મારા રાજ્યપર ચઢી આવવાનો વિચાર રાખે છે, હું તેમનો અટકાવ

કરી શકું એવી સ્થિતિમાં હાલ નથી, માટે પ્રથમથીજ કંઇક બંદોબસ્ત થાયતો ઠીક. પાણી પહેલાં પાળ બાંધવામાં શ્રેય છે, તેથી તેમને હરકોઇ ઉપાયે પાયમાલ કરી નાખવા કે જેથી ભવિષ્યમાં તેમની તરફનો કાંઇ પણ ભય રહે નહિ." રાજાએ જણાવ્યું. ભૈરવાચાર્ય વિચારમાં પડયો. રાજાએ પ્રાણશંકરના સામે જોઇ કહ્યું:—"કેમ મારી વાત બરાબર છે ને ?"

પ્રાણશંકરે ગાંજાની ધુનમાં જવાબ આપ્યો:—"હા, આપનું કહેવું બરાબર છે; પણ હાલ કંઇ ફીકર કરવા જેવું નથી. ગુરૂજી ધારશે તો તમારા દુશ્મનોને એક પલકવારમાં નાની નાની ચકલીઓ બનાવી આભલામાં ઉડાવી દેશે. કહો રાજા ! પછી એ ચકલીઓ બની ગએલા શત્રુઓથી શું થઇ શકે એમ છે ?"

બન્નેની વાતચીતથી ભૈરવાચાર્યના વિચારમાં ભંગ પડયો. રાજાએ તેના સામે જોયું, તેણે તેની લીંબુની ફાડ જેવી આંખ્યો ફાડી કહ્યું:—"રાજા ! આ કામ કરવામાં મને ઘણી મહેનત પડશે; કારણ કે તે રાજાનો વળી એક ગુરૂ છે. તે બ્રાહ્મણ છે. તેનું નામ હરિશ્ચંદ્ર છે, તે જગતઅંબાનો ઉપાસક છે. પ્રથમ તે બ્રાહ્મણને ત્યાંથી ઉપાડી લાવી એક ગુફામાં પૂરવો જોઇએ. જ્યાં સુધી તે તેમની પાસે હશે ત્યાં સુધી આપણાથી કંઇ પણ બની શકનાર નથી. હું એ કામ થોડા દિવસમાંજ પુરૂં કરીશ."

"આમાં આપને બીજા કોઇની મદદ જોઇશે કે ?" રાજાએ પૂછ્યું.

"ભૈરવના સાચા ભકતને કોઇની મદદની જરૂર નથી. આ મોજી મહારાજ ધારે એ કરવાને સમર્થ છે, હું મંત્ર તંત્ર વિદ્યાથી સૌને વશ કરૂં છું. માણુસ જાતને પલકમાં પત્થર બનાવી દઉં છું. વાંઝણીયોને મન માન્યાં છોકરાં આપું છું, એ સૌ ભૈરવનાથની કૃપાનોજ

પ્રતાપ છે. હા ! બચ્ચા પ્રાણીઆ ! હવે એક ચલમ થવા દે." ગુરૂએ કહ્યું.

"ગુરૂજી ! આપની આજ્ઞાને આધિન છું." કહી પ્રાણીયો ખલતામાંથી ગાંજો કાઢી મસળવા લાગ્યો.

એવામાં પુનઃ આચાર્યને કંઇક યાદ આવતાં પૂછ્યું:–"રાજા ! હું તને એક વાત પૂછવાનું તો ભૂલી ગયો, તું જે પુષ્પાવતીને ચાહે છે તેણે તારી પ્રત્યે પ્યાર શરૂ કર્યો કે નહિ ?"

"મહારાજ ! તે સુંદરીનો સ્નેહ સંપાદન કરવામાં હજી મારે નાસીપાસ થવું પડે છે. તે હઠીલી બાળા મને જોતાંજ ગુસ્સે થઇ મારીપર ધિક્કારનો વરસાદ વરસાવે છે. મને આશા નથી કે તે સુંદરીથી મારી મન કામના પૂર્ણ થાય. ગુરૂજી ! પુષ્પાવતી મારી સાથે પ્રેમ બાંધશે કે નહિ ? આપ તો ત્રિકાળ જ્ઞાની છો, તો કૃપા કરી જણાવો કે મારી આશા પૂર્ણ થશે કે નહિ ?" રાજાએ પૂછ્યું.

"રાજાનું બોલવું સાંભળી ભૈરવાચાર્યે નાક દબાવી આંખ્યો બંધ કરી સમાધી ચઢાવવાનો ઢોંગ કર્યો. રાજા અને તેનો શિષ્ય પ્રાણશંકર તેની સામે આતુર નેત્રે જોઇ રહ્યા. થોડીવારે તેણે આંખ્યો ઉઘાડી ભયાનક ખુંખારો કર્યો, તેણે રાજા સામે જોઇ કહ્યું:–"રાજા ! આપણે હવે ઘણું સંભાળવાનું છે, જેમ જેમ સમય જાય છે તેમ તું કાળચક્રના સપાટામાં સપડાતો જાય છે; પણ ફિકર કરીશ નહિ. શ્રી ભૈરવદાદાની કૃપાથી હું તારી આફતોને વિદારીશ. રાજા ! પુષ્પાવતી સંબંધીનો જવાબ હું તને આવતીકાલે જણાવીશ, આ જવાબને માટે મારે આજે આખી રાત્રિ જાગરણ કરી ભૈરવને પ્રસન્ન કરી પૂછવું પડશે. બસ હવે તારે જવું હોય તો જા." કહી ભૈરવાચાર્યે પ્રાણશંકર સામે જોયું. ગુરૂના મનની વાત સમજનાર પ્રાણશંકરે તરત ચલમ તૈયાર કરી તેના હાથમાં મૂકી, રાજા જાલીમસિંહ ગુરૂ શિષ્યને પ્રણામ કરી

ત્યાંથી બહાર નીકળ્યો. ગુરૂ શિષ્ય ભૈરવનાથના મંદિરમાં બેશી અરસ્પરસ ચલમના સપાટા લગાવવા મંડ્યા.

રાજા જાલીમસિંહ કાળો પછેડો ઓઢી મધ્યરાત્રિએ તેના મહેલ તરફ જવા લાગ્યો.

---

## પ્રકરણ ૧૪ મું.

---

### "ભયંકર ભીખારો."

ભૈરવાચાર્યની પાસેથી નીકળેલો જાલીમસિંહ તેના મહેલે આવી શયનાલયમાં જઇ સુતો. એ વખતે મધ્યરાત્રિ થઇ હતી. તેણે શય્યાપર સુતે-સુતે ઘણીવાર સુધી પુષ્પાવતી સંબંધી વિચાર કર્યા; પણ વિચારમાં તે કંઇ નિર્ણય કરી શકયો નહિ. આખરે નિદ્રાદેવીએ વિચાર વમળમાં સપડાએલા રાજાને નિદ્રામાં નાખ્યો.

તેને નિદ્રાધિન થએ કલાકેક થયો હશે. આ વખતે તેના મહેલની પાછળની બાજુએ એક માણસ હાથમાં તંબુરો લઇ ભજન ગાતો હતો. મહેલના પહેરેગીર સિપાહીઓ આશ્ચર્ય પામી વિચારવા લાગ્યા કે:—"આટલી રાત્રે ભજન કોણ ગાતું હશે?" આમ વિચારી તેઓ ધ્યાનપૂર્વક ભજન શ્રવણ કરવા લાગ્યા.

"કર્મની કહાણી કોને કહેવી અંતર અતી અકળાય,
ભેદુ વિણુ ભીતની પીડા, પરને કહી નવ જાય—
સગું સંબંધી આ સંસારે, એક દિન અળગું થાય,
આવ્યું હજુરનું તેડું ત્યારે, ચાલે નહિ ઉપાય.

× × × ×

ભાડાના ઘર અંદર મંદીર બાંધી કેમ રહેવાય,
મારૂં કહાને બેઠા નકામા, તારૂં શું કહેવાય.
આળસ ત્યાગી જીવની જાગી માટી મળતી કાય,
શ્રી હરિ શરણે થએથી સઘળે સુખ વરતાય "—

આવી રીતનું ભજન લલકારતો એ માણસ મહેલની પાછળથી નીકળી ચાલતો—ચાલતો આગળ આવ્યો.

તે માણસે ફાટાં-તૂટાં વસ્ત્રો પહેરેલાં હતાં, તેની ઉમ્મર આશરે ચાળીસેક વર્ષની જણાતી હતી. મુખ ગૌર હતું. વેશ મલિન હતો. આથી અનુમાન થતું હતું કે તે કોઇક ભીખારી હોવો જોઇએ; શું એ ભીખારી હશે ? જો ભીખારી હોય તો તેને અત્યારે શામાટે નીકળવું જોઇએ ? શું તે ભીખ માગવાને નીકળ્યો હશે કે રાજ મહેલમાં ચોરી કરવાને આવ્યો હશે ? ના, ચોરી કરે એવું જણાતું નથી; કારણકે તેના ગૌર મુખપર સચ્ચાઇની પવિત્ર છાયા પ્રત્યક્ષ દેખાય છે. તે શું કરવાને આવ્યો છે તેની આપણને આગળ ખબર પડશે, આ માણસ અન્ય કોઇ નહિ પણ પુષ્પાવતીએ જે માણસને ગત પ્રકરણમાં ગાન ગાતો જોયો હતો તેજ આ માણસ હતો. તેને રાજમહેલ નજીક આવેલો જોઇ સઘળા પહેરેગીરો તેની આગળ આવી તેને ધ્યાનપૂર્વક જોઇ રહ્યા. તેઓને જોઇ રહેલા જોઇ એ માણસે હસતે વદને પૂછ્યું:—"ભાઇઓ ! આ પંચભૂતના પુતળાની સામે તમે શું જોઇ રહ્યા છો ? શું તમને મારામાં કંઇ નવિનતા લાગે છે ?"

સિપાહીઓનો જમાદાર આગળ આવી બોલ્યો:—"તું કોણ છે અને આ વખતે રાજમહેલ પાસે આવવાનું શું કારણ છે ?"

"કારણ તો કાંઇ નથી. મારો રસ્તો અહિં થઇને છે; તેથી હું ભજન ગાતો—ગાતો મારા મુકામે જાઉં છું. ભાઇ ! મારા આવવાથી તેને દુઃખતો નથી થયું ને ?" તે માણસે પૂછ્યું.

"તું ક્યાં રહે છે અને અત્યારે કઇ તરફથી આવે છે?" જમાદારે પૂછ્યું.

"મારો નિવાસ સર્વત્ર છે, મારૂં મૂળ ગામ કૃષ્ણપુરી છે. હું ત્યાંથી દેશાટન કરતાં–કરતાં અહિં આવી ચઢયો છું અને પ્રભુનું ભજન ગાઇ મારા દેહનું સાર્થક કરૂં છું. ભાઇ! તમારે એકાદ ભજન સાંભળવું છે કે?" પુનઃ તે માણસે પૂછ્યું.

"અમારે તારૂં ભજન–બજન કાંઇએ સાંભળવું નથી. તું હવે છાનો માનો અહિંથી ચાલ્યો જા; કારણ કે રાજા સાહેબ હમણાંજ નિદ્રામાં પડયા છે." જમદારે કહ્યું.

"તે ભલેને નિદ્રામાંજ પડયા રહે, તેમાં આપણને શું લાગે વળગે?"

"અરે! મૂર્ખ! તારા ભજનથી કદાચ તેઓ જાગી ઉઠે તો તારા અને અમારા ભોગ મળે; સમજ્યો? માટે છાનો માનો અહિંથી ચાલ્યો જા."

"પ્રભુની કૃપા હોય તો મોટા ભૂપતિથી પણ કંઇ થઇ શકનાર નથી. તમારો રાજા પણ આપણા જેવોજ મનુષ્ય છે. ભાઇઓ! તમે તમારી જીંદગીનું કંઇ સાર્થક કર્યું હોય એમ જણાતું નથી. તમે સિપાહીની નોકરીમાં સાચાં જુઠાં કરી અનેક લોકોને દુઃખ દઈ મહાન પાપ કર્યાં છે; માટે હવે તે સઘળાં દુષ્ટ કર્મોનો ત્યાગ કરી ભગવત ભજન કરો. મરી જશો ત્યારે કંઇ સાથે આવશે નહિ. આ અસાર સંસારમાં વિચારી જોતાં ભગવત ભજન વિના અન્ય સૌ નકામું છે. સાંભળોઃ—

પરી બ્રહ્મને પરખ્યા વીનાની જીંદગી ગૂમ થાય છે,
વળી શ્રી હરીના સ્મરણ વીણ, મિથ્યા વખત સૌ જાય છે,
આ જગતમાં રામ રટતાં, જન્મ સફળતો થાય છે,
પણ પાપી પિશાચી કર્મના, જન યમપૂરીમાં જાય છે.

માટે તમે કોઇ પવિત્ર પુરૂષની સંગત કરી પ્રભુની રંગત મેળવી

તમારૂં જીવન સુધારો, કાળ કાતર લઇ બેઠો છે; સમય પાણીના પૂરની માફક ચાલ્યો જાય છે; માટે રામ ભજો, વીરાઓ રામ ભજો." આમ કહેતા તે માણસે પુનઃ એક બીજું ભજન ગાવાની શરૂઆત કરી. પણ તત્કાળ જમાદારે આગળ આવી તેને ભજન ઉપાડતો અટકાવી કહ્યું:–

"અલ્યા ધર્મની પૂછડી! જા, ચાલ્યો જા. તારા બોલવાની અમને કંઇ અસર થનાર નથી. તારા જેવા ભીખાર ચટ્ટાઓ ઘણાએ રખડે છે. ઉપરથી સાધુ વૃત્તિનો ઢોંગ કરી લાગ આવે ધાપ મારી જાય છે. અમારૂં સાર્થક તો કયારનુંએ થઇ ગયું છે. રામ ભજવાથી જોતો ખરો કે તારી શું દશા થઇ છે? ભીખારી મહારાજ! હવે વધારે વાર અહિં ઉભા રહ્યા વિના ઝટપટ પધારી જાઓ." જમાદારે કહ્યું.

"હું એક ભજન ગાયા વિના અહિંથી જનાર નથી."

"તારા ભજનથી રાજા જાગી ઉઠશે તો?" જમાદારે પૂછ્યું.

"પરવાહ નહિ. શું તે સિંહ છે કે આપણને ખાઈ જશે?" તેણે પૂછ્યું.

"ઓ તિસમારખાં! ઝાઝું બોલ્યા વિના ચાલ્યો જા. અમારે તારૂં ભજન સાંભળવું નથી. સાળો ભીખારી છે અને મીજાજ તો બાર ખાંડી રાખે છે." જમાદાર બોલ્યા.

"ભાઇ! હું–તું અને તારા રાજા સહવર્તમાન સર્વે ભીખારીઓજ છીએ."

"શું અમારા રાજા ભીખારી છે?"

"નિઃસંશય. તે શું લઇને આવ્યો હતો અને શું લઇને જવાનો છે? એ તમે કંઇ કહી શકશો કે?"

"બસ, ચાલ્યો જા અહિંથી; નહિ તો ધક્કા મારીને કાઢી મૂકવો પડશે." જમાદારે ગુસ્સે થઈ કહ્યું.

"પણ મ્હેં એક વખત જણાવ્યું કે હું ભજન ગાયા સિવાય અહિંથી જનાર નથી."

"એમ! તો હવે જોયા કર કે તારી શું દશા થાય છે?" કહી જમાદારે સિપાહીઓ સામે જોઇ કહ્યું:–"આને અહિંથી ધક્કા મારી કાઢી મૂકો અને કકળાટ કરે તો હાથ પગે બેડીઓ પહેરાવી ચાવડીમાં પૂરી દ્યો."

સિપાહીઓ તેને ધક્કા મારી આગળ લઇ જવા લાગ્યા, પણ તે ભીખારી ભાઇ આગળ નહિ ખસતાં ત્યાંજ જડની માફક ઉભા રહ્યા અને મુખથી રામ–રામ–શબ્દોચ્ચાર કરવા લાગ્યા. આથી સિપાહીઓ ગુસ્સે થયા; અને બેડીયો મંગાવી તેને પહેરાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. પણ તે ભીખારીના શરીરે બેડીઓનો સ્પર્શ થતાંજ લોહની બેડીઓ ભાગીને ભૂકો થઇ નીચે પડતી. ભીખારી મોઢેથી પ્રભુ સ્મરણ કરતો ખડખડાટ હસવા લાગ્યો. સિપાહીઓના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. શાન્ત રાત્રિએ મહેલ આગળ ગરબડ મચી રહી. આવું જોતાંજ જમાદાર અત્યંત ગુસ્સે થઇ બોલી ઉઠયો:–"મને લાગે છે કે તું કોઇ જાદુગર છે; અલ્યા ભીખારી! તારી કળા હવે જવા દે અને મુંગે મોઢે અહિંથી ચાલ્યો જા, નહિ તો નાહકનો મરી જઇશ."

જમાદારનું બોલવું સાંભળી તે માણસ ખડખડાટ હસી પડી કહેવા લાગ્યો:—"ભાઇ! તારૂં કહેવું ખરૂં છે. મરવું એજ સાચું અને બાકીનું બધું કાચું; માટે સાંભળ એ ઉપર એક ભજન." કહી તે માણસ કોઇની દરકાર કર્યા વિના ભજન ગાવા લાગ્યો:—

નાથ કેસે ગજકો. રાગ.

"જગતમાંહે જનમ્યું એ નક્કી જાય,
પુન્ય પાપ અગાડી થાય. જગત૦

સત્ય વીના સઉ ગત્ય સમજીએ સત્યે શ્રીહરી સ્હાય,
દારૂના ઢગલા અગ્ની ઉગારે, જળમાં લગાડી લ્હાય. જગત૦
ઇશ્વરની ગતિ અકળ જણાતી, કોઇથી જરી ન કળાય;
હાથીના કાને કીડી ગઇ તો, હાથી પછાડગો ખાય. જગત૦
આતમ હિરો ઓળખ્યા વીના અંધારે અથડાય,
સદ્‌ગુરૂ પારેખ કોઇ જડે તો પ્રેમ સહિત પરખાય. જગત૦
મહા સરોવર માથા ઉપર, કમળ પત્ર કહેવાય,
અગસ્ત રૂપી આગળ મહેરામણ, અંજળી માંહિ પીવાય. જગત૦

બોલો શ્રીકૃષ્ણ ચંદ્રની જય " કહી તે માણસે મોટા અવાજે જય ગર્જના કરી. તેના પ્હાડી અવાજથી સઘળા સ્તબ્ધ બની ગયા. અવાજનો પડઘો ચારે તરફ ફેલાઇ રહ્યો.

મહેલમાં નિદ્રાવશ થએલો રાજા જાલીમસિંહ તેના મોટા અવાજથી એકાએક ઝબકીને જાગી ઉઠયો. તે આસપાસ જોતો જરૂખામાં આવી ઉભો. સિપાહીઓનો જમાદાર તે માણસને ત્યાંથી ચાલ્યા જવાનું કહેતો હતો; પરંતુ તે માણસ માનતો નહોતો. રાજાના જાણવામાં સઘળું આવી ગયું. તેણે ત્યાં ઉભે ઉભે પૂછ્યું:–" જમાદાર ! શાની ગરબડ છે ?"

જમાદારે ચમકીને ઉંચે જોયું તો જરૂખામાં રાજાને ઉભેલો જોયો. જમાદાર હાથ જોડી બોલી ઉઠયો:—" અન્નદાતા ! આ એક ભીખારી કોણ જાણે કે કયાંથી અત્યારે અહિં આવ્યો છે, તેને ઘણુંએ કહ્યું છતાં તે જતો નથી."

" તેને શું જોઇએ છીએ ?" રાજાએ પૂછ્યું.

" તે પણ કંઇ જણાવતો નથી." જમાદારે કહ્યું.

" એમ; વારૂ હું નીચે આવી તેને પૂછું છું." કહી રાજા નીચે

આવ્યો. સઘળાએ નમન કર્યું. ભીખારી રાજાને જોઇ નમન કર્યા વિના અકડાઇથી ઉભો રહ્યો. રાજાએ તેની સામે તિક્ષણ નજરે જોઇ પુછ્યું:-"તારે શું જોઇએ છીએ ?"

"મારે કાંઇએ જોઇતું નથી."

"ત્યારે અહિં શા માટે આવ્યો છે ?"

"મારૂં મન આ તરફ ખેંચી લાવ્યું છે."

"તેમ માનવું મુસ્કેલ છે. મધ્ય રાત્રે તારૂં આગમન ભેદ ભરેલું છે, માટે સત્ય જણાવ કે તું અહિં શા માટે આવ્યો છે ?"

"પ્રભુ ભજનની ધૂનમાં હું આ તરફ આવી ચઢયો છું તેમજ આ નગરના પાપી રાજાના અપવિત્ર કાનમાં પ્રભુ ભજનનો એકાદ શબ્દ પ્રવેશી તેને પવિત્ર બનાવે આ હેતુથીજ રાજમહેલ આગળ આવવાનું કારણ છે." પણ તે માણસે જણાવ્યું.

"શું આ નગરનો રાજા પાપી છે ?" રાજાએ પૂછ્યું.

"હા, ઘોર ઘાતકી છે. પતિવ્રતા બાળાઓનાં બળાત્કારે સત્ય ત્યજાવનાર છે, ટુંકાણમાં એ પ્રેત સ્વરૂપ રાજા અત્યંત અત્યાચારી છે."

"તે ગમે એવો છે એમાં તારે શું ?"

"કેમ મારે શું ? પ્રભુ ભક્તનો ધર્મ છે કે દુનિયાંનું ભલું કરવું; એ મારો ધર્મ હું કેમ મૂકું વારૂં ?"

"ખરેખર ત્હેં આજે એક મહારાજાનું ભયંકર અપમાન કર્યું છે, આને માટે તારે ઘણી ભયાનક શીક્ષા સહન કરવી પડશે, એ ભામટા ! તને ખબર છે કે હું કોણ છું ?"

"હા, માયા-મોહથી મદાંધ થએલો તું એક પિશાચ છે. તું તારા મનમાં સમજતો હોઇશ કે તું મોટો મહારાજા છે, પણ ના ના એમ સમજીશ નહિ. જે રાજા હોય છે તેતો સર્વ ગુણ સંપન્ન દયાળુ

હોય છે પણ તું તો પૈશાચિક વૃત્તિનો એક રાક્ષસ છે. તું રાજા કહે· વરાવવાને તદ્દન નાલાયક છે. ત્હેં જન્મ ધારણુ કરી આ વસુંધરાને ભારે મારી છે, તારી માતાની કુખ લજાવી છે, બાપનું કુળ બોળ્યું છે. ઓ રજપૂત કુલાંગાર! તું રક્ષક નામ ધરી નિર્દોષ જનોનો ભક્ષક થયો છે. ધિક્કાર છે." આમ બોલતો તે માણુસ ગુસ્સાથી તપી ઉગ્ર દેખાવા લાગ્યો. એક ભીખારીનું આટલું સાહસ જોઇ સિપાહીઓ મ્હોમાં આંગળીઓ ઘાલી જડ જેવા થઇ જોઇ રહ્યા.

રાજાના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે મોટી બુમ મારી કહ્યું: "ઓ શયતાન! આ કેવું ભયંકર અપમાન! એક બળવાન રાજાનું અપમાન કરનાર ભીખારડા! નક્કી સમજ જે કે તારે હવે ઘણો વખત આ દુનિયામાં જીવન ગુજારવાનું નથી, હું તને..."

"બસ ચૂપ થા." રાજાને આગળ બોલતો અટકાવી પુનઃ એ ભયંકર ભીખારી બોલી ઉઠયો:–"રાજાના નામને કલંક લગાડનારા પ્રેત! તું મને કંઇ પણુ કરી શકવાને સમર્થ નથી. ઓ અત્યાચારના ઘુમ્મટ! તું તારી શૂરવીરતાનો લેશ માત્ર પણ ગર્વ કરીશ નહિ, તું તારા મનમાં ધારે છે કે હું મહાન બળવાન છું; પણ ના, ના, તારે પણ તારાં પાપ કર્મોથી આખરે પસ્તાઇને મરણુને શરણુ થવાનું છે."

"ઓ ભામટા! ચૂપ થા. તારા શબ્દોથી હું બળી જાઉં છું. જણાવ, ઓ મ્હોતના મ્હેમાન! મરતાં પહેલાં જણાવ કે તારી શું ઇચ્છા છે?" રાજાએ તલવાર ખેંચી પૂછ્યું.

"તારી તલવારને મ્યાનમાં છૂપાવી દે; કારણુ કે તે ત્હારા પાપથી કાળા થએલા હાથમાં શોભતી નથી. ઓ મદાંધ રાજા! જો હજી પણ તારે તારૂં જીવન સુધારવું હોય તો જે પુષ્પાવતીને તું ઉપાડી લાવ્યો છે તેને માન આપી વિદાય કર." તે માણુસે નવિન વાત જણુાવી.

પુષ્પાવતીનું નામ સાંભળી રાજા ચમક્યો. તેને તે માણસમાં વ્હેમ પડ્યો. તે એકદમ તેની નજીક દોડી જઇ બોલી ઉઠ્યો:–" ઓ ભીખારી! બોલ તું પુષ્પાને ક્યાંથી ઓળખે છે?"

"પાપી દૂર રહે." કહી તે માણસે રાજાને ધક્કો મારી કહ્યું:– "પુષ્પા મારૂં સર્વસ્વ છે."

"એ પુષ્પા પર હવે તારો અધિકાર વ્યર્થ છે. માટે અહિંથી જા." રાજાએ કહ્યું.

"બસ, છેવટે આજ શબ્દો કે? ઓ મૂઢ! જરાક તો વિચાર કર કે પુષ્પાવતી તારે શું થાય? પાપીષ્ટ! તારી વિપરીત બુદ્ધિ તારા વિનાશનું કારણ દર્શાવી રહી છે. તારા મ્હોતની હવે ઘડીયો ગણાય છે. તારો પાપકુંભ ફુટે એટલીજ વાર છે."

"શાની વાર છે"? રાજાએ ક્રોધથી પૂછ્યું.

"તારા મ્હોતની."

"શું મારૂં મ્હોત? ઓ મ્હોત! જોઇસે કે હવે કોનું થાય છે મ્હોત." કહી પુનઃ રાજા સમશેર ઉંચી કરી તેની તરફ દોડ્યો, તેને નજીક આવવા દેઇ તે ભયંકર ભીખારીએ રોષયુક્ત વદને કહ્યું:– "પતંગીયા! એટલેજ રહે અને એક પરોપકારી માણસને સતાવવાનું કેવું ફળ હોય છે તે આજ વખતે પ્રત્યક્ષ કરી લે." કહી તે માણસે મૂઠીમાંથી કંઇક ચીજ રાજાની તરફ ફેંકી. બસ એ સાથે જ અદ્ભૂત ચમત્કાર શરૂ થયો. આકાશમાં ગડગડાટ શરૂ થયો. નિર્મળ આકાશમાં આંખ્યોને આંજી નાંખે એવી વિજળીયો થવા લાગી. ધીમે ધીમે અગ્નિની પ્રચંડ જ્વાળાઓ રાજાની આસપાસ ફરી વળતી જણાવા લાગી. આવું જોતાંજ સિપાહીઓ નાશી ગયા. રાજાના શોકનો પાર રહ્યો નહિ, તે રૂદન કલ્પાંત કરવા લાગ્યો. આ ચમત્કાર લગભગ પા કલાક

ચાલ્યો. તે પછી સઘળું શાન્ત થઇ ગયું. એટલા વખતમાં રાજાએ હજારો વિંછીના ડંખના જેવી વેદના સહન કરી. હજી તેની આંખ્યોમાં જળ જણાતું હતું. તે ભીખારી માણસે રાજા સામે જોઇ કહ્યું:—"મિથ્યાભિમાની! જા, હજી તારે થોડાક દિવસ જીવવાનું છે, તેટલા વખતમાં તું જો તારૂં શુભ ઇચ્છતો હોય તો પુષ્પાવતીને સન્માન પૂર્વક તેના પિતાને ઘેર પહોંચતી કરજે; નહિ તો પછી મરણને મળવા તૈયાર થજે. હું થોડા દિવસ પછી પુનઃ તારી પાસે આવીશ અને મારા અદ્દ્ભૂત ચમત્કાર તને દેખાડીશ." આમ કહીને તેણે એક ઝીણી સીસોટી વગાડી. અલ્પ સમયમાં એક કિશોરવયની સ્વરૂપા સુંદરી ત્યાં દોડી આવી. તેણે તેના હાથમાં ખંજર પકડેલું હતું—પેલા ભીખારી જેવા માણસે તેના કાનમાં કંઇક કહી રાજાની સામે આંગળી કરી. તે સુંદરીએ રાજાની સામે વિકળ નેત્રે જોઇ અટ્ટહાસ્ય કર્યું. રાજા જડ જેવો થઇ ગયો. તે પછી તરત તે માણસ એ સુસ્વરૂપા બાળા સાથે ત્યાંથી ચાલતો થયો. ભયભીત થએલો રાજા તેમની પાછળ જોઇ રહ્યો. જ્યારે તેઓ દેખાતાં બંધ થયાં ત્યારેજ તેણે મહેલમાં પ્રવેશ કર્યો. તે શયનાલયમાં આવ્યો અને પલંગમાં સૂતાં સૂતાં તેના મુખથી એકાએક બોલાઇ જવાયું કે:—"ખરેખર એ ઘણોજ ભયંકર ભીખારી હતો."

## પ્રકરણ ૧૫ મું.

### "અદ્દ્ભુત બનાવ."

ચંદ્રદેવે સમસ્ત સંસારને શ્વેત ચાદર ઓઢાડી ઉજ્વળ કરી મૂક્યો છે. રાત્રિ વિતતાં ચંદ્રિકા વધુ ખીલી રહી છે. અરણ્યમાં શાન્તિ પથરાઇ રહી છે. આ સમયે એક અશોક વૃક્ષના નીચે કોઇક

માણુસ બેઠો હોય એમ જણાય છે. તે તેની ચંચળ ચક્ષુઓ ચારે તરફ ફેરવી રાત્રિનો દેખાવ જોઇ રહ્યો છે; પણ અરે ! આ શું ? તેની આંખ્યોમાંથી અશ્રુ પ્રવાહ વહેતો જણાય છે. ખરેખર તે કોઇ દુખી-આરોજ હોવો જોઇએ. દુખથી તેનું ગૌર મુખ ફિક્કું પડી ગયું છે. તે વારંવાર નિઃશ્વાસ નાખ્યા કરે છે. આ ભિષણ અરણ્યમાં જડ પદાર્થો સિવાય અન્ય કોઇ તેને આશ્વાસન આપનાર નથી.

વૃક્ષ નીચે બેઠેલો માણુસ ઘણી વાર સુધી એવી અવસ્થામાં બેશી રહ્યો; અંતે દુઃખ દવાનળથી બળતા એ માણુસને નિદ્રા દેવીએ કૃપા કરી જમીનપર ઢોળી પાડયો. તે તેનું દુઃખ થોડા વારને માટે ભૂલી ગયો.

અહા ! નિદ્રા ? તું ઘણી દયાળુ છે. તારાથી સકળ સૃષ્ટી શાન્ત થાય છે. તું શોક દુખને દૂર કરી સુખ આપે છે, જો કોઇ મહા દુખી હોય તો તે પણ તારો આશ્રય કરવાથી તેનું દુખ ભૂલી જાય છે. તારી મોહક મઝા નિરાળીજ છે. દેવી તને અમારા પ્રણામ છે.

ધીરે–ધીરે રાત્રિ વિતવા લાગી. છેવટે મોટું પરોઢ થયું. દૂરના ગામઠાઓમાં કૂકડાના અવાજ સંભળાયા, મોરે ટહુકાર કરી વન ગજાવી મૂકયું. અન્ય પક્ષી ગણો પણ જાગૃત થઇ મધુરા નાદથી સૂર્ય ભગવા-નનું મંગળાચરણ ગાવા લાગ્યાં. રમણિય પ્રાતઃકાળમાં પક્ષી ગણોનો આનંદ અવર્ણિય હતો. તેઓ આમતેમ નાચતાં–કુદતાં અને વિધવિધ પ્રકારના અવાજથી પ્રાતઃ શોભામાં વધારો કરી રહ્યાં હતાં. તેમનો આનંદ જોઇ વૃક્ષોને અદેખાઇ ઉત્પન્ન થઇ હોય એમ જણાયું, કારણ કે તેઓ હાલી–ચાલી શકવાની સ્થિતિમાં નહોતાં. પૂર્વમાં લાલ રંગ પથરાયો. નક્ષત્રો નભમંડળમાં છૂપાઇ ગયાં. અરૂણ સારથી રથ તૈયાર કરી લાવ્યો અને પ્રભાકર પ્રભુની આતુરતાથી રાહ જોવા લાગ્યો,

બાદ સમય થતાં સૂર્યનારાયણ ભગવાને જગતને દર્શન દીધું. સારથી અરૂણે માથું નમાવી વંદન કર્યું. ભાષ્કર ભગવાન રથમાં બિરાજી સૃષ્ટિનાં પાપ પુન્યની નિરીક્ષા કરવા ચાલી નીકળ્યા. સર્વત્ર સોનેરી કિરણો પથરાઇ રહ્યાં.

વૃક્ષ નીચે સૂતેલો યુવાન પણ કયારનોએ જાગૃત થઇ પ્રાતઃ શોભા અવલોકી રહ્યો હતો.

પ્રિય પાઠકો! આ યુવાન્ પુષ્પાયુધનો મિત્ર મનહરરાય હતો. પુષ્પાયુધથી તે વિખુટો પડી આ મહા અરણ્યમાં આવી ચઢયો હતો. ચાલવાના પરિશ્રમથી તેનું શરીર અશક્ત થઈ ગયું હતું; છતાં પણ તેણે ત્યાંથી ઉઠી ચાલવા માંડયું. રસ્તામાં ચાલતાં-ચાલતાં તે વારંવાર ઠોકરો ખાઇ જમીન ઉપર પછડાતો. કોઇ ગામડામાં પહોંચવાની ઇચ્છાથી તે બળાત્કારે ઉતાવળા પગલે ચાલ્યો જતો હતો. એવી રીતે તેણે આખો દિવસ મુસાફરી કરી, ભૂખ-તરસનું કષ્ટ સહન કરતો મનહર-રાય સાંજના વખતે એક નાના ગામડા નજીક આવી પહોંચ્યો. ગામના છાપરાં નજરે પડતાં તેને અપાર આનંદ થયો. ગામમાં કંઇ ખાવાનું મળશે ધારીને તે આસપાસ જોતો ગામમાં પ્રવેશ્યો.

આ ગામ નાનું હતું. ઠાકરડા ભીલ વગેરેની વસ્તી હતી. આ ગામની વચ્ચો વચ્ચ એક વાણીયાની દુકાન આવેલી હતી. એ વાણીયો આખા ગામમાં પ્રતિષ્ઠિત ગણાતો. તેણે અજ્ઞાન જાતીમાં વસી ટુંક સમયમાં સારો પૈસો પેદા કર્યો હતો. તેની પાસે સારો પૈસો હોવા છતાં એ જાતે ઘણો મુજી હતો. એક પાઇ વાપરતાં તેનો પ્રાણ નીકળી જતો. ગરીબ ગરબાને મુઠી અનાજ પણ આપતો નહોતો. ભોગ જોગે જો કોઇ ભીખારી તેની પાસે યાચના કરે તો તેના ભોગજ મળ્યા સમજવા. ભીખારી ને જોતાંજ તે વણીક બચ્ચો રાક્ષસ સ્વરૂપ ધરી તેને દાંતીયા

કરતો અને છેવટે ધક્કા મારી દુકાન આગળથી હાંકી કાઢતો.

આવા શઠ વણીકની દુકાન આગળ થઇને મનહર નીકળ્યો. દુકાન અને ઘર ભેગું હોવાથી આખા ગામમાં જો કોઇ સારૂં દેખાવડું ઘર હોય તો તે વણીકનુંજ હતું. આ કોઇ સુજ્ઞ શ્રીમાનનું ઘર હશે ધારીને મનહરરાય તે વણીકની દુકાન પર બેઠો. આ વખતે એ વણીક-ભાઈ દુકાન બંધ કરી વાળુ કરવા જવાની તૈયારી કરી રહ્યા હતા. એવામાંજ તેની દ્રષ્ટિ ઓટલા પર બેઠેલા મનહર પર પડી. આખા દિવસના શ્રમથી નિરતેજ થએલા અને જંગલની રખડથી મેલાં થએલાં વસ્ત્રો વાળા મનહરને જોઇ તેના મનમાં વ્હેમ પડયો કે નક્કી આ કોઈ હરામખોર હોવો જોઇએ એમ ધારીને તે તેની પાસે આવી ઉભો.

મનહરે તેને જોઇ પૂછયુઃ—"શેઠજી! આ ગામનું નામ શું છે?"

"કેમ! આ ગામ જાણવાનું આપને શું કારણ છે?" વાણીયાએ ગંભીર મુખે પૂછયું.

"હું આ ગામથી તદ્દન અજાણ્યો છું. દરેક અજાણ્યા માણુસને ગામનું નામ જાણવાની ઇચ્છા હોય એ સ્વાભાવિક છે." મનહરે કહ્યું.

તેના શબ્દોથી વાણીયો આશ્ચર્ય પામી મનમાં બોલી ઉઠયો, "મારો દિકરો બોલવામાં તો બીરબલ જેવો જણાય છે, મને લાગે છે કે એ ભુખડી બારસ હોવો જોઇએ, સાળું વાળું કરવાની વખતે આ લપ કયાંથી આવ્યું હશે!" આમ મનમાં બોલી પુનઃ તેણે મનહર સામે જોઇ પૂછયુંઃ—"તમે કયાંથી આવો છો?"

"જંગલમાથી," મનહરે કહ્યું.

"શું તમે જંગલમાં રહો છો?"

"નાજી. હું કેટલાક દિવસથી ભૂલો પડયો છું અને રખડતાં રખડતાં અહિં આવી ચઢયો છું. મહાશય! કૃપા કરીને જણાવો કે આ ગામનું શું નામ છે?" મનહરે પૂછયું.

" આ ગામનું નામ નવરંગપુરા છે. બોલો બીજું કાંઈ પૂછવુંછે ?"

" શું આપને ઉતાવળ છે ? "

" તે તમારા મનમાંજ વિચારી જુવોને કે રાત પડવા આવી છે એટલે વાણીયાને ઉતાવળ હોય એમાં શું નવાઇ ? "

" શું તમે વણીક છો ? "

" હાજી. "

" આપની પ્રત્યે મારી એક વિનંતી છે. "

" બોલો શું છે ? કંઇ પૈસા બૈસા તો જોઇતા નથી ને ? "

" નાજી. મારે આજની રાત અહિં રહેવાની ઇચ્છા છે. જો આપને કંઇ અડચણ નડે નહિ તો એક ખુણામાં મને આજની રાત સૂઇ રહેવાની જગા આપશો તો ઉપકાર થશે. "

" એતો જાણે ઠીક, પણ આપ અત્યારે આરોગશો શું ? " વાણીયાએ વ્યંગમાં પૂછ્યું.

" જો આપ કૃપા કરીને ખીચડી આપશો તો હું સ્વહસ્તે રાંધીને જમીશ, આપનો ઉપકાર હું કદાપિ ભૂલી જઇશ નહિ. "

મનહરના શબ્દો સાંભળતાં જ તે વાણીયો ખડખડાટ હસી પડયો. તેણે પા કલાક સુધી હસવાનું જારી રાખ્યું. બાદ મોં ઠાવકુ રાખી બોલ્યોઃ—" મહેરબાન ! તમે કોણ છો એ હું સારા રીતે સમજી ગયો છું. તમારા મીઠા શબ્દોથી આ વાણીયો ભોળવાય એવો નથી. તમારા જેવા વેષધારી અનેક ભીખારીઓ મારી પાસે યાચના કરવાને આવે છે. કારણ કે આ ગામમાં મારૂં ઘરજ તે ભીખારચટ્ટાઓને સારૂં લાગે છે; પણ તે હરામખોરોને હું એક પાઇ પણ આપતો નથી, હું ભીખારીઓનો દુશ્મન છું. તમે પણ એવાજ જણાઓ છો. માટે માન નહિ ખોતાં ચૂપચૂપ પધારી જાઓ. સૂઇ રહેવું હોય તો ગામની ધરમશા-

બામાં જાઓ." આમ કહેતો તે વાણીયો ઉતાવળે પગલે ઘરમાં પેશી ગયો અને કમાડને સાંકળ દઇ ઉપર ચઢી ગયો.

તેના આવા વર્તનથી મનહરને ઘણો ગુસ્સો ચઢયો; પરંતુ તેનો ગુસ્સો પરાયા ગામમાં શું કામ આવે. તે વાણીયાનો તિરસ્કાર કરતો આગળ ચાલ્યો અને ધર્મશાળા પૂછતો-પૂછતો ગામની પાદરે આવેલી એક ધર્મશાળામાં આવ્યો. તેણે ધર્મશાળામાં થોડીકવાર બેસી થાક ઉતાર્યો, ભૂખ કકડીને લાગી હતી. ખાવાનું ક્યાંથી લાવવું તેનો વિચાર થયો. એવામાં ત્યાં ઉતરેલો એક બ્રાહ્મણ મનહરની પાસે આવીને બેઠો. મનહરે તેને પોતાની વિતક વાત જણાવી. તેની વાત સાંભળી તરત એ બ્રાહ્મણે કહ્યું:-" આપ કંઇ ફીકર કરશો નહિ. હું પણ આપના જેવોજ મુસાફર છું. હું આજ સાયંકાળે જ આ ગામમાં આવ્યો છું. આ આખું ગામ હરામખોરોથી ભરેલું છે. રોજગારમાં લુંટફાટ અને ચોરીઓ સિવાય અન્ય ધંધો નથી. ચોરેલા માલનાં નાણાં ગામની વચ્ચે આવેલા મકાનમાં રહેતો એક વાણીયો સઉને આપે છે. તે ઘણો કૃપણ છે. ભવિષ્યમાં તેને ભયંકર દુઃખ પડશે." આટલું કહી તે બ્રાહ્મણ મૌન રહ્યો. બન્નેમાં ઘણીવાર સુધી મૌન પથરાયું. થોડીવારે તે બ્રાહ્મણને વિચાર આવતાં પૂછ્યું:-" ભાઇ ! મને લાગે છે કે તમે આજે કંઈ ખાધું નહિ હોય ?"

" આપનું ધારવું સત્ય છે. મ્હેં આજે કંઇ પણ ખાધું નથી. અત્યારે કંઇ મળી શકે એમ પણ નથી કે જેથી ક્ષુધા શાન્ત કરી શકાય. હવે તો હરી કરે તે ખરૂં." કહી મનહરે નિઃશ્વાસ નાખ્યો.

"ભાઇ ! દુઃખી થશો નહિ. મ્હેં ખીચડી ઓરી છે. તે હવે તૈયાર થઇ ગઇ હશે. આપણે બન્ને તેમાંથી ખાઈ લઇશું. ચાલો ઉઠો મારી સાથે." કહી તે બ્રાહ્મણ મનહરનો હાથ પકડી પોતાની સાથે

લઇ ગયો. તેણે ધર્મશાળાના ખૂણામાં ઇંટો ગોઠવી ચૂલો બનાવી ખીચડી ઓરી હતી. તેણે ખીચડીને તપાસી તો તૈયાર થએલી જણાઇ. ધર્મશાળામાં એક કેળનું ઝાડ ઉગેલું હતું. તેની ઉપરથી બે પાંદડાં કાપી લાવી બ્રાહ્મણે ખીચડી પીરસી. મનહરે અને તેણે આનંદથી જમી લીધું. બાદ બન્નેએ શાન્ત ચિત્તે મોડા સુધી વાતો કર્યા કરી. મધ્યરાત્રિ થતાં તેઓ જમીનપર સૂતા. તેમની આંખ્યોમાં ઉંઘ ભરાઇ. થોડીવારમાં જ તેઓ ઘસઘસાટ ઉંઘવા લાગ્યા. રાત્રિ પસાર થવા લાગી, સર્વત્ર શુન્યકાર જણાવા લાગ્યું; કુતરાં લાંબા રાગડા કાઢી રૂદન કરવા લાગ્યાં. નિશાચર પક્ષીઓના કર્કશ શબ્દો રાત્રિને વિશેષ ભયંકર જણાવવા લાગ્યા. આ સમયે એક ગૌર રમણી હાથમાં નાનકડું ફાનસ પકડી ધર્મશાળામાં પ્રવેશી. તે રમણીએ તેના બદનને કાળા કામળાથી ઢાંકયું હતું. તેના શિરોકેશ પૃષ્ટ ભાગપર લટકતા હતા. તેનો દેખાવ અદ્‌ભૂત હતો. તે કંઇક ખોળતી હોય એમ જણાતું હતું. તે રમણી ધર્મશાળાના ખૂણા–ખોચરા તપાસી જ્યાં મનહર અને બ્રહ્મદેવ સૂતા હતા ત્યાં આવીને ઉભી રહી. તેણે ફાનસનો પ્રકાશ બન્નેના મુખપર ફેંકયો. બન્નેના મુખનું અવલોકન કરતાંજ તે ચોંકી, તેના આનંદનો પાર રહ્યો નહિ. તેણે તત્કાળ એક ઝીણી સીસોટી વગાડી. તે સંજ્ઞાદર્શક અવાજથી થોડીવારમાંજ દસબાર માણસો ત્યાં દોડી આવ્યા. રમણીએ તેમને હાથ લાંબો કરી સમજાવ્યું કે આ સૂતેલા માણસોને આપણા મુકામે ઉપાડી જાઓ.

આજ્ઞાનો અમલ તુરત થયો. યમદૂત જેવા જણાતા માણસોએ મનહર તથા બ્રાહ્મણને ઉપાડી લીધા. બન્નેની નિદ્રા ઉડી ગઈ. તેમણે ગભરાટથી બૂમો પાડવા માંડી. તેમને બમો પાડતા જોઇ તે રમણી તેમની પાસે નજીક આવી ધીમે પણ ગંભીર અવાજે બોલી,

"તમે બૂમો પાડશો નહિ. અમે તમને ઇજા કરનાર નથી. તમને ઉપાડી જવામાં અમારો કંઇક ગુહ્ય ભેદ સમાએલો છે, તેની તમને આગળ ઉપર ખબર પડશે. માટે તમે એક શબ્દ પણ બોલ્યા વિના અમે લઈ જઇએ ત્યાં ચાલ્યા આવો. જો અમારી આજ્ઞાનો અનાદર કરી તમે બૂમો પાડશો તો આ મારા બહાદુર માણસો તમને ચારે તરફથી દોરડા વડે બાંધી તમારા મ્હોમાં ડુચા મારશે." આટલું કહી તેણે તેના માણસોને ઇશારતથી સમજાવ્યું કે તેમને નીચે મૂકી દયો, બન્ને જણા સ્તબ્ધ બની એક બીજાની સામે જોવા લાગ્યા, રમણીએ ચાલવાને જણાવ્યું. માણસો આગળ ચાલવા લાગ્યા, તેમની પાછળ ગંભીર વિચારમાં ગમગીન થઇ મનહર અને બ્રાહ્મણ ચાલવા લાગ્યા. સઘળું મંડળ ધર્મશાળાની બહાર નીકળી જંગલ તરફ ચાલવા લાગ્યું. થોડેક દૂર જતાં વળી તેમને બીજા દસ માણસો સામા મળ્યા. તેમનો દેખાવ ઘણો ભયંકર હતો. રમણીએ આગળ વધી તેમને કંઇક છૂપા શબ્દોમાં સમજાવ્યું, આથી તેઓ તરત એક દિશા તરફ ત્વરીત ગતિએ દોડી ગયા, તેમનો આવો પ્રકાર અવલોકી મનહર અને બ્રાહ્મણ દિઙ્મૂઢ બની ગયા. એવામાંજ તેમને જલદીથી ચાલવાની આજ્ઞા થઇ, સઘળા ઝડપથી પગ ઉપાડતા મહિસાગર તરફ જવા લાગ્યા. અંતે રાત્રિના પાછલા પ્રહરે સઘળું મંડળ મહિ નદીના કિનારે આવીને ઉભું, સામા કિનારે બે મછવા બાંધેલા હતા, તેમાં ઝાંખા દિવા બળતા હતા. ખારવાઓ લાંબારાગડે અંદર બેસી ભજન લલકારતા હતા. એક માણસે કિનારા પરથી મ્હોટી અવાજે ધાંટો પાડી મછવા લાવવાને કહ્યું, ખારવા ભજન બંધ કરી મછવાને બીજે કિનારે લાવ્યા. એક મછવામાં બ્રાહ્મણ અને મનહરને બેસાડી રમણી તેમની સાથે ચઢી બેઠી. બીજામાં બાકીના માણસો બેઠા બન્ને મછવા સઘળાને

લઇ સામે કિનારે આવ્યા. કિનારો આવતાં સૌ નીચે ઉતર્યા. પુનઃ ચાલવું શરૂ થયું. આ સમયે રમણી આગળ ચાલતી હતી. તેના માણસો મનહર અને બ્રાહ્મણને વચ્ચમાં રાખી તેની પાછળ પાછળ ચાલતા હતા. અંતે તે સુસ્વરૂપા રમણી સબળાને લઈ એક ઉંડા કોતરમાં ઉતરી. આ લાંબા અને ઉંડા કોતરમાં ઉતરી તેઓ કયાં જશે તે હવે આગળ ઉપર જણાશે.

## પ્રકરણ ૧૬ મું.

### "ભયંકર ભેદ."

ચંપાનગર અને સત્યપુરમાં દિનપ્રતિદિન નવનવા ઉપદ્રવો થવા લાગ્યા. મહારાજા પુષ્કરરાજના દુઃખનો પાર રહ્યો નહિ; તેમાં પુષ્પાવતીના ગુમ થવાથી તો તેમને માથે દુઃખનો ડુંગર ટૂટી પડયો. તે રાત્રિ-દિવસ શોકાતુર રહેવા લાગ્યા. સરદારો-પ્રધાન વગેરે તેમને આશ્વાસન આપતા, પરંતુ રાજાને શાન્તિ વળતી નહોતી. તેઓ અકળાઇને વારંવાર બૂમ પાડી ઉઠતા કે:-"અરે એકદમ.આ શું થઇ ગયું ? મ્હેં એવાં તે શું પાપ કર્મ કર્યા હશે કે જેથી મારો નંદનવન સમાન ખીલેલો બગીચો નાશ પામ્યો ? અરે એવો કયો કમભાગ્ય દુષ્મન હશે કે જેણે મારી પર વૈર વાળવાનું શરૂ કર્યું હશે ? હા ! અફસોસ ! ઘણી શોધખોળ કરાવ્યા છતાં કોઇનો પત્તો લાગતો નથી. આ ભયંકર ભેદ મારાથી સમજાતો નથી. મારા સુખમય નગરમાં પણ હમ્મેશાં નવ-નવાં તોફાનો મચે છે. શું આ દૈવકોપતો નહિ હોય ?" આમ બોલતા મહારાજ ઘણીવાર સુધી લમણે હાથ ટેકવી બેશી રહેતા, આજનો પણ આખો દિવસ તેમણે શોકમાંજ પૂરો કર્યો હતો. તે પ્રાત

પળે રાજમાર્ગપર દ્રષ્ટિ કરતા. તેમના મનમાં થતું હતું કે મારાં ગૂમ થએલાં રત્નોનો કોઇ પત્તો મેળવી આપે તો કેવું સારૂં? શોકમાં દિવસ પૂરો થયો. રાત્રિ પડી. અંધકાર જામ્યો. ઘોંઘાટ ધીમે ધીમે શાન્ત થવા લાગ્યો. વખતને વિતતાં વાર શું? રાત્રિના બાર વાગ્યા, નોકર ચાકરો નિદ્રાધિન થઇ ગયા. શાન્તિ ફેલાઇ રહી. પહેરેગીરો શસ્ત્ર તૈયાર રાખી પહેરો ભરવા લાગ્યા. હજી પણ મહારાજ પુષ્કરરાજ જાગૃત અવસ્થામાં બેશી રહ્યા છે. તેઓ વિચારને અંતે શોકોદ્‌ગાર કાઢે છે. એવામાં દરબારના ચોગાનમાં બાંધેલી પીતળની ઘડીઆળમાં સિપાઇએ બાર ડંકા વગાડયા. ઘડીઆળના ધ્વનીથી રાજાના વિચારમાં ભંગ થયો. તે ઉઠી ઉભા થયા અને શરીર પર શાલ ઓઢી નીચે ઉતર્યા. તેમને નીચે આવેલા જોઇ પહેરેગીરો ચમકયા. રાજા તેમના સામે જોઇ બહાર નીકળ્યા અને રાજમહેલનો ત્યાગ કરી એક સીધા રસ્તે જંગલ તરફ ચાલવા લાગ્યા. પોતે અત્યારે કઇ તરફ જાય છે તેનું તેમને ભાન નહોતું તેઓ તો વિચારની ધૂનમાં ને ધૂનમાં આગળ ચાલ્યા જતા હતા. હજી પણ તેમના નેત્રોમાં જળ સૂકાયું નહોતું, રાત્રિના સમયે ચાલ્યા જતા મહારાજા ભૂતના ઓળાની માફક ભાસતા હતા. રાત્રિ સમસમ અવાજ કરતી ચાલી જતી હતી. વર્ષાઋતુના દિવસો હોવાથી આકાશમાં વરસાદ છવાયો હતો, વરસાદના છવાવાથી સર્વત્ર ભિષણ અંધકાર પથરાએલો હતો, પવન પ્રચંડ વેગથી વ્હાતો હતો. ગંભીર ઘુઘવાટ સંભળાતો હતો. પવનનું તોફાન વધતું હતું, મોટાં–મોટાં વૃક્ષો પણ જડમૂળથી ઉખડી જમીનપર પડતાં હતાં. આકાશમાં થતી મેઘગર્જના વનપ્રદેશને કંપાયમાન કરી મૂકતી હતી. આંખ્યો આંજી નાંખે એવા વિજળીના ચમકારા ક્ષણે–ક્ષણે થતા હતા, હમણાંજ વરસાદ તૂટી પડશે એમ થઇ રહ્યું હતું.

આવા ભયંકર તોફાનની પરવાહ નહિ કરતાં પુષ્કરરાજ વિચારની ધૂનમાં આગળ ચાલ્યો જતો હતો. નગરથી તે લગભગ બે માઇલના અંતર પર આવ્યો હતો. થોડીવારમાંજ મોટાં મોટાં જળ બીંદુઓ વરસાવતો વરસાદ જોરથી તૂટી પડયો. વિજળીઓ ઉપરા સાપરી થવા લાગી, પવનનું જોર વધી ગયું, વૃક્ષોનાં ડાળાં એક બીજાંની સાથે અથડાઇ ઘોરનાદ ઉત્પન્ન કરવા લાગ્યાં, રાજાએ આસપાસ નજર કરી તો તેમની નજરે ત્યાં આગળ આવેલું એક દહેરૂં દેખાયું. તે દહેરૂં કોઇ દેવીનું હતું. ભાંગી તૂટી હાલતનું એ દહેરૂ આ રાત્રિના સમયે ભયંકર તોફાનની વચ્ચે હાથીની માફક ઉભું રહેલું માલમ પડયું. વરસાદથી બચવાને રાજાએ એ તરફ પ્રયાણ કર્યું. થોડીવારમાં પુષ્કરરાજ તે દહેરાની પાસે આવી અંદર પ્રવેશ્યા. વરસાદની ઝડીયો પડતી હતી. જંગલ પ્રદેશ જળમય થઇ રહ્યો, દેડકાં ઇત્યાદિ જળચર પ્રાણીઓ અવાજ કરી આનંદ પ્રદર્શીત કરવા લાગ્યાં. દહેરાના ઉંબર પર ઉભેલો પુષ્કરરાજ ઇશ્વરની લીલા અવલોકી રહ્યો, એ અરસામાંજ એક કૌતક થયું, દેવીના મંદિરના ગર્ભ દ્વારમાંથી એક પ્રચંડ પુરૂષાકૃતિ બહાર નીકળી ધીમે કદમે રાજાની પાસે આવવા લાગી. પુષ્કરરાજ તેને જોઇ શકયો નહિ. તે આકૃતિએ ગર્ભદ્વારમાંથી બહાર નીકળતાં જાણી લીધું કે આ મંદિરના ઉંબરપર કોઇ માણસ ઉભો છે. તે આકૃતિ ધીમે પગલે રાજાની પાસે આવવા લાગી. હજી પણ રાજાને ખબર નથી કે મારી પાછળ કોઇક વ્યક્તિ ચાલી આવે છે. પુષ્કરરાજના હૃદયમાં અત્યંત વિચારોની દોડા દોડી થઇ રહી હતી, એ સમયેજ પાછળ ચાલી આવનાર વ્યક્તિએ તેની છેક નજીક આવી પુષ્કરરાજના ખભા પર હાથ મૂકી ઘોઘારી અવાજે પૂછયું:—" તું કોણ છે અને આ કાળી રાત્રે આ મંદિરમાં કેમ આવ્યો છે ?"

તેનું કહેવું સાંભળી રાજાએ ચમકીને તેના સામે જોયું, હજી વરસાદ વરસતો હતો, ઉપરા સાપરી વિજળીઓના ચમકારા થતા હતા, વિદ્યુતના પ્રકાશમાં રાજાએ તેનું વિકરાળ વદન નિહાળ્યું. તે સ્તબ્ધ બની પાછો હડગો અને આ નક્કી કોઇ દેવ અગર તો પિશાચ હશે એમ મનમાં કલ્પવા લાગ્યો. પુનઃ એ ભયંકર દેખાવના પુરૂષે પૂછ્યું:–" શું ત્હેં મારૂં કહેવું સાંભળ્યું નહિ ? બોલ, જલ્દી જવાબ આપ કે તું કોણ છે ને અહિં શા માટે આવ્યો છે ? "

પુષ્કરરાજે મનમાં કંઇક વિચાર ગોઠવી કહ્યું:–" હું ચંપાનગરનો રાજા છું, હૃદય વ્યથાથી મુંઝાઇને અત્યારે અહિં આવ્યો છું. "

રાજાનું બોલવું સાંભળતાંજ એ પુરૂષ ખડખડાટ હસી પડી નાચવા કુદવા લાગ્યો, તેનું આવું વર્તન જોઇ રાજાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ, બાદ થોડીવારે રાજાએ તેને પૂછ્યું:–" તમે કોણ છો ? "

" હું કોણ છું એ જાણીને તું સ્તબ્ધ બનીશ, તારા દુઃખમાં વધુ વધારો થશે. તું જે શાન્તિને અર્થે અત્યારે અહિં આવ્યો છે તે શાન્તિ તને કદાપિ મળનાર નથી. તારા પ્રારબ્ધમાં હજી વધારે દુઃખ ભોગવવાનું લખાએલું છે." કહી પુનઃ એ માણસ હસવા લાગ્યો.

રાજાના મનમાં ઠસી ગયું કે નક્કી આ કોઇક દેવ છે. આથી તેણે નમ્ર વદને પૂછ્યું:–" આપ દેવ છો. સર્વ જાણી શકવાને સમર્થ છો. દેવ દયાળુ હોય છે. કૃપા કરીને જણાવો કે આપ કયા દેવના નામે ઓળખાઓ છો ? "

" હું ભયંકર ભૈરવના નામે ઓળખાઉં છું. હું રાત્રિ દિવસ આ મંદિરમાં રહી ખોડીયાર માતાની રખવાળી કરૂં છું. કેમ હવે સમજ પડી ને ? " કહી પુનઃ એ નાચવા કુદવા લાગ્યો.

રાજાએ જમીન પર પડી તેને પ્રણામ કરી પૂછ્યું, "આ મંદિર ખોડીયાર માતાનું છે કે?"

"હા, તારે કંઇ બાધા છે?" તે માણસે પૂછ્યું.

"મારૂં દુઃખ મટે એમ હોય તો આપના કહેવા મુજબ હું બાધા રાખવાને તૈયાર છું." રાજાએ કહ્યું.

"તારૂં દુઃખ મટવાનો ફક્ત એકજ ઉપાય છે."

"કૃપા કરીને જણાવો કે તે શું ઉપાય છે કે જેથી આ બળતા હૃદયમાં સ્હેજ શાન્તિ થાય."

"રાજા! તારા દુઃખનું કારણ તારી પુત્રી પુષ્પાવતીજ છે. તેને મારો સાચ્ચો સેવક જાલીમસિંહ ચાહે છે. મ્હેં તારી પુષ્પાને એ જાલીમસિંહને માટેજ આ સંસારમાં મોટી થવા દીધી છે. ત્હેં તેને બીજાની સાથે પરણાવી મહાન્ અપરાધ કર્યો છે; બસ એજ કારણથી તું દુઃખના ડુંગરાઓ તળે કચડાય છે—છુંદાય છે." આમ કહી તે વિકાળ નેત્રે રાજાની સામે જોઈ રહ્યો.

પુષ્કરરાજ આભો બન્યો. તેના હૃદયમાં હજારો વિચાર ઉભરાઇ આવ્યા. તે ગળગળે સાદે બોલ્યોઃ—"પ્રભો! હવે આનો કંઇ ઉપાય?"

"ઉપાયમાં એજ કે તું તારી પુષ્પાવતીનું રાજા જાલીમસિંહ સાથે પુનર્લગ્ન કર કે જેથી તું ભવિષ્યમાં સુખની પરિસીમાએ પહોંચીશ." ભૈરવના રૂપના માણસે જણાવ્યું.

રાજાને માથે વજ્રપાત થયો હોય એમ થઇ આવ્યું. તે કર્કશ-સ્વરે ગુસ્સાથી બોલી ઉઠયોઃ—"એક રાજકન્યાનું ફરીથી લગ્ન સંભવેજ નહિ. હું દુઃખના ડુંગરાતળે કચડાઇશ તદપિ એ નીચકર્મ કરનાર નથી. તમે ભૈરવ રૂપના દેવ થઇ મને નીચકર્મ કરવાને શામાટે કહો છો? શું તમે પક્ષપાતી છો?"

હા, રાજા જાલીમસિંહ મારો સાચો ભક્ત છે, તે મને અનેક બળીદાનોથી સંતુષ્ટ કરે છે. હું તેને માટે જે કાંઇ કરૂં તે ઓછુંજ છે.”

“ત્યારે આ સઘળી ઉથલપાથલમાં તમેજ મુખ્ય ભાગ ભજવો છો એમ હવે મને સમજાય છે. દેવ! જણાવોતો ખરા કે મારી પુત્રી તથા જમાઇ હાલ ક્યાં છે?” રાજાએ પૂછ્યું.

“રાજા! તારૂં કહેવું ખરૂં છે. તારી પુત્રી અને જમાઇ હાલ મારા પંજામાં છે. તેમને દેવ-દાનવ-યક્ષ-કિન્નર વગેરેમાંથી કોઇ પણ મૂક્ત કરવાને શક્તિવાન્ નથી. જો તું તેમનું મુખ જોવાને ચાહતો હોય તો મારૂં કહેવું કબુલ કર.” ભૈરવ સ્વરૂપી માણસે જણાવ્યું. રાજા વિચારમા પડી ગયો. તેણે થોડીકવાર શાન્ત રહી ઘોરગંભીર અવાજે કહ્યું:-“જે દેવ છે તે આવું હલકું કામ કદી કરી શકતા નથી. મને લાગે છે કે તું કોઇક પિશાચ છે. જા, પિશાચરાજ! તારાથી થાય એ કરી લેજે. આ પુષ્કરરાજના હૃદયમાં શુદ્ધ ક્ષત્રિયનું રૂધીર વહન કરી રહ્યું છે. તે પ્રાણાંતે પણ દુષ્કર્મ કરનાર નથી. તું......”

રાજાને અધવચ બોલતો અટકાવી તે ભૈરવ સ્વરૂપી બોલી ઉઠ્યો:-“બસ હવે એક શબ્દ પણ મને સંભળાવીશ નહિ. રાજા! તારૂં ભવિષ્ય ઘણુંજ ભયંકર છે. આ ભૈરવને કોપાવી તું સાર નહિ કાઢે. હું તારા રાજ્યને ઠેકાણે રાન કરીશ અને તારા મહેલને ઠેકાણે મશાણ કરીશ. તારી પુત્રીને તેના સ્વામી સાથે રીબાવી રીબાવીને મારીશ. જા, આ તારૂં ભાવિ ગ્રહે તને જણાવી દીધું.” કહી તે વિરૂપ પુરૂષ વિજળીની ઝડપે ત્યાંથી દોડી ગયો.

રાજા તેની પાછળ જોઇ રહ્યો. ભયાનક અંધકારમાં તે ક્યાં ગૂમ થઇ ગયો એ જણાયું નહિ, રાજાએ એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો.

વૃષ્ટિ બંધ થઇ હતી. વાદળાં વિખરાઇ ગયાં હતાં, આકાશમાં

ચંદ્ર ઉગ્યો હતો. ભીંજાએલી પૃથ્વી પર ચંદ્રિકા પથરાઇ હતી. પુષ્કર-રાજા મંદમંદ પગલાં ઉપાડતો બહાર નીકળી નગર તરફ જવા લાગ્યો. તેના મનમાં હજારે-હજાર તર્ક-વિતર્ક થતા હતા. અંતે તે નગરમાં પ્રવેશી મહેલમાં આવ્યો. પરોઢ થવા આવ્યું હતું, રાજાએ સઘળા વિચારનો ત્યાગ કરી દાતણ કરી સ્નાન કર્યું અને પ્રાતઃપૂજા કરી પ્રભુની પ્રાર્થના કરી. પ્રભુ પૂજાથી તેનું ઉશ્કેરાએલું અંતઃકરણ શાન્ત થયું. પ્રાતઃપૂજામાં પ્રાતઃકાળ થયો, રાજા એ પૂજનથી પરવારી પ્રધા-નને બોલાવી સઘળી હકીકત જણાવી. પ્રધાને આશ્વાસન આપ્યું. રાજાની નજરે રાત્રિનો બનાવ તરી આવ્યો. તેમણે ગંભીર અવાજે પ્રધાનને પૂછ્યું, " હવે શું થશે ? "

"મહારાજ ! શોક કરે કંઇ વળનાર નથી, પ્રભુ કૃપાએ પાપીઓનો પરાજય થશે. સુખદુખની ઘટમાળ ચાલી આવે છે, તેનાથી સુજ્ઞ મનુષ્યે ગભરાવું જોઇએ નહિ. જુઓ સાંભળો,

સુખની પાછળ દુઃખનો જયમ છાંય તડકો થાય છે,
નશીબની લીલા તણા, પણ રંગ બહુ બદલાય છે;
કાયમ ન કોઇની સ્થિતિ હમેશાં એક રહેવાની,
સુખી આજે દુઃખી કાલે હમેશાં એમ થાવાની.

માટે શોકનો ત્યાગ કરી હૃદયમાં શાન્તિ ધરો; અને તે ભયંકર પિશાચરાજને વશ કરવા આપણા રાજગુરૂ હરીશ્ચંદ્રને બોલાવો. તે શ્રી જગતઅંબાને પ્રસન્ન કરી તે ભયાનક પિશાચને વશ કરશે. બસ તે પછી મોટું સૈન્ય તૈયાર કરી દુષ્ટ જાલીમસિંહનો તેના સમસ્ત સાશ્રિતો સાથે નાશ કરી તેનું રાજ્ય લઇ લેવું." પ્રધાને જણાવ્યું.

પ્રધાનના વચનોથી રાજાના મનમાં સ્હેજ શાન્તિ થઇ. તેમણે તેજ ક્ષણે એક સિપાહીને રાજગુરૂ હરીશ્ચંદ્રને બોલાવી લાવવા મોક-

લ્યો. સિપાહી ચાલ્યો ગયો અને થોડીવારમાં રાજગુરૂને ત્યાં જઇ-આવી કહેવા લાગ્યોઃ-"મહારાજ ! રાજગુરૂ ઘેર નથી. તેમના સ્નેહિ જનોને પૂછતાં તેઓ જણાવે છે કે ગુરૂમહારાજ આજકાલ કરતાં ચાર દિવસથી ગૂમ થઇ ગયા છે. તેમનો પત્તો નથી. તેમના ઘરમાં તપાસ કરતાં લોહીના છાંટા સર્વત્ર પડેલા જણાય છે. આખા નગરમાં ગુરૂ મહારાજના ખૂન થયા સંબંધી વાત ચર્ચાય છે."

"હેં ! શું ગુરૂમહારાજનું ખૂન થયું ? હા ! અફસોસ ! મારૂં સર્વસ્વ નાશ થયું." આમ બોલી રાજાએ કપાળપર કર પ્રહાર કર્યો, પ્રધાન પણ વિચારમાં પડી ગયો. એવામાં દ્વારપાળે એક પત્ર લાવી રાજાના હાથમાં મૂકયો. રાજાએ ધ્રુજતે હાથે પ્રધાનને પત્ર આપી વાંચવાને કહ્યું, પ્રધાને પત્ર વાંચવા માંડયો. પત્ર સત્યપુરથી આવેલો હતો અને તે દિવાન અમૃતરાયે લખેલો હતો. તેમાં લખ્યું હતું કેઃ—

રાજરાજેન્દ્ર શ્રી પુષ્કરરાજ !

આ પત્ર લખતાં ઘણીજ દિલગીરી ઉત્પન્ન થાય છે; પરંતુ સમાચાર જણાવ્યા વિના છૂટકો નથી. યુવરાજ પુષ્પાયુધ અને મનહરરાયના ગૂમ થયા પછી પુષ્પાવતીનું હરણ થયું છે એ આપ સારી રીતે જાણો છો; એથી એ સંબંધમાં હું કંઇ વિશેષ લખી આપનો અમૂલ્ય સમય વૃથા ગુમાવી કષ્ટ ઉપજાવવા ચાહતો નથી. આજકાલ અમારા નગરમાં ભયાનક ઉપદ્રવ મચી રહ્યો છે. નીશદિન સરદાર, ભાયાત વર્ગનાં ખૂન થએ જાય છે. આજથી ચોથા દિવસે આપની રાજકન્યાની મુખ્ય સખી વિમળા રાજમહેલમાંથી અચાનક રીતે ગૂમ થઇ છે. ઘણી શોધખોળ કરવા છતાં તેનો પત્તો નથી. પુષ્પાવતી અને વિમળાની શોધમાં અમારા મહારાજા જાતેજ નીકળી પડયા છે. તેમને

ગએ પણ આજકાલ કરતાં એ દિવસ થઇ ગયા છે. આસપાસના નગરોમાં અને જંગલોમાં તપાસ કરાવતાં પણ તેમનો પત્તો મળતો નથી. આથી સરદારો, ભાયાતો અને અન્ય નગરજનો ચિંતાતુર બની શોકમાં દિવસો નિર્ગમન કરે છે. રાજાના ગયા પછી નગરમાં પણ ભારે ઉથલપાથલ મચી રહી છે, રાત્રે ખૂનામરકી સાથે ધાડો પડે છે અને તેથી અનેક નિર્દોષ માણસોના જાનમાલને નુકશાન થાય છે. અમારૂં નાનકડું સૈન્ય સઘળાંની શોધમાં ચારે તરફ રવાને થઇ ગયું છે, એટલે અહિંનો બંદોબસ્ત જાળવી શકાતો નથી. માટે આપ મહારાજાને વિનંતી છે કે અમારા નગરનું રક્ષણ કરવાને આપનું થોડુંક સૈન્ય અત્રે મોકલશો તો ઉપકાર થશે. વિશેષમાં શાન્તિ ધારણ કર્યા વિના છૂટકો નથી. આપણી ઉપર દૈવકોપ થયો હોય એમ સમજાય છે. હવે તો પ્રભુ કરે એ ખરૂં, હાલ એજ સંવત ૮૩૫ વૈશાખ સુદ ૩.

લી૦

પ્રધાન અમૃતરાય.

પત્રની બીના જાણી પુષ્કરરાજ શોક સમુદ્રમાં ડુબી ગયા. તેમની આંખ્યોમાંથી અશ્રુધારા વહેવા લાગી. સુજ્ઞ પ્રધાને રાજાને શાન્તિ આપી તેજ ક્ષણે દસહજાર માણસોનું સૈન્ય વિજયસિંહ નામક સરદારને સોંપી સત્યપૂર તરફ રવાને કર્યું, પ્રધાને દિવાન અમૃતરાયને પત્ર લખી આશ્વાસન આપ્યું, બાદ પ્રધાન રાજાને લઇ બગીચામાં જવા નીકળ્યો, રસ્તામાંજ એક કદરૂપા માણસે દોડી આવી રાજાના હાથમાં એક ચીઠી મૂકી, રાજા તેની સામે જુવે એ પહેલાંજ તેણે ત્યાંથી નાશવું શરૂ કર્યું, રાજા અને પ્રધાન મહેલની પાછળ આવેલા બગીચામાં એક બાંકડાપર બેશી એ ભેદી ચિઠ્ઠી બચવા લાગ્યા. તેમાં લખ્યું હતું કેઃ—

રાજા પુષ્કરરાજ.

પાપીઓના પ્રપંચથી આફતનુ ભયાનક વાદળ ઘેરાયું છે. પણ હિંમત હારીશ નહિ. આ કષ્ટ નથી પણ પુન્યવાનોની કસોટી છે. ઇશ્વર પર શ્રદ્ધા રાખજે, પ્રભુ કૃપાથી હવે ટુંક મુદતમાં પાપીઓનો વિધ્વંશ થશે, હાલ એજ.

લી.

એક ભેદી માણુસ.

ચિઠ્ઠી વાંચી રાજા પ્રધાન એક બીજાની સામે જોઇ રહ્યા. બન્નેએ ઘણી નજર દોડાવી પરંતુ ચિઠ્ઠી લખનારને ઓળખી શકયા નાહ. પ્રધાન રાજાને અનેક પ્રકારનાં દ્રષ્ટાંતો આપી શોક ઓછો કરવા લાગ્યો, આવી રીતે બન્ને જણા બગીચામાં બેશી ગઇ ગૂજરી વાતો કરવા લાગ્યા.



# પ્રકરણ ૧૭ મું.

## ચંડાળ ચોકડી.

મધ્યાન્હકાળનો સમય છે. સવારમાં વરસાદ વરસી જવાથી તાપમાં ઘટાડો થયો છે. આકાશમાં વાદળાંઓ દોડાદોડી કરી રહ્યાં છે. આ વખતે ભૈરવનાથના મંદિરની જમણી બાજુએ આવેલી એક વિકટ ઝાડીમાં ચાર માણસો કંઇક વાતો કરતા બેઠેલા જણાય છે.

વાંચકો ! આ ચાર જણાની ચંડાળ ચોકડીમાં અન્ય કોઇ નથી પણ મધુપુરનો રાજા જાલીમસિંહ અને તેનો પ્રધાન માધવસિંહ મહારાજ ભૈરવાચાર્યની સામે બેઠા છે. ભૈરવાચાર્યની પાસે તેનો પ્રિય શિષ્ય પ્રાણશંકર હાથમાં ચલમ પકડી રાખી બેશી રહ્યો છે. મંડળમાં મૌન પથરાએલું છે. કંઇક નિર્ણય કરવાના વિચાર ચાલી રહ્યા છે એમ સમજાય છે. આવી રીતે મૌન્નતામાં થોડોક સમય પસાર થઇ ગયા બાદ જાલીમસિંહે ભૈરવાચાર્યની સામે જોઇ કહ્યું:–" મહારાજ ! હવે વિચારમાં કંઇ વળનાર નથી. જે નિર્ણય કરવો હોય તે જલ્દીથી કરી નાખો; કારણ કે જે સમય જાય છે તે અમૂલ્ય જાય છે. આપણે જો વેળાસર ચેતીશું નહિ તો કદાચ ભયાનક આફતમાં સપડાઇ જઇશું. માટે હવે આપનો શો વિચાર છે તે કૃપા કરીને જણાવો."

ભૈરવાચાર્યઃ–" રાજા ! હુ તને આજ સુધી આવો ડરપોક અને બીકણુ જાણુતો નહોતો. તું બીલકુલ ગભરાઇશ નહિ. મારી ઉપર શ્રીભૈરવનાથની સંપૂર્ણ કૃપા છે. તેની કૃપાથી હું દુષ્મનોને ધૂળ ચાટતા કરી નાખીશ. જો આ થોડા દિવસમાંજ તારા કેટલા શત્રુઓને મ્હેં ફસાવ્યા છે ? રાજા અમરસિંહને શિવપૂજનમાંથી ગુપ્ત રીતે પકડી મંગાવી કેદમાં પૂર્યો છે એ તું જાણે છે. બીજું તે રાજાનો ગુરૂ હરીશ્ચંદ્ર પણ

આપણા સેવકોના હાથે મરણના મુખમાં હોમાઇ ગયો છે. આપણા પંજામાંથી ફક્ત પુષ્પાયુધ અને મનહર જીવતા બચી ગયા છે. તેમની શોધમાં મારા અનેક સેવકો ફરે છે. તેઓ આખરે પકડાશે અને આ હાથથી ભૈરવના બળીદાન રૂપે સળગતા અગ્નિકુંડમાં હોમાશે; પછી બાકી રહ્યું રાજા પુષ્કરરાજનું કામ. તેના નગર ઉપર આપણે સૈન્ય સાથે ચડી જઇશું અને તેને મારી તેનું ખેદાન–મેદાન કરીશું. બોલ હવે બીજું કંઇ બાકી રહ્યું ?" આમ કહી ભૈરવાચાર્યે પ્રાણુશંકરના હાથમાંથી ચલમ લઇ ગાંજાનો ઘુંટ લગાવ્યો.

જાલીમસિંહઃ—" આપનું કહેવું જો કે ખરૂં છે પરંતુ મારો વિચારતો એવો છે કે આપણે આપણા સૈન્ય સાથે રાજા પુષ્કરરાજપર છાની રીતે છાપો મારવો. મયદાનના યુદ્ધમાં તેના સૈન્ય સાથે આપણું લશ્કર ટકાવ કરી શકશે નહિ. જે કામ ગુપ્ત રીતે થાય છે તેના જેવું સરસ જાહેર રીતે થઇ શકતું નથી. પુષ્કરરાજ બળવાન રાજા છે. તે તેની પ્રજાને સંપૂર્ણ સુખી રાખે છે. પ્રજાનો પણ તેનીપર અથાગ પ્રેમ છે. સમય આવે તેને માટે સર્વ પ્રજાજનો પ્રાણ આપવાને તત્પર બની જાય એમ છે. મહારાજ ! મયદાનના યુદ્ધમાં પુષ્કરરાજનો પરાજય કરવાને કોઇપણ શક્તિવાન નથી. "

માધવસિંહઃ—" ખરેખર મહારાજનું કહેવું ખરૂં છે. તેમણે ગઇ કાલેજ સત્યપુરના રક્ષણને અર્થે મોટું સૈન્ય મોકલ્યું છે. માટે આપણે આપણું કામ ગુપ્ત રીતે કરવામાંજ સાર છે. "

તેમની વાત સાંભળી ભૈરવાચાર્ય વિચારમાં પડી અંતે બોલ્યોઃ– " બસ, ભૈરવનાથનો હુકમ થઇ ગયો. આપણે હવે જલ્દીથી આપણા કામનો આરંભ કરો. વારૂં પુષ્પાવતી સમજી ગઈ કે નહિ ? "

જાલીમસિંહ—" મહારાજ ! તે હઠીલી અબળા કોઇ પ્રકારે માનતી

નથી. તે મને જોતાંજ વાઘણુની માફક ઉસ્કેરાઇ જાય છે. તેને સમજાવવાનો મારો સઘળો શ્રમ નકામો ગયો છે. હવે તો આપ કંઇ કરો તો સારૂં; કારણકે તે દિવ્ય સુંદરીના દેદારના દર્શનથી હું તો ગાંડા જેવો બની ગયો છે. મને ખાવું પીવું વગેરે કંઇજ ગમતુ નથી. માટે તેને માટે કંઇક ઉપાય કરોતો સારૂં."

ભૈરવાચાર્યઃ—"બે ફિકર રહે. હું તેને માટે હવે જલ્દીથી ઉપાય કરીશ. તે હઠીલી સુંદરીને હું જાતેજ મનાવી તારા હૃદયની રાણી બનાવીશ. જાલીમસિંહ ! યાદ રાખજે કે જે ભૈરવનો સાચ્ચો ભક્ત છે તે કદી દુઃખી થતો નથી. ભૈરવનાથ તેનું કલ્યાણ કરવાને હમ્મેશાં તત્પર રહે છે. બોલ હવે આપણે રાજા અમરસિંહને અહીં પકડી મંગાવીશું ?"

જાલીમસિંહઃ—" હા, તેને અહિં પકડી મંગાવો. હું તેની પાસે પુષ્પાની માગણી કરીશ. જો તે સીધી રીતે માનશે તો હું તેને સુખી કરીશ અને નહીતો ભૈરવને બળિદાન આપવા તમારે આધિન કરીશ." આમ કહી રાજાએ પાસે બેઠેલા માધવસિંહને રાજા અમરસિંહને લઇ આવવાની આજ્ઞા કરી. માધવસિંહ ચાલ્યો ગયો. રાજા અને ભૈરવાચાર્ય ગુપ્ત ગોઠવણો કરવા લાગ્યા.

વાચકો ! ચાલો આપણે રાજા અમરસિંહની પાસે જઇ તેની દશા જોઇએ.

---

## પ્રકરણ ૧૮ મું.

### અમરસિંહનો ક્રોધ.

રાજા અમરસિંહ પાપીઓના પ્રપંચથી દુષ્ટોના પંજામાં સપડાઇ એક અંધારી કોટડીમાં પૂરાયો છે. ક્રૂર ભૈરવાચાર્યે તે પવિત્ર રાજાને શિવપૂજન કરતાં પકડી લાવ્યો છે. રાજાના દુઃખનો પાર નથી. તેને હજી ખબર નથી કે પોતાને કોણ પકડી લાવ્યું છે. રાજા અમરસિંહ દુઃખી દીસે તેની કોટડીમાં નીચું નિહાળી બેશી રહ્યા છે, બે સિપાહીઓ બહાર પહેરો ભરી રહ્યા છે. ઉપરાસાપરી પડેલાં દુઃખથી રાજાના હૃદયમાં અપાર દુઃખ ઉત્પન થઇ રહ્યું છે. દુઃખનો વેગ સહન નહિ થવાથી તે આખરે આત્મગત્ બોલી ઉઠયો કેઃ–"હા પ્રભુ ! મ્હેં તારૂં શું બગાડયું હતું કે જેથી મારે આટલું બધું કષ્ટ સહન કરવું પડે છે ? શું પૂર્વજન્મમાં મ્હેં કંઇ અપરાધ કર્યો હશે ? હાય! પુત્ર પુષ્પાયુધ–મનહર વગેરે કયાં હશે ? શું હું તેમનું મુખ ફરીથી જોઇ શકીશ ? હા અફસોસ ! મને ખબર નથી કે મને આવી રીતે પકડી લાવી અંધારી કોટડીમાં પૂરવામાં પાપીઓનો શો ભેદ સમાએલો હશે ? અરે તેઓ કોણ છે એ પણ હું હજી જાણતો નથી. હા ! શું મારા ભાગ્યમાં હવે આવી રીતેજ કષ્ટ ભોગવવાનું નિર્માણ થયું હશે ? શું મારી જીંદગીનો આવીજ રીતે અંત આવશે ? હાય આ અસહ્ય કષ્ટ મારાથી સહન થતું નથી." આમ બોલતા રાજાએ દુઃખથી કાયર થઇ જમીન પર માથુ પછાડયું. એટલામાં જ સામેથી એક વયોવૃદ્ધ માણસ ગાન ગાતો તેની કોટડી તરફ ચાલ્યો આવતો જણાયો. પહેરો ભરનાર સિપાહીઓ તેની સામે જોઇ રહ્યા. તે વયોવૃદ્ધ પુરૂષ બેધડક ચાલ્યો આવતો હતો રાજા અમરસિંહે પણ જાળીમાંથી તેની સામે દ્રષ્ટિ કરી. તે પુરૂષ

ગાતો ગાતો ધીમે પગલે ચાલ્યો આવતો હતો. તેનું ગાન દુઃખમાં દિલાસા રૂપ આ પ્રમાણે હતું.

ગઝલ.

અરે સંસાર આ ઘેલો, દુખોથી છે ભરેલો આ !
મુંઝાઇ મોહથી જીવો, બિચારા નિત્ય ઝૂરે હા !
થઇ ઇચ્છા ઉભી જ્યાંથી, પિડે આવી દુખો ત્યાંથી,
અહીંથી નીકળી નાશે, નવે ફાંસે ફસાતા હા !
મને માગ્યું મળ્યે સુખો દિલે ભોળા જીવો માને,
તથાપિ એજ છે દુઃખો, બિચારા દીન શું જાણે ?
મને માન્યું લીધું માણી, કદી તે ચીજ ખોવાણી,
જરાએ તે મળયું નૈ કાં-પિડે દુઃખો તદા આહા !
વડો આ દુઃખનો વારિ, મહીં સૌ આપણે ઝીલું,
નહિ નાવો નઓવારા, જશું કયાં તે કહો પ્યારા!
ગમે માનો, ગમે જાણો, ગમે તે મોજ સૌ માણો,
તથાપિ રાખ રાશિમાં ડુબીને ભાઇ શું લેશો ?
પુરો છે ઝેરનો પ્યાલો, સુધા ત્યાં કયાં થકી ભાળો ?
બહુદિ માત્ર પીવાથી, કદી ભૂલ્યા કટુતા હો.
કટુ તે તો કટુ છે રે, કુડું કુડું સદા એ-એ-
ન અંજાશો ક્ષણું તેજે, કરો દ્રષ્ટિ પરિણામે.
પરિણામે રહે દુઃખો, પરિણામે વહે દુઃખો,
કીધી જે આશ તે રોયો ન કીધી આશ તે સોહ્યો;
(જેને) નથી દેવું નથી લેવું, પ્રભુ રાખે સદા રે'વું
ન જેને આવવું-જાવું, કશી વાતે ન લોભાવું,

કરીને કોઇની આશા ન લીધી અંત નિરાશા,
રહ્યો તે દુઃખ વારિની, સદા માથે તરીને હા !
રા. નરમણિ.

આવી રીતનું ગાન ગાતો તે વૃદ્ધપુરૂષ રાજાની કોટડી પાસે આવીને ઉભો રહ્યો. પહેરેગીર સિપાહીઓ તેની સામે જોઈ રહ્યા, સિપાહીઓને પોતાની સામે જોઇ રહેલા જોઇ એ વૃદ્ધ માણસે એક કાગળની નાની કાપલી કાઢી યુક્તિપૂર્વક રાજાની જાળીમાં ફેંકી. એ કામ તેણે એવી તો ઝડપથી કર્યું કે સિપાહીઓ જાણી શકયા નહિ, રાજાએ તે કાગળની નાની કાપલી ઉપાડી લીધી. બાદ તે વૃદ્ધ પુરૂષે સિપાહીઓને પૂછ્યું:– “ભાઇ ! રાજાના મહેલ તરફ કએ રસ્તે થઇને જવાય છે ?”

“કેમ ! રાજાની પાસે શા માટે જવું છે ?” એક સિપાહીએ પૂછ્યું.”

“આ હૃદયની એવીજ ઇચ્છા છે.” તે વૃદ્ધ પુરૂષે કહ્યું.

“જાઓ, આ રસ્તે થઇને જતાં તમે ઠેઠ રાજમહેલ આગળ જઇને ઉભા રહેશો; પણ આ વખતે રાજાજી તમને મળી શકશે નહિ.” બીજા સિપાહીએ જણાવ્યું.

“કેમ વારૂ ? આ વખતે મહારાજા કયાં ગયા હશે ?” પુનઃ એ પુરૂષે પૂછ્યું.

“મહારાજા શયનાલયમાં પોઢયા હશે. તમે સાંજના સમયે જશો તો સારી રીતે મુલાકાત કરી વાતચિત કરી શકશો; પછી તો જેવી તમારી મરજી.” પ્રથમના સિપાહીએ કહ્યું.

“ઠીક છે. હું એમજ કરીશ. લ્યો ભાઇ હવે હું રજા લઉં છું.” કહી તે વૃદ્ધ પુરૂષ બારિક નજરે અમરસિંહ સામે જોતા જોતા ત્યાંથી ચાલતો થયો. સિપાહીઓ તેની પાછળ જોઇ રહ્યા. રાજાના આશ્ચર્યનો

પાર રહ્યો નહિ. તે વૃદ્ધ પુરૂષમાં કંઇક ભેદ હોય એમ માનવા લાગ્યો. રાજાએ અત્યાર સુધી છૂપાવી રાખેલી કાગળની કાપલી કાઢી વાંચવા માંડી, તેમાં લખ્યું હતું કેઃ—

"રાજા અમરસિંહ !

કુદરતની કળાને માન આપવું એ પ્રત્યેકની ફરજ છે. આ સંસારમાં સુખ દુઃખ આવે જાય છે. તું દુઃખથી ગભરાઇ આશાનો ત્યાગ કરીશ નહિ. પાપીઓનો પ્રપંચ ફક્ત થોડાક દિવસ સુધી ચાલી શકશે; માટે ધૈર્યથી દુઃખ સહન કરજે. પ્રભુ તને અવશ્ય સહાય કરશે. હાલતો એજ."

લી.

તું અત્યારે ઓળખી શકે એમ નથી.

આશ્ચર્ય ! આ શું ? આ શો ભેદ ! એ મહાન પુરૂષ કોણ હશે ? કેદી રાજા મનમાં વિચાર કરવા લાગ્યો એટલામાંજ તેણે સામેથી માધવસિંહને બે સિપાહીઓ સાથે ચાલી આવતો જોયો. તરત રાજાએ તે કાગળની કાપલીના ઝીણા કટકા કરી કોઇ જાણે નહિ એવે સ્થળે ફેંકી દીધા. માધવસિંહ સાથેના સિપાહીઓ સાથે ત્યાં આવીને ઉભો રહ્યો. પહેરેગીર સિપાહીઓએ તેને ઝુકીને સલામ કરી. માધવસિંહે કેદીને બહાર કાઢવાની આજ્ઞા કરી. રાજા અમરસિંહને કોટડીમાં બહાર કાઢી તેમના હાથે એક દોરડું બાંધવામાં આવ્યું, અમરસિંહ ભાગ્યનો ખેલ જોઇ રહ્યો. બાદ તેને લઇ સર્વે ચાલવા લાગ્યા અને થોડીવારે જ્યાં જાલીમસિંહ અને ભૈરવાચાર્ય બેઠા હતા ત્યાં આવીને ઉભા રહ્યા. રાજા અમરસિંહ જાલીમસિંહને સારી રીતે ઓળખાતા હોવાથી તેને જોતાંજ તેઓ બોલી ઉઠયા કે "અરે ! શું તમે જાલીમસિંહ ?"

" હા, મહારાજાધિરાજ ! હું જાલીમસિંહ પોતેજ. " જાલીમસિંહે જવાબ આપ્યો.

" જાલીમસિંહ ! તમારા મર્મયુક્ત શબ્દો સાંભળી મને અજાયબી ઉત્પન્ન થાય છે અને મને વ્હેમ પડે છે કે મારી આવી દુર્દશા કરવામાં તમારો હાથ હોવો જોઇએ." અમરસિંહે કહ્યું.

"હા, તમારી આ અવદશા કરનાર હું પોતેજ છું. તમે જો મારૂં કહેવું માનશો તો સુખી થશો અને નહિ માનો તો યમપૂરીમાં સિધાવશો." જાલીમસિંહે ગંભીર ભાવે કહ્યું.

અમરસિંહ સ્તબ્ધ બની ગયો, તેણે મન સાથે થોડીક વાર કંઇક વિચાર કરી કહ્યું:–" મને મારવામાં તમારો શું ભેદ સમાએલો છે તે મહેરબાની કરીને જણાવશો તો ઉપકાર થશે. જાલીમસિંહ ! જણાવો તો ખરા કે મ્હેં તમારૂં શું બગાડયું છે ?"

" તમે મારૂં સર્વસ્વ બગાડયું છે. મારૂં જીવન રદ કર્યું છે અને તેની સાથે ભયાનક અપમાન પણ કર્યું છે." જાલીમસિંહે જણાવ્યું.

" હા, અમારા રાજાધિરાજનું કહેવું અક્ષરે અક્ષર ખરૂં છે. ત્હેં મારા રાજાનું નાક કાપ્યું છે; બોલ, આતે ઓછું અપમાન કહેવાય કે ?" ભૈરવાચાર્ય વચમાં બોલી ઉઠયો.

" જણાવો તો ખરા કે મ્હેં તમારૂં શું અપમાન કર્યું છે ?" અમરસિંહે રોષયુક્ત વદને પૂછ્યું.

જાલીમસિંહ:—" તમે તમારી કન્યા પુષ્પાવતીનું સત્યપુરના પાટવી કુમાર પુષ્પાયુધ સાથે લગ્ન કરી મારૂં અપમાન કર્યું છે. તે કન્યાને હું જીગરથી ચાહતો હતો, આ સંસારમાં પ્રેમ લગ્ન એજ ખરૂં લગ્ન છે. અમે એક બીજાને ચાહતાં હતાં; તેમાં તમે વિક્ષેપ પાડયો [illegible] એક નાના રાજા[illegible] સાથે પુષ્પાવતીનું લગ્ન કરી મારૂં

જીવન ધુળમાં મેળવ્યું. એજ કારણથી તમારી આવી દુર્દશા થઇ છે.”

તેના શબ્દોથી અમરસિંહને ઘણો ક્રોધ ચઢ્યો; પણ ક્રોધને સમાવી મુખ ગંભીર રાખી બોલ્યાઃ-“ જાલીમસિંહ! [redacted] પુત્રીને સુખી કરવી એ મારી મુખ્ય ફરજ છે. તે ફરજ સમજીનેજ મ્હેં પુષ્પાયુધ સાથે તેને પરણાવી છે. તે બન્ને જણાં એક બીજાને અત્યંત પ્રેમથી ચાહતાં હતાં. મ્હેં તે પ્રેમીઓનું લગ્ન કરી સ્વર્ગ સુખનાં ભોકતાં બનાવ્યાં છે. જો પુષ્પાનું લગ્ન તમારી સાથે થયું હોત તો અવશ્ય તેનું જીવન ધુળધાણી થઇ જાત; કારણકે તમે રાજા થવાને તદ્દન ના લાયક છો. જે ગુણ રાજામાં જોઇએ તેમાંનો એક પણ ગુણ તમારામાં નથી. તમે રાજા થઇ પ્રજાને પીડો છો. કુળવાન સ્ત્રીઓને ત્રાસ આપો છો, તમે રાજાના અવતારમાં રાક્ષસ સ્વરૂપ છો.”

જાલીમસિંહઃ—“ અમરસિંહ ! એક બળવાન રાજાનું આવી રીતે અપમાન કરવાથી તમારે ભયાનક દુઃખમાં ડુબવું પડશે; માટે શાન્ત થાઓ અને મારૂં કહેવું કબુલ કરો.”

અમરસિંહઃ—“ તમે મને શું કહેવાને ઇચ્છો છો ?”

જાલીમસિંહઃ—“ તમે સારી રીતે જાણો તો છો કે હું [redacted] પુષ્પાને અત્યંત પ્રેમથી ચાહું છું.”

અમરસિંહઃ—“ હા, તેની મને બરાબર ખબર છે.”

જાલીમસિંહઃ—“ તે જાણવા છતાં તમે પુષ્પાવતીને [redacted] સાથે પરણાવી મને નિરાશ કર્યો છે; પણ તે વાત હવે હું ભૂલી જાઉં છું; અને [redacted] પુષ્પાનું મારી સાથે પુનર્લગ્ન કરવાને તમને હું વિનંતી કરૂં છું. આશા છે કે તમે મારી વિનંતી સ્વિકારશો ?”

અમરસિંહઃ—“ સમજ્યો, તમારા બોલવાનો ભાવાર્થ હું બરા-

ખર સમજ્યો. જાલીમસિંહ ! મારી પુષ્પા કેટલાક સમયથી ગૂમ થઇ ગઇ છે. એટલે તે સંબંધે વિચાર કરવો હાલ નકામો છે. "

જાલીમસિંહઃ—" તમારી ગૂમ થએલી પુષ્પા હાલ નિર્ભય સ્થાને છે. "

અમરસિંહઃ—" શું મારી પુષ્પા નિર્ભય સ્થાને છે ? બતાવો, બતાવો કે તે મારૂં રાંકનું રત્ન હાલ ક્યાં છે ? "

જાલીમસિંહઃ—" મારા મહેલમાં છે. તેને સુખી કરવાને તમારી તરફના જવાબનીજ વારેવાર છે. બોલો શું વિચાર છે ? "

અમરસિંહ વિચારમાં પડયો અને થોડીવારે કંઇક નિર્ણય કરી બોલ્યોઃ–" પુષ્પાવતીની આશા રાખવી નકામી છે. તે તમારે લાયક નથી. "

જાલીમસિંહ બોલી ઉઠયોઃ–" શું હું તેને લાયક નથી ? અરે હું તેને ખરા પ્રેમથી ચાહું છું. તેની પૂજા કરવાને ઇચ્છું છું. અમરસિંહ ! મારૂં કહેવું માન્ય કરી પુષ્પાને મારી સાથે ફરીથી પરણાવી સુખી કરો અને તમે પણ સુખી થાઓ. "

તેના શબ્દો અમરસિંહને હાડોહાડ લાગી આવ્યા. તે ઉશ્કેરાઇને બોલી ઉઠયાઃ–" બસ બહુ થયું. એક નરપિશાચ રાજાનું નીચ કર્મ જાણી લીધું છે. જાલીમસિંહ ! હવે મને સારી રીતે સમજાય છે કે આ સઘળા પ્રપંચનું મૂળ તુંજ છે. મારા પ્રિય પુત્રને તથા મારી પુષ્પાને ગૂમ કરી નગરમાં ત્રાસ વર્તાવનાર પણ દુષ્ટ તુંજ છે. ઓ પ્રેત ! જા તારાથી થાય એ કરી લેજે. હું તારાથી ડરતો નથી, અને સુખની લેશ માત્ર પણ ઇચ્છા રાખતો નથી. પુષ્પાવતી જેવી પવિત્ર બાળાને તારા જેવા રાક્ષસની સાથે ફરીથી પરણાવી હું મારા શુદ્ધ કુળમાં કલંક લગાડનાર નથી.

ઓ પાપી ! હું તને સારી રીતે ઓળખું છું. તું મનુષ્ય નથી પણ ભયાનક રાક્ષસ છે. ”

જાલીમસિંહ—“ ઓ બુઢ્ઢા ! શું મારો તિરસ્કાર ? ”

અમરસિંહઃ—હા, તિરસ્કારની સાથે તને પારાવાર ધિક્કાર છે, ફિટકાર છે; કારણ કે તું આ પૃથ્વીના ભારરૂપ નરાધમ પ્રેત છે. ”

જાલીમસિંહઃ—“ હજી સમજ, હાથે કરીને માથે મ્હોત માગી ન લે. જ્યારે લક્ષ્મી ચાંલ્લો કરવા આવે છે ત્યારે મ્હો ધોવા જનાર નાલાયક મૂર્ખ ગણાય છે. અમરસિંહ ! વિચાર કરીને જો કે તું અત્યારે મારા પંજામાં ફસાએલો છે. તારૂં મરણ-જીવન મારા હાથમાં છે. ”

અમરસિંહઃ—“ ઓ ગર્વથી ફુલેલા ગધેડા ! નકામો લવારો શા માટે કરે છે ? આ વીર તારાથી લેશ માત્ર પણ ડરનાર નથી. જા, તારાથી થાય તે કરી લે. હું સાગી છાતીએ તારી સામે ઉભો છું. ”

જાલીમસિંહઃ—“ આ તારી ઉદ્ધતાઇ તને ભયાનક કષ્ટમાં હડસેલશે. તારૂં મ્હોત ભયંકર રીતે થશે; હજી પણ કહું છું કે સમજ.”

“ અને હું પણ તને શીખામણ રૂપે કહું છું કે મારા રાજાધિરાજનું કહેવું કબુલ કર, નહિં તો તારે શ્રીભૈરવદાદાના બળીદાન રૂપે અગ્નિ કુંડમાં હોમાવું પડશે. તે ત્રાસદાયક વેદના તારાથી શી રીતે સહન કરી શકાશે? ” ભૈરવાચાર્ય વચમાં બોલી ઉઠયો.

અમરસિંહઃ—“ ક્ષત્રિય પુત્ર પ્રાણ કરતાં ધર્મને વિશેષ શ્રેષ્ઠ સમજે છે. તમારા ભયાનક દુઃખની મને લગીર પણ દરકાર નથી. તમારાથી બને તો આ ક્ષણેજ મને ભડભડાટ સળગતા અગ્નિકુંડમાં હોમી ઘો. અરે ચાહે તો આ શરીરના ટુકડે ટુકડા કરી નાખો; પરંતુ હું ધર્મથી વિમુખ થનાર નથી તે નથીજ.”

જાલીમસિંહઃ—" હું પુષ્પાવતીને પરાણે પરણીશ તો તું શું કરીશ ? "

અમરસિંહઃ—" ચંડાળ ! ચૂપ કર. તારા મુખમાંનો એક પણ ઝેરી શબ્દ હવેથી મને સંભળાવીશ નહિ. ઓ પાપના પુતળા ! તારો કાળ હવે નજીકમાંજ છે, ઘણું કરે તે થોડાને માટેજ. નિર્દોષ જનોને ત્રાસ આપનાર કર્મ ચંડાળ ! સાંભળઃ—

" હદથી વધુ જે ખીલતા તે જાણજે કરમાય છે,
દુનિયા મહિ અપશય લઇ કુકર્મીઓ સપડાય છે. "

પદ્મલતા.

જાલીમસિંહઃ—ઓ અભાગી ! હવે તું પણ જોજે મારો સપાટો, હું તારા દેખતાંજ તારી પુષ્પાને ભ્રષ્ટ કરૂં છું કે નહિ ? "

" ઓહ ! હું આ શું સાંભળું છું ? " આમ બોલી અમરસિંહ હાથ ઉંચાં કરી પુનઃ બોલી ઉઠયોઃ-" ઓ જગત્ પિતા ! તમે શું જોઇ રહ્યા છો ? ઓ આકાશમાં ભ્રમણ કરતા સૂર્યદેવ તમે આ શું સાંભળી રહ્યા છો ? હાય ! એક [illegible] તેની [illegible]ના સંબંધમાં અત્યારે કેવા હલકા શબ્દો સાંભળી રહ્યો છે. ઓ ભૂદેવી ! તું બે વિભાગમાં ચિરાઇ મને તારા પેટમાં સમાવી દે. ઓ સૂર્ય ! મને આ ક્ષણેજ બાળીને ભષ્મ કરી નાખો. આ પાપીના શબ્દો મારાથી વધારેવાર સાંભળી શકાતા નથી. હાય શું કરૂં ? બંધનમાં બંધાઇ પાપીના પંજામાં સપડાયો છું, " આમ બોલતો અમરસિંહ નીચું જોઇ અશ્રુ વરસાવવા લાગ્યો, એવામાંજ તેની સામે જોઈ પુનઃ જાલીમસિંહ બોલ્યોઃ-કાં ? નીચું જોઇ શું કરે છે ? નકામો શામાટે કષ્ટથી રોળાય છે ? વિચાર તો કર કે પુષ્પાને પરણાવવામાં તારૂં શું જાય છે ? શું હું તારી જાતનો નથી ! શું પુષ્પા મારે લાયક નથી ? "

"ઓ વિષયાંધ ! મ્હે તને અનેક વખત જણાવ્યું છે છતાં શામાટે વારંવાર પૂછ–પૂછ કરે છે? ક્યાં હંસણી અને ક્યાં કાગડો? ક્યાં એક નિર્દોષ કન્યા અને ક્યાં એક પ્રેત? પાપાત્મા ! મારી પુષ્પા પવિત્ર છે ! તું પિશાચ છે. તેનામાં દેવનો વાસ છે, તારામાં દૈત્યનો વાસ છે." અમરસિંહે ક્રોધથી કહ્યું.

જાલીમસિંહ:—"ઓ બેઅદબ ! તારી જીભ હદ ઉપરાંત જાય છે, યાદ રાખજે કે તેનું ફળ વિપરીત છે. આટલું–આટલું કહેવા છતાં તું સમજતો નથી એથી મને સમજાય છે કે તારી ભાગ્ય દેવીએ ભયંકર રૂપ ધારણ કર્યું છે, તારા મ્હોતની નહબત તારા શિર પર વાગી રહી છે; બસ તેજ કારણથી તારી આવી અવળી બુદ્ધિ થઇ રહી છે."

અમરસિંહ:—"મને મરણની લેશ માત્ર પરવાહ નથી. શું ત્હેં સાંભળ્યું નથી કે:—

જે ઉગ્યું તે આથમે ખીલ્યું તે કરમાય
એહ નિયમ અવિનાશનો જે જાયું તે જાય.
ધ્રૂજાવતા ધમ–ધમ ધરા, પડતા જેના પાય
એવા નર ઉપડી ગયા, જે જાયું તે જાય.
રાવણ સરખા રગડમલ્લ, બળીયા બળી સમ રાય;
કાળે કુટયા પલકમાં, જે જાયું તે જાય.

કાવ્ય કૌસ્તુભ.

જાલીમસિંહ ! હું મરણને મળવા તૈયાર છું. વળી તું કહે છે કે ભાગ્ય દેવી ભયંકર થઇ છે; પણ તે મારી નહિ પણ તારી થઇ છે. કારણ કે તેના ભૂલાવાથીજ તારી આવી વિપરીત બુદ્ધિ ઉત્પન્ન થઇ છે, હા ! પાપી ! તારા પાપકર્મની સીમા નથી. ત્હેં અનેક નિરપરાધી જનોને

આ દુનિયાંની પાર કર્યાં છે. તારા જુલમથી હજારો ગરીબ જનો ભુખે-તરસે વગડામાં રખડે છે. ઓ નરાધમ ! જો, આમ ઉંચે જો. સૂર્યનારાયણ તારા પૈશાચિક કર્મોથી તારી સામે લાલચોળ નેત્રોએ જોઇ રહ્યા છે. ઓ મદાંધ !

ગરીબ ગરદન મારતાં, તને ઉપજે નહિ ત્રાસ;
પાપી પ્રપંચી ધારજે, થાય જલ્દી તુજ નાશ.
ક્રૂર કર્મ ત્હેં અદકાં કર્યાં, છતાં હજી સમજે નહિ;
જો, જો, મદાંધ ઉર વિષે, આ ધરા તો ધ્રૂજી રહી.

જાલીમસિંહઃ—" બસ ચૂપ થા. હું તારા શબ્દો હવે સહન કરી શકતો નથી. તારા શબ્દોથી મને આગ લાગી છે. ત્હેં હાથે કરી માથે મ્હોત માગી લીધું છે.

વદી વિષ વચનથી, મરણ મુખમાં જાય છે,
સમજજે બુઢ્ઢા મન મહી કે કાળ ઝટ તુજ થાય છે. "

અમરસિંહઃ—" ઓ ગુમાની ! તારાથી શું થનાર છે. આ બુઢ્ઢાનું બળ જોવું હોય તો છૂટો કરી સામે આવી જા.

કરતાં છૂટો વીરને, કટકા કોડ કરૂં તારા,
પાપી પછાડું પલકમાં, હાથ જુવે તું મારા.

જાલીમસિંહ—" મરણ પાસે આવે છે ત્યારે માણુસ નકામો લવારો કરે છે. સિપાહીઓ ! જાઓ, આને અહિંથી લઇ જાઓ અને આજથી આઠમા દિવસે તેને ભૈરવનાથના મંદિરે હાજર કરજો. ત્યાં તેનું બળિદાન આપવામાં આવશે. કાં ખરૂં ને ગુરૂ મહારાજ ? " કહી જાલીમસિંહે ભૈરવાચાર્યની સામે જોયું.

ભૈરવાચાર્યે ભ્રકુટી ઉંચે ચઢાવી બોલ્યો—" હા, હવે એમજ કરવું પડશે. આ અભીમાની રાજાનું શ્રી ભૈરવને લોહીપાવું પડશે, બસ હવે તેને લઇ જાઓ

અને મહારાજાના કહ્યા મુજબ તેને મારા મંદિરમાં ભોગ આપવાની જગ્યાએ હાજર કરજો." સિપાહીઓ અમરસિંહને લઇ ચાલ્યા ગયા, તેમના ગયા પછી ભૈરવાચાર્યે અને રાજા જાલીમસિંહે ઘણી વાર સુધી વાતો કર્યા કરી. વાતોને અંતે તેઓ ત્યાંથી ઉઠી રાજમહેલ તરફ ચાલ્યા ગયા.

## પ્રકરણ ૧૯ મું.

### એક ભેદી વૃદ્ધ પુરૂષ.

મહિસાગરના કોતરોમાંના એક ઉંડાણ ભાગના ચોગાનમાં મનહર તથા તેની સાથેનો બ્રાહ્મણ કે જેનું નામ સોમેશ્વર હતું તેઓ એક વૃક્ષ નીચે બેશી વાતો કરી રહ્યા છે. પેલી ભેદ ભરેલી રમણી તેમને આ અગમ્ય કોતરમાં લઇ આવી છે. મનહર અને બ્રાહ્મણ તે રમણીની રાહ જોઇ બેશી રહ્યા છે; કારણકે તે ભેદ ભરેલી રમણી તેમને આજે તેના ગુરૂની પાસે લઇ જનાર છે. હજી સુધી તેઓ જાણી શક્યા નથી કે આ રમણી કોણ છે. તેમને આ કોતરમાં રહ્યે આજે બે દિવસ થઇ ગયા છે. બરાબર સમય થતાં ભેદ ભરેલી રમણી તેની સાથે દસ માણસો લઇ તેમની પાસે આવી. તે દસે માણસોએ કાળા જબ્બા ઓઢી હાથમાં ખુલ્લી તલવારો પકડેલી હતી.

આજે તે રમણી કંઇક આનંદમાં હોય એમ જણાતું હતું, તેણે હસતે વદને મનહર સામે જોયું. મનહર તેની સામે દયાદ્ર નેત્રે જોઇ રહ્યો, તેના મનનો ભાવ સમજી તે રમણીએ કહ્યું:—"મનહરરાય! તમે ગભરાશો નહિ હો. હું શત્રુ નથી પણ મિત્ર છું. મારૂં સર્વ કાર્ય પરોપકાર્થેંજ છે, તેની તમને આગળ ઉપર ખબર પડશે."

"દેવબાળા! હું ક્ષત્રિય પુત્ર છું. ભય શું વસ્તુ છે ને ઓળખતો

નથી, પણ હાલમાં આવી પડેલાં સંકટોથી આ હૃદય સંતપ્ત થએલું છે. તમે કહો છો કે હું શત્રુ નથી પણ મિત્ર છું; તો અમને આવી રીતે આ અગોચર સ્થાનમાં લાવી રાખવાનું શું કારણ છે? બાળા! તમે સુંદરતાની દેવી છો; તમારૂં હૃદય દયાથી ભરપુર છે એ હું સારી રીતે સમજી ગયો છું. તમે અમને જ્યાં લઇ જશો ત્યાં આવીશું" આટલું કહી મનહર તેની સામે જોઇ રહ્યો.

"મનહરરાય! હું તમને એવા સ્થળે લઇ જનાર છું કે જ્યાં તમારૂં શ્રેય થવાનો સંભવ છે! ત્યાં જવાથીજ તમારી ઉપર છવાએલાં દુ;ખ વાદળ દૂર થશે અને તમારા શત્રુઓનો નાશ થશે. માટે હવે વિલંબ કર્યા વિના મારી સાથે ચાલો." કહી તે રમણીએ તેના માણસોને ચાલવાની ઇશારત કરી. કાળા જબ્ભા ધારીઓ આગળ ચાલવા લાગ્યા, તેમની પાછળ રમણી, મનહર અને સોમેશ્વર ચાલવા લાગ્યાં. રસ્તે ચાલતાં મનહરે સઘળી વાત તે રમણીને કહી સંભળાવી, વાત સાંભળી તે રમણીએ કહ્યું, "હું સઘળું જાણું છું. પાપીઓનો પરાજય હવે નજીકમાં છે". કહી તેણે મનહરને આશ્વાસન આપ્યું.

એવી રીતે ચાલતાં-ચાલતાં તેઓએ એક ઉંચા અને લાંબા કોતરમાં પ્રવેશ કર્યો. તે કોતરમાં તેઓ થોડેક દૂર ચાલી એક ચોગાનમાં આવ્યાં. આ ચોગાનમાં અનેક વૃક્ષો ઉગેલાં હતાં. ગાઢી ઝાડી તો એટલી બધી હતી કે ત્યાં તડકાનું તો નામજ નહોતું. સર્વત્ર શીતળતા વ્યાપેલી હતી. ખરા ઉન્હાળામાં પણ આ સ્થળે ગરમી લાગતી નહોતી. ત્યાં આગળ એક અશોક વૃક્ષ આવેલું હતું. તે વૃક્ષની નીચે સઘળાને ઉભા રહેવાનું તે રમણીએ સૂચવ્યું. મનહરે તે વૃક્ષ સામે જોઇ રમણીને કહ્યું:-" આ વૃક્ષનું નામ અશોક છે! તેથી હું ધારૂં છું કે હવે મારો શોક દૂર થશે!"

" હા, મારૂં ધારવું પણ એવુંજ છે. મનહરરાય ! તમે બહુ દુઃખી થયા હો એમ જણાય છે." કહી તે રમણીએ મુખ મલકાવ્યું.

મનહર જવાબ આપવાને બદલે તે રમણીય સુંદરીની સ્હામે જોઇ રહ્યો. તેને પોતાની સામે જોઇ રહેલો જોઇ રમણીના હૃદયમાં પણ કંઇક અવનવો આનંદ થતો હતો, તે હસ્તે વદને મનહરની સામે નિહાળી બોલીઃ—" હવે આપણે થોડીકવાર અહિંજ ઉભું રહેવું .પડશે." કહી તેણે સંજ્ઞાદર્શક અવાજ કર્યો; કે તે અવાજના પ્રતાપે એક હૃષ્ટ–પુષ્ટ માણુસ ઝાડીમાંથી દોડી આવી ત્યાં ઉભો રહ્યો. રમણીએ તેના કાનમાં કંઇક ખાનગી વાત કરી. વાત સાંભળી તે માણસ માથુ ખંજવાળતો આગળ ચાલવા લાગ્યો. તેની પાછળ સઘળું મંડળ ગમન કરવા લાગ્યું. મનહરની સાથેનો બ્રાહ્મણ તો આ બધું નિહાળી આશ્ચર્ય ચકિત થઇ ગયો. તેને વિક્રમરાજાની વાત યાદ આવી કે વિક્રમરાજા પણ આવી રીતે એક અગોચર સ્થળે સપડાઈ દેવના મુકામે જઇ ચઢયો હતો. ભોળો બ્રાહ્મણ તે રમણીને દેવી માનવા લાગ્યો, તે મુંગે મોઢે મનહરની સાથે ચાલતો હતો. આખરે સર્વ મંડળ એ ઝાડીને પસાર કરી એક મોટા મયદાનમાં આવીને ઉભું. ત્યાં આવતાંજ આગળ ચાલતા માણુસે રણુશીંગાનો અવાજ કર્યો. એ અવાજ ચારે તરફ ફેલાઇ રહ્યો. જોત જોતામાં તો ત્યાં અસંખ્ય માણસો નીકળી આવ્યા. ત્યાંનું મયદાન માણસોથી ચિકાર ભરાઇ ગયું. સઘળા માણસોએ હથીઆર ધારણ કરેલાં હતાં. સૌને મોખરે એક વૃદ્ધ પુરૂષ ઉભેલો હતો. તેના વાળ ધોળા પુણી જેવા જણાતા હતા, મુખ ગૌર હતું. વૃદ્ધાવસ્થાને આધિન થએલા એ પુરૂષના મુખ પર હજી યુવાનીનું તેજ ચળકી રહ્યું હતું. તેણે સફેત ધોતીયું પહેરેલું હતું. શરીર પર બીજું એક ધોળું વસ્ત્ર ઓઢેલું હતું. તેનું માથું ઉઘાડું

હતું. આવો તેજસ્વી વૃદ્ધ પુરૂષ સૌની આગળ ગંભીર મુખમુદ્રાથી ઉભો રહ્યો હતો. રમણીએ તેને માથુ નમાવી નમન કર્યું. નમન પ્રતિકારમાં તે પુરૂષે તેને માથે હાથ મૂકી પૂછ્યું:–"બ્હેન ! પેલું કામ પૂરૂં કરી આવી કે ?"

"હાજી, જુઓ." કહી તે રૂપસુંદરીએ મનહરની સામે આંગળી કરી. તે વૃદ્ધ પુરૂષે મનહરની સામે જોયું. તેને અપાર આનંદ થયો હોય એમ જણાવા લાગ્યું. તેણે કહ્યું:–"મનહરરાય! મનમાં ભય રાખીશ નહિ હાં કે."

મનહરને તેનો અવાજ પરીચિત લાગ્યો. તે વિચારમાં પડયો અને અંતે કંઇક યાદ આવતાં બોલી ઉઠયો:–"અરે હા ! હું આ શું જોઉં છું. અરે ! તમે તો તેજ મહા પુરૂષ છો કે જેને......"

મનહર આગળ બોલવા જાય કે તરત રમણી બોલી ઉઠી:– "મનહરરાય ! આ મહાત્માને આખું જગત ઓળખે છે. તેમની કૃપાથીજ તમે સુખી થશો. માટે હવે વિશેષ સ્પષ્ટીકરણ કર્યા વિના તે જે આજ્ઞા કરે તે બજાવવાને તત્પર થાઓ."

"હું તેમની આજ્ઞા ઉઠાવવાને સદા તૈયાર છું; પણ તે પહેલાં મારા બે પ્રશ્નના ખુલાસા કરવાને ઇચ્છું છું." મનહરે હાથ જોડી કહ્યું.

"મનહર ! તારે જે પૂછવું હોય તે બેલાશક પૂછ. હું તારા પ્રશ્નનો ખુલાસો કરવાને તૈયાર છું." વૃદ્ધ પુરૂષે જણાવ્યું.

"આપ મહા પુરૂષને આવા વિકટ સ્થળે આ બળવાન માણસોની સાથે રહેવાનું શું કારણ છે ? શું આપને કોઇએ અન્યાય આપ્યો છે કે જેથી આપને જંગલવાસ કરવો પડયો છે ?" મનહરે પૂછ્યું.

તે વૃદ્ધ પુરૂષે થોડીકવાર વિચારમાં પડી કહ્યું:–"મ્હેં જુલ્મી જાલીમસિંહને આ પૃથ્વી પરથી વિદાય કરવાની દ્રઢ પ્રતિજ્ઞા કરી છે.

તેના જુલ્મથી સમસ્ત દેશ ખળભળી રહ્યા છે. તે નરપિશાચના પાપ કર્મની સિમા નથી. મનહર! તું અને રાજકુમાર પુષ્પાયુધ એ જુલ્મીના પ્રપંચથીજ દુખમાં દટાયા છો. તે પાપીની નજર પુષ્પાવતી પર લાગેલી છે. હું..."

મનહર ઉશ્કેરાઇ વચ્ચે બોલી ઉઠયોઃ-" શું તે પાપાત્મા પુષ્પાવતીને લેવા ઇચ્છે છે? અરે શું તે સિંહની ગહન ગુફામાં હાથ ઘાલવાને ઇચ્છે છે? ખરેખર તેનો કાળજ તેને ભૂલાવે છે."

"પુત્ર શાન્ત થા અને મારી સઘળી વાત સાંભળ." કહી તે વૃદ્ધ પુરૂષે પુષ્પાવતીના હરણની, રાજા અમરસિંહના ગુમ થવાની અને નગરમાં મચી રહેલા સઘળા ઉપદ્રવની વાત અથઇતિ તેને કહી સંભળાવી. મનહરનું લોહી ઉકળી આવ્યું. તે રાતો પીળો થઇ ગયો. તેનું સમસ્ત શરીર કંપવા લાગ્યું. તે ભયંકર ગર્જના કરી બોલી ઉઠયોઃ- "ઓ નરાધમ! ખરેખર તું રાજાના રૂપમાં રાક્ષસ છે એની ખાત્રી મને પૂરેપૂરી થઇ ચૂકી છે. હા, તારાં નીચ કર્મોથી તારૂં હવે આવી બન્યું છે. ત્હેં સૂતેલા સિંહને થપ્પડ લગાવી જાગૃત કર્યો છે. તેનું પરીણામ શું આવે છે તે હવે જોઈ લેજે. આ વીર તને તારા કર્મનું ફળ બરાબર ચખાડશે. ઓ પામર! હું તને પાતાળમાં ચાંપીશ, બસ આ વીરથી હવે સાવધ રહેજે." આમ બોલતા મનહરે આકાશ સામે દ્રષ્ટિ કરી પુનઃ બોલવા માંડયુંઃ-" પરમાત્મન! હું આપને સાક્ષી રાખીને પ્રતિજ્ઞા કરૂં છું કે જ્યારે પાપી જાલીમસિંહને આ પૃથ્વીના પડ પરથી વિદાય કરીશ ત્યારેજ મારી સમશેર મ્યાન કરીશ, હું ખુલ્લી સમશેર પાસે રાખીનેજ પાપીને વિદારવા પ્રયત્ન કરીશ અને તેના લોહીથી હાથ રંગી મારી પ્રતિજ્ઞાની પૂર્ણાહુતી કરીશ." આમ બોલી તેણે વૃદ્ધ પુરૂષની સામે જોયું.

વૃદ્ધ પુરૂષે તેની પાસે જઇ તેને શાન્ત કરી નીચે બેસાડયો; સોમેશ્વર મહારાજ મનહરનું રૌદ્ર સ્વરૂપ જોઇ આશ્ચર્ય પામ્યા. તેમણે પણ પાસે આવી મનહરને શાન્ત કરવાનો પ્રયત્ન આરંભ્યો. વૃદ્ધ પુરૂષે સઘળા માણસોને નીચે બેસવાની આજ્ઞા કરી. સઘળા નીચે બેઠા અને વૃદ્ધ પુરૂષનાં વાકય સાંભળવાને આતુર થઇ રહ્યા. તે વૃદ્ધ પુરૂષે જુલ્મી જાલીમસિંહના જુલ્મનું હૃદય ભેદક વૃતાંત સઘળાને કહી સંભળાવ્યું. સઘળા માણસો પાપીના પૈશાચિક કર્મ સાંભળી ગુસ્સે થઇ ગયા અને એ પાપીને મારી નાખો, તેને કાપી નાખો વગેરેના પોકાર પાડી ભયાનક પ્રદેશ ગજાવવા લાગ્યા. આ પ્રકાર ચાલી રહ્યો હતો; એવામાં એક સાધુ સ્વાંગ ધારણ કરેલ માણસ ત્યાં આવતો જણાયો. સઘળાની નજર એ આવનારની તરફ લાગી રહી. તે માણસ ઝડપથી પગ ઉપાડતો નજદીક આવી પહોંચ્યો અને વૃદ્ધ પુરૂષના ચરણમાં પડયો. તે વૃદ્ધ પુરૂષે તેને ઉભો કરતાં પૂછ્યું:—" કેમ શું ખબર છે ?"

તે માણસ કે જેનું નામ બેચરસિંગ હતું તેણે કહ્યું:—"ગુરૂદેવ ! આપણે હવે વાર કરવાનો સમય રહ્યો નથી. પાપીએ પ્રપંચજાળ બરાબર બીછાવી છે. તેણે ચંપાનગર અને સત્યપુરને સ્મશાન ક્ષેત્ર બનાવવાનો ઠરાવ કર્યો છે. તે આ પખવાડીઆમાંજ મોટા સૈન્ય સાથે ચઢાઇ કરી કપટ યુદ્ધ કરનાર છે."

" વારૂં, બીજા કંઇ સમાચાર છે ? મહારાજાનો કંઇ પત્તો લાગ્યો ?" વૃદ્ધ પુરૂષે કહ્યું.

" હા, મહારાજા અમરસિંહ તે દુષ્ટના દગાના ભોગ થઇ કારાગ્રહમાં પૂરાયા છે; અને વળી મ્હેં એમ પણ સાંભળ્યું છે કે અઠવાડીયામાં તેમનો ભૈરવના બળીદાન રૂપે વધ થનાર છે. હું......"

મનહર અકળાઇને બોલી ઉઠયો:—" શું મહારાજા અમરસિંહનું

મૃત્યુ થનાર છે ? અરે તેમનું મ્હોત નીપજાવનાર આ ભુતળમાં કોણ છે ? ગુરૂ મહારાજ ! મને આજ ક્ષણે રજા આપો. હું અત્યારેજ મધુપુર તરફ જવાને ઇચ્છું છું. હું તે પાપી પ્રપંચીનો અત્યાચાર વધારે વખત સહન કરી શકતો નથી. તે દુષ્ટાત્માના પાપકર્મથી આ પૃથ્વી કંપી રહી છે. તેનો કાળ નજદીક આવી પહોંચ્યો છે. મહારાજ ! મને કૃપા કરી એક સમશેર આપી જલ્દીથી જવા દ્યો. " આમ બોલતો મનહર વૃદ્ધ પુરૂષની સામે જોઈ રહ્યો. તે આકળ-વિકળ થઇ ગયો. તેની આંખ્યોમાંથી અગ્નિના તનખા ઝરતા હોય એમ જણાવા લાગ્યું. તે વૃદ્ધ પુરૂષે તેની એવી દશા નિહાળી કહ્યું:–" મનહર ! તું આટલો અકળાઇ શાને જાય છે ? જે સમય જાય છે એમાંજ તે જુલ્મી રાજાના મૃત્યુની ઘડીઓ ગણાય છે. પુત્ર ! તું શાન્ત થા અને હું કહું તે સાંભળી તે પ્રમાણે વર્તવાને તૈયાર થા. " કહી તે વૃદ્ધ પુરૂષે તેને છેક નજીક બોલાવી તેના કાનમાં થોડીકવાર સુધી કંઇક વાત કહી. મનહરે માથુ હલાવી હા પાડી. તે પછી તે વૃદ્ધ પુરૂષે પેલી રમણીને પાસે બોલાવી તેના કાનમાં કંઇક સૂચના કરી. સૂચના સાંભળી તે રમ્ય રમણીએ મુખ મલકાવી મનહરના સામે જોયું. તેણે એવી તો કાતીલ નજરથી મનહરના સામે જોયું કે જેનો અનુભવ મનહરને પ્રથમજ થયો હતો. તેણે તત્કાળ નીચે નિહાળ્યું. એવામાંજ તે સ્વર્ગની સુંદરીએ મોહક સ્વરે પૂછ્યું:–" મનહરરાય ! હવે આપણે ચાલીશું કે ? "

" હા, તમારી વારેવાર છે; પરંતુ અત્રેથી જતાં પહેલાં આપણે કેટલાંક હથીઆરોની જરૂર છે. " મનહરે જણાવ્યું.

" હાં, તમે ઠીક સંભાળ્યું. " કહી તે રમણીએ ત્યાં બેઠેલા એક માણસને હથીઆર લાવવાની આજ્ઞા કરી. તે માણસે થોડી

વારમાં તલવાર-જમૈયો-પિસ્તોલ વગેરે શસ્ત્રો લઇ આવ્યો. પિસ્તોલ-જમૈયાને બન્નેએ કમ્મરમાં સ્થાન આપી ઉપર કાળા કામળા ઓઢી લીધા. તેમણે તલવારો સાથે રાખી નહિ. બન્નેએ તૈયાર થઇ ગુરૂ મહારાજ સામે જોયું. તે વૃદ્ધ પુરૂષે સજળ નયને તેમનો વિજય ઇચ્છી જવાની આજ્ઞા આપી. બન્ને જણાએ માથું નમાવી ત્યાંથી ગમન કર્યું. સોમેશ્વર મહારાજ ગુરૂની સેવા કરવાને ત્યાં રહ્યા. તેમના ગયા પછી તે વૃદ્ધ પુરૂષ પણ ઉભો થઇ સધળા સાથે એક દિશા તરફ ચાલવા લાગ્યો અને થોડી વારમાં તો ઉંચાં કોતરોમાં કંઇક અદ્રસ્ય થઇ ગયો.

## પ્રકરણ ૨૦ મું.

### જાલીમસિંહના સરદારનું કેદ પકડાવું.

સવારના દશેક વાગ્યાનો સુમાર છે. સૂર્યભગવાન ધીમે ધીમે સખ્ત થતા જાય છે. આ વખતે મહીસાગરની અગમ્ય ભેખડોમાં આવેલા એક મોટા મયદાનમાં જાલીમસિંહનો કટ્ટો શત્રુ ધર્મસિંહ તેના સેવકોની વચ્ચમાં વાતો કરતો બેઠેલો છે. કદાવર બાંધાના પહેલવાનો ખુલ્લી સમશેરો હાથમાં પકડી તેની આસપાસ ઉભા રહ્યા છે. ધર્મસિંહની જોડે સત્યપુરનો યુવરાજ પુષ્પાયુધ બેઠેલો છે. પુષ્પાયુધ જુલ્મી જાલીમસિંહના ક્રૂર કર્મો ધર્મસિંહને સંભળાવી રહ્યો છે. નરપિશાચનાં જુલ્મી કામ સંભળાવી ધર્મસિંહનો ચ્હેરો ગુસ્સાથી લાલચોળ થઇ રહ્યો છે. બાદ પુષ્પાયુધે પોતાની વાત પૂરી કરી પૂછ્યું:-"પ્રતાપી સરદાર ! હવે આપ મને જણાવો કે તે નરાધમ રાજાએ આપનું કેવા પ્રકારે અનિષ્ટ કર્યું છે."

ધર્મસિંહ થોડીકવાર શાન્ત રહી બોલ્યો:-" રાજકુમાર ! હું

શું કહું, તે નરાધમના અત્યાચારની સીમા નથી. તે આ પૃથ્વીપર જન્મેલો માનવના રૂપમાં રાક્ષસ છે, તું સારી રીતે જાણે છે કે હું એક નાના નગરનો ઠાકોર હતો. મારી ઉપજ થોડી હતી છતાં હું સંતોષથી દિવસો નિર્ગમન કરી મારી પ્રજાનું પુત્ર પેરે પાલન કરતો હતો. એ અરસ્સામાં જાલીમસિંહ મારા નાનકડા નગરમાં તેના રસાલા સાથે ખંડણી લેવા આવ્યો. તેનું મ્હેં સારી રીતે સન્માન કર્યું. તેણે ખંડણીની માગણી કરી. તે વખતે ભયંકર દુકાળ પડવાથી કંઇ પાક થએલો નહોતો. એથી મ્હેં મારી રૈયતની પાસેથી લેવાની મહેસુલ પણ માફ કરી હતી. મ્હેં તે નરાધમ રાજાને સઘળી સ્થિતિ સમજાવી. પણ તેના હૃદયમાં કંઇ વાત ઉતરી નહિ. તેણે સખ્ત શબ્દોમાં મારી પાસે માગણી કરી. મ્હેં તેના કાલાવાલા કરી જણાવ્યું કે હું આવતી સાલ આપીશ પણ તેણે માન્યું નહિ. હું મારા મહેલે ચાલ્યો ગયો. તે પિશાચે તેના સરદારોને હુકમ આપ્યો કે નગરના લોકોના ઘરમાં પેશી જે માલમીલકત નજરે પડે તે લૂંટી લ્યો. રાજાનો હુકમ મળતાંજ લાંચીયા સરદારો ભૂખ્યા વરૂની માફક નગરમાં દોડી ગયા અને લોકોના ઘરમાં પેશી જે આવે તે લુંટી રૈયતને ત્રાસ આપવા લાગ્યા. રૈયત ત્રાહ-ત્રાહ પોકારવા લાગી. મારાથી તેનો આવો જુલમ જોઇ શકાયો નહિ. તરત હું મારા બસો બખ્તરીયા સરદારો સાથે ઘોડે ચઢ્યો અને તે અધર્મીના માણુસોને વીણી—વીણીને મારવા લાગ્યો. તેના નામર્દ માણુસો નાશવા લાગ્યા. મ્હેં જાલીમસિંહને પકડી મન માનતી શરતો કરાવી લેવાનો વિચાર કર્યો. હું થોડીવારમાં જ મારા સરદારો સાથે નગરની બહાર તેના તંબુએ આવ્યો. મને જોઇ તે દુષ્ટના હોંશ ગગડી ગયા. તેની પાસે ફક્ત પચાસેક માણુસો જીવતાં રહેલાં હતાં.

તે ઉઘાડે પગે તંબુમાંથી બહાર નીકળી મારી પાસે આવ્યો અને ઘણાજ નમ્ર શબ્દોમાં મારી સાથે વાતો કરવા લાગ્યો. તેણે મારી પાસે ચઢેલી ખંડણી લેવાને ના પાડી. મારી રૈયતનું જેટલું ધન લૂંટાયું હતું તે સઘળું મને પાછું આપ્યું. મ્હેં ખંડણી નહિ લેવાની સહિ કરાવી લીધી. અમે અરસપરસ મળી–ભેટી વાતો કરવા લાગ્યા. તે દુષ્ટે મને તેની જોડે બેસાડી સારૂં માન આપ્યું. હું તે કપટીના કારસ્થાનથી ભોળવાયો. બાદ તેની સાથે ઘણીવાર વાતો કરી સાંજના સમયે છૂટા પડયા, તે નરાધમ પણ તેના રસાલા સાથે મધુપુર જવાને ઉપડી ગયો. આ વાતને થોડાક દિવસ વીતી ગયા. હું એક દિવસે મારા સરદારો સાથે સભા ભરીને બેઠો હતો. એવામાં એકાએક સમાચાર આવ્યા કે મધુપુર તરફથી મોટું લશ્કર આવે છે. હું આશ્ચર્ય પામ્યો અને દુષ્ટની દુષ્ટતાના વિચાર કરવા લાગ્યો. તેણે કરેલા કરારનો ભંગ કર્યો હતો. તેણે સહિ કરેલા કાગળને ચીંથરૂં સમજી ફાડી નાંખ્યો હતો. હું મારા સામંતો સાથે તેની ભેટ લેવાને તૈયાર થયો. તેની સાથેના યુદ્ધમાં વિજયની આશા નહોતી, મરણ નક્કી છે ધારીને હું મારા સ્નેહિજનોને ગાઢ આલિંગનથી ભેટયો. મ્હેં મારી સગર્ભા રાણીને પચીસ અંગ રક્ષકો સાથે નિર્ભય સ્થાને મોકલી દીધી. મારે જે કરવાનું હતું તે કરી હું તૈયાર થયો. હું મારા સામંતો સાથે તેની ભેટ લેવાને નગરના પાદરે ઉભો. ત્યાં જ મને તે દુષ્ટ રાજાના દૂતની સાથે મેળાપ થયો, તે દૂતે મને એક પત્રિકા આપી. પત્રિકામાં તે જુલમગારે લખ્યું હતું કે “ જો તારે તારો જીવ બચાવવો હોય તો અવળા હાથ બાંધી ઉઘાડે પગે મારી પાસે આવી મારા પગમાં પડ. ” આવું વાંચતાં જ હું ઉશ્કેરાઇ ગયો. વીરપુત્ર આવું અધમ કાર્ય કદાપિ કરશે જ નહિ. કહી મ્હેં રૌદ્ર ગર્જનાથી મારા સરદારોને શત્રુઓ પર તૂટી

પડવાની આજ્ઞા કરી. મારા રાજ્યભક્ત સરદારો કારમી કીકીયારી કરી તેના સાગર સમાન સૈન્યપર તૂટી પડયા. સાગરમાં નાનકડી નદી સમાય એ પ્રમાણે મારા સરદારો શત્રુદળમાં પ્રવેશી કાળો કેર વર્તાવવા લાગ્યા. યુધ્ધ ઘણીવાર લંબાયું. મારા સૂરા સરદારોએ શત્રુના ઘણા સૈનિકોનો કચ્ચરઘાણ કાઢી નાખ્યો; પણ આખરે તેઓ પૂર્ણ પરાક્રમ દર્શાવી સ્વર્ગે સંચર્યા. હું ચારે તરફથી શત્રુઓથી ઘેરાઇ યુદ્ધ કરવા લાગ્યો. મ્હેં મરણનોજ નિશ્ચય કરેલો હતો. એક મરણીયો સોને ભારે એ પ્રમાણે મ્હેં અનેક શત્રુઓને યમસદનમાં પહોંચતા કરી દીધા. એવામાં પાછળથી મારા ખભામાં ગોળી વાગી. હું સર્વાંગે જખમી તો થએલો જ હતો. એથી હું જમીનપર પટકાઇ પડયો. શત્રુઓ મારી નજીક દોડી આવ્યા. મારાં હથીઆર છીનાવી લઇ મને દોરડાથી બાંધવામાં આવ્યો. હું તે વખતે બે શુદ્ધિમાં હતો. મને એક તંબુમાં લઇ જઇ સૂવાર્યો. હું થોડીવારે શુદ્ધિમાં આવ્યો. તે પાપીએ નગરમાં લૂંટ ચલાવવાની કયારનીએ આજ્ઞા આપી દીધી હતી. લૂંટનો માલ લઇ તેના સૈનિકો ધીમે ધીમે એકઠા થતા હતા. મારા મનમાં અપાર કષ્ટ ઉત્પન્ન થતું હતું. હું મુંગે મોઢે સર્વ પ્રકાર જોઈ રહ્યો. એવામાંજ તેનો દુષ્ટ સેનાપતિ લૂટેલો માલ લઇ તેની સમિપ હાજર થયો. તે દુષ્ટ લુંટના માલ ઉપરાંત એક સુંદર બાળાને પકડી લાવ્યો હતો. મ્હેં તે પકડી આણેલી બાળા સામે જોયું. તે સુંદર બાળાને ઓળખતાંજ મારા હૃદયમાં ચીરો પડયો. તે મારા પ્રધાનની પુત્રી હતી. તેનું નામ તિલોત્તમા હતું. હું ફાટી આંખે તેની સ્હામે જોઇ રહ્યો. જાલીમસિંહે તે કુમારિકાને તેની પાસે આવીને બેસવાનું કહ્યું. કુમારિકા ભયથી જડ જેવી બની ત્યાં જ ઉભી રહી. આથી દુષ્ટ સેનાપતિએ તેને ધકકો મારી રાજાની પાસે હડસેલી. રાજાએ હાથ લાંબો કરી તેને પકડી લીધી. તે બાળા થરથર ધ્રુજવા લાગી.

તેની આંખ્યોમાંથી શ્રાવણ–ભાદરવો વરસવા લાગ્યો. કામાંધ જાલીમસિંહ તેને હૃદયદાન દેવાને નજીક ખેંચવા લાગ્યો. તિલોત્તમાએ કારમી ચીસ નાખી. તેની ચીસથી મારાં રૂંવાંટાં ઉભાં થયાં. હું અશક્ત હતો છતાં મારૂં લોહી ઉકળી આવ્યું. મ્હેં ભયાનક બૂમ મારી તે દુષ્ટ રાજાને દુષ્ટ કર્મ કરતો અટકાવ્યો. મારા પ્હાડી અવાજથી તેણે ચમકીને મારા સામે જોયું. એ તકનો લાભ લઇ તિલોત્તમા તેના પંજામાંથી છૂટી દૂર જઇને ઉભી રહી, આથી પુનઃ તે પાપાત્માએ તેને પકડી નજીક ખેંચી લાવવાની સેનાપતિને આજ્ઞા કરી.

છેવટે તે નિર્દોષ બાળાપર ત્યાં ઘણો જુલ્મ ગુજર્યો. મ્હેં ઘણા ધમપછાડા માર્યા. મને ત્યાંથી લઇ જઇ કારાગૃહમાં પૂરવામાં આવ્યો. ત્યાં મને સમાચાર મળ્યા કે પાપીનો ભોગ થએલી બાળાએ આત્મહત્યા કરી. મારા કોપનો પાર રહ્યો નહિ. હું અશક્ત હતો. હું ઘણા દિવસ કેદમાં પડી રહ્યો. પાપી જાલીમસિંહે મને જીવનપર્યંત કેદમાં રાખવાનો હુકમ કર્યો. હું મહાન દુઃખમાં દિવસો નિર્ગમન કરવા લાગ્યો. મને કેદખાનામાં છ માસ વિતવા આવ્યા. મારા જખમો રૂઝાઇ ગયા હતા. મ્હેં હરકોઇ ઉપાયે જેલમાંથી નાશી જવાનો નિશ્ચય કર્યો. બાદ એક રાતના હું યુક્તિપૂર્વક હાથ પગની બેડીયો તોડી નાખી બહાર નીકળ્યો. બે સિપાહીઓ પહેરાપર હતા. મ્હેં પાછળથી તેમના પર અચિંતો હુમલો કરી તેમને મારી નાંખ્યા અને તેમનાં હથીઆર લઇ હું ત્યાંથી નાસી છૂટયો. મારા નાસી જવાની જાલીમસિંહને ખબર પડી. મારી શોધમાં તેણે ઘણા સૈનિકોને દોડાવ્યા. હું ઘણા દિવસો સુધી કોતરોમાં ભરાઇ બેઠો, બાદ ધીમે ધીમે મ્હેં માણસો એકત્ર કરી બહારવટું કરવા માંડ્યું. મારી રાણીને પણ આ સ્થળે લાવીને રાખી છે. મ્હેં જાલીમસિંહનાં ઘણાં ગામ લુંટી પુશ્કળ ધન એકઠું કર્યું અને તે ધનની સ્હાયતાથી માણુસોની પણ ભરતી કરી.

આજે મારા નામથી જાલીમસિંહ ધ્રુજી ઉઠે છે. કુમાર! હું હવે ટુંકમાંજ મોટી ચઢાઇ કરી તેને બદલો આપનાર છું." આટલી વાત કહી ધર્મસિંહ શાન્ત રહ્યો. પુષ્પાયુધે પણ ચઢાઇ લઇ જવાની ઇચ્છા પ્રદર્શિત કરી. એવામાં એક સાંઢણી સ્વાર શ્વાસભેર ત્યાં આવ્યો અને નીચે ઉતરી નમન કરી કહેવા લાગ્યો કે, "મહારાજ! હું આજે એક અગત્યના સમાચાર લાવ્યો છું, તે એ કે જાલીમસિંહનો મોટો સરદાર માધવસિંહ દક્ષિણમાંથી ખંડણી ઉઘરાવી મધુપુર જાય છે. તેની પાસે પુષ્કળ માલ છે. માણસો પણ થોડા છે, જો આપણે તેનીપર હલ્લો કરીશું તો પુશ્કળ માલ મેળવીશું."

"તે અહિંથી કેટલે દૂર છે.?" પુષ્પાયુધે પૂછ્યું.

"આ કોતરની પેલી બાજુએ તે પડાવ નાખીને પડયો છે." સરદારે જણાવ્યું.

પુષ્પાયુધ જવાને તૈયાર થયો. ધર્મસિંહે સાથે આવવાની ઇચ્છા જણાવી. પુષ્પાયુધે ના પાડી તેમને ત્યાં રાખ્યા. બાદ ધર્મસિંહની આજ્ઞા લઇ પુષ્પાયુધ સો સૈનિકો સાથે રવાને થયો, તે તેના સૈનિકો સાથે કોતરની બીજી બાજુએ નીકળ્યો. ત્યાંથી માધવસિંહના માણસોનો કાફલો પડાવ નાખી પડેલો જણાયો. મધ્યાન્હકાળ થયો હતો. તાપ સખ્ત પડયો હતો. માધવસિંહના માણસો ખાઇ-પી વૃક્ષો તળે પડી બપોરા ગાળતા હતા. પુષ્પાયુધના સરદારે અચિંતા ધસી જઇ હલ્લો કરવાની સૂચના કરી; પણ વીર પુષ્પાયુધે જણાવ્યું કે આપણને એવી રીતે વર્તવું લાજીમ નથી. જે મર્દ છે તે સામી છાતીએ લઢે છે અને જે નામર્દ છે તે પાછળથી ઘા કરે છે; માટે આપણે શત્રુઓને ચેતાવીને મારવા." આમ કહી વીર પુષ્પાયુધે ખભે ભરાવેલું રણશીંગું જોરથી ફૂંક્યું. તેના સૈનિકોએ કાનને ફાડી નાખે એવી ગર્જના કરી. કોતરોમાં પડઘો ગાજી

રહ્યા. માધવસિંહના માણસો બેબાકળા બની જાગી ઉઠયા. માધવસિંહ પણ તંબુમાંથી બહાર દોડી આવ્યો. તેની નજરે સામેથી શત્રુઓ આવતા જણાયા. માધવસિંહ ગભરાઇ ગયો. તેને લુંટાઇ જવાનો ભય લાગ્યો. તેણે પોતાના માણસોને દ્રવ્યની પેટીઓનું રક્ષણ કરવાનું સૂચવ્યું. તેના માણસો નગદ સોનૈયાથી ભરેલી ચાર પેટીયોની આસપાસ ખુલ્લાં શસ્ત્રે ઉભા રહ્યા. એટલામાં તો પુષ્પાયુધ તેના માણસો સાથે ત્યાં દોડી આવ્યો અને શત્રુઓને ઘેરી માધવસિંહને ઉદ્દેશી બોલ્યો, "જો તમારે સઘળાને તમારો જીવ બચાવવો હોય તો આ ધનથી ભરેલી પેટીઓ અમારે સ્વાધીન કરી અહીંથી પસાર થઇ જાઓ. અમે નાહકનું તમારૂં લોહી રેડવાને નથી ઇચ્છતા." તેનું બોલવું સાંભળી માધવસિંહ રોષ યુકત ચહેરે બોલ્યો, "હું જાણું છું કે તમે લુંટારા છો, તમે અમને લુંટીને સુખી થશો નહીં. આ કંઈ કોઇ કાચા પોચાનો માલ નથી...."

માધવસિંહને અધવચ બોલતો અટકાવી પુનઃ પુષ્પાયુધ બોલી ઉઠયો, "અમે આ જંગલના રાજા છીએ. અમે કોઇનાથી ડરતા નથી. આ માલ મધુપુરના રાજા જાલીમસિંહનો છે એ અમે સારી રીતે જાણીએ છીએ, તે જુલ્મી રાજાએ રૈયતને રંજાડી હરામનું ધન મેળવેલું છે. તે હરામનું ધન હરામેજ જવું જોઇએ; માટે એક પણ શબ્દ બોલ્યા વીના આઘા ખસી જાઓ."

"અમે કોટી ઉપાયે અહિંથી દૂર ખસનાર નથી."

"તો અમારે તમને બળાત્કારથી દૂર કરવા વીના ચાલી શકે એમ નથી." આમ કહી પુષ્પાયુધે તેના માણસોને તૂટી પડવાની આજ્ઞા આપી. સૈનિકો વાઘની માફક છલંગો મારી કુદયા. માધવસિંહના માણસો પણ અડગ થઇને ઉભા અરસપરસ યુદ્ધ મચી રહ્યું. લગભગ

એક કલાકમાં તો પુષ્પાયુધના યોદ્ધાઓએ શત્રુઓનો સંહાર કરી નાખ્યો. માધવસિંહ પકડાઇ ગયો. તેને દોરડાથી બાંધવામાં આવ્યો. પુષ્પાયુધે સોનૈયાથી ભરેલી પેટીયો લઇ ત્યાંથી કુચ કરી. તે થોડીવારમાં સઘળા માલ સાથે ધર્મસિંહની છાવણીમાં આવ્યો. ધર્મસિંહે તેના માણુસો સાથે તેને આનંદથી વધાવી લીધો. ધર્મસિંહે એક મોટા વૃક્ષ નીચે સભા ભરી. પુષ્પાયુધે સોનૈયાથી ભરેલી પેટીયો રજુ કરી. તેને તોડી જોતાં ધર્મસિંહના આનંદનો પાર રહ્યો નહિ. તેમણે આનંદના આવેશથી પુષ્પાયુધને ખેંચી પોતાની જોડે બેસાડયો, બંધિવાન માધવસિંહ નીચું વદન કરી વચ્ચે ઉભો રહ્યો હતો. પુષ્પાયુધે ધર્મ-સિંહને તેની ઓળખાણ પાડી. પાપીનો સરદાર પણ દુષ્ટજ હોવો જોઇએ ધારીને ધર્મસિંહે કરડી નજરે તેની સામે જોયું. માધવસિંહ તેની કરડી નજર જોઇ ધ્રુજી ઉઠયો. એવામાંજ ધર્મસિંહે તેને પૂછયું. "તમારૂં નામ શું ?"

" મારૂં નામ માધવસિંહ છે."

" તમે નરાધમ જાલીમસિંહના સરદાર છો કે ? "

" હાજી. "

" તમે આ સઘળો માલ કયાંથી લાવી કયાં લઇ જતા હતા?"

" મારા મહારાજાની આજ્ઞાથી હું દક્ષિણ દેશમાં ખંડીયાં રાજયોની ખંડણી ઉઘરાવાને ગયો હતો અને ત્યાંથી આ સોનૈયા એકઠા કરી મધુપુર જતો હતો. "

" વારૂં તમે હવે કેવી સજા ખમવાને ઇચ્છો છો ? "

" હું જ્યારથી લુંટારાઓના હાથમાં કેદ પકડાયો છું, ત્યારથી જ મરવાનો નિશ્ચય કરી બેઠો છું, કારણ કે લુંટારાઓ ઘણા ક્રૂર હોય છે, તેમનામાં દયા તો મુદ્દલે હોતી જ નથી." માધવસિંહે ગમગીન ચ્હેરે કહ્યું.

" સરદાર ! જેવો તારો રાજા પિશાચવૃત્તિનો છે તેવા અમે નથી. તારો રાજા દુષ્મન પર કદાપિ દયા દર્શાવતો નથી. તેણે મને પણ દુઃખ દેવામાં બાકી રાખી નથી. હું તેને અને તારા જેવા અધમ સરદારને જેટલું દુઃખ દઇ રીબાવું તેટલું ઓછું છે." આમ કહી ધર્મસિંહે પુષ્પાયુધ સામે જોઇ પુછ્યું, "કાં કુમાર ! આ દુષ્ટને શી સજા કરીશું ? "

" મહારાજ ! હું તો તેને છોડી મૂકવાની ઇચ્છા રાખું છું. દુષ્મન પર દયા દર્શાવવી એ વીર પુરૂષોનો ધર્મ છે. આ માધવસિંહ અહિંથી જો જીવતો જશે તો જો એ ખરો મનુષ્ય હશે તો તેના રાજાને નીતિને પંથે લાવશે. "

પુષ્પાયુધનું બોલવું સાંભળી ધર્મસિંહ આશ્ચર્ય પામી બોલ્યો, " શત્રુને જીવતો જવા દેવામાં મહાન જોખમ સમાએલું છે; છતાં હું તારી ઇચ્છાને મળતો થાઉં છું. માધવસિંહ ! તું આ કુમારની દયાથી આજે જીવતો રહી જાય છે. તું ભવિષ્યમાં સદાચરણી થઇશ એમ હું ઇચ્છું છું. "

માધવસિંહ ગળગળો થઇ બે હાથ જોડી બોલી ઉઠયો, "કૃપાળુ ! આપની દયા હું જીંદગી પર્યંત ભૂલનાર નથી. હું હવે તે દુષ્ટ રાજાની નોકરી કરવાને ઇચ્છતો નથી. હું આજથી આપની સેવાનો ઉમેદવાર છું. આશ્રય આપવો યા ન આપવો એ આપની મરજીની વાત છે. " કહી માધવસિંહ ધર્મસિંહના ચરણમાં પડયો. ધર્મસિંહે તેને અભય વચન કરી ઉભો કર્યો અને થોડીક વાર દૂર બેસવાનું કહ્યું.

માધવસિંહ દૂર બેઠો. ધર્મસિંહે પુષ્પાયુધની સલાહ લઇ તેને ત્યાં રાખી ચારસો સૈનિકોનો સરદાર નીમ્યો. તે પછી માધવસિંહે રાજા

અમરસિંહને કેદ કર્યાની અને પુષ્પાવતીને પકડી લાવવાની વગેરે ઘણી બાબતો જાલીમસિંહની ત્યાં જાહેર કરી. પુષ્પાવતી અને પોતાના પિતાના સંકટના સમાચાર જાણતાં પુષ્પાયુધ આગળ વિકળ થઇ ગયો. પુનઃ માધવસિંહે જણાવ્યું કે જો આપણે વખતસર કંઇ પણ કરી શકીશું નહિ તો રાજા અમરસિંહનો અને પુષ્પાવતીનો ઘણીજ ઘાતકી રીતે અંત આવશે. જાલીમસિંહનો ગુરૂ ભૈરવાચાર્ય તેમનું ભૈરવને બળીદાન આપનાર છે. માટે મારો વિચાર તો આજને આજ સૈનિકો સાથે મધુપુર જવાનો છે. તમે મારા પ્રત્યે લગીર પણ સંશય રાખશો નહિ. હું પાપ માર્ગને ત્યાગી હવે સુપંથે ચઢયો છું. મારી આંખ્યો આગળથી અંધકારનો પડદો અલગ થઈ ગયો છે અને તેથી હવે સારી રીતે સમજી શકું છું કે આ સંસારમાં જન્મ ધારણ કરી મનુષ્યને શુભ કર્તવ્ય કરવાનાં છે." તેનાં વાક્ય સાંભળી ધર્મસિંહે કહ્યું, "માધવસિંહ! જે મનુષ્ય છે તે તો સદા કર્તવ્યનું પાલન કરે છે, પણ જે મુઢ છે તેજ સદાકાળ અધમ માર્ગે ગમન કરે છે. તે અધમ મનુષ્ય પણ જો કદાચ તેના પૂર્વના શુભ સંસ્કાર હોય છે તો સત્સંગથી સુધરી તેની કીર્તિ વધારે છે. સરદાર! અમે તમારામાં સંપૂર્ણ વિશ્વાસ મૂક્યો છે. અમને ખાત્રી છે કે તમારી મદદથીજ અમે જાલીમસિંહનો પરાજય કરી અમારૂં વૈર વાળીશું." આટલું કહી ધર્મસિંહે પુષ્પાયુધ સામે જોઇ કહ્યું, "વીરકુમાર! તું આજ રાત્રે આપણા બહાદુર સૈનિકો સાથે મધુપુર તરફ ઉપડી જા. આ માધવસિંહ તને કેમ વર્તવું તે બતાવશે, હું તારી પાછળ બીજી મદદ લઇને આવી પહોંચીશ. કુમાર! આપણો અવશ્ય વિજય છે એ સ્મરણમાં રાખજે." કહી ધર્મસિંહે ઉભા થઇ રણશીંગાનો નાદ કર્યો, જોત જોતામાં ભયંકર કોલાહલ મચી રહ્યો. ત્યાંનું કોતર સૈનિકોથી ઉભરાઇ ગયું. ધર્મસિંહે ભાષણ કરી એકત્ર થવાનું કારણ સમજાવી પુષ્પાયુધની આજ્ઞા પાલન કરવાનું સઘળા સૂચવ્યું.

સનિકોએ શીર નમાવી આજ્ઞા અંગીકાર કરી જયઘોષ કર્યો. તે પછી સઘળા જમી વરવારી રાત્રિ પડે મધુપુર તરફ જવાને તૈયાર થયા. પુષ્પાયુધ અને માધવસિંહ લોખંડી બખ્તર ધારણ કરી અશ્વો પર સ્વાર થયા, પુષ્પાયુધે કંઇક વિચાર કરી માધવસિંહને સૈન્યને મોખરે ચાલવાનું કહ્યું. માધવસિંહ અશ્વ લઇ આગળ થયો. સૈનિકોએ જય ગર્જના પોકારી કુચ શરૂ કરી. થોડીવારમાં તો મનુષ્યોથી ચીકાર ભરાઈ ગએલું કોતર જનવિહીન્ થઇ ગયું. ફક્ત ધર્મસિંહ અને થોડાક સૈનિકો ઉભા રહી જતા સૈન્યને જોઈ રહ્યા, બાદ તેઓ પણ ગુફામાં પ્રવેશી ગૂમ થઇ ગયા.



## પ્રકરણ ૨૧ મું.



### " ચમત્કાર. "

સાયંકાળનો સમય છે. પક્ષીઓ કીલકીલાટ કરી રહ્યાં છે. ઉષ્ણુતાનો નાશ થઇ સર્વત્ર શીતળતા વ્યાપેલી છે. દેવમંદિરોમાં આરતીયો ઉતરી રહી છે. અંધકાર ધીમે ધીમે અવનીપર પથરાય છે. આ વખતે મધુપુરમાં જાલીમસિંહના એક એકાન્ત મહેલના ઓરડામાં પુષ્પાયુધની પ્યારી પત્ની પુષ્પાવતી શોક સમુહમાં ડુબી ચિંતાતુર ચ્હેરે બેશી રહી છે. તેનું ચંદ્ર સમાન તેજસ્વી વદન ચિંતા અને શોકથી નિસ્તેજ અને ફિકકુ પડી ગએલું જણાય છે. તેની નજીક બે વૃદ્ધા સ્ત્રીઓ બેસી તેને અનેક પ્રકારે સમજાવી રહી છે. તેમાં પ્રથમ આવેલી પેલી કુટણી વૃદ્ધા પણ બેઠેલી છે.

પુષ્પાવતી આંખ્યો બંધ કરીને બેશી રહી છે. વૃદ્ધાઓના શબ્દો પર તેનું લગીર પણ ધ્યાન નથી. તે વૃદ્ધા સ્ત્રીયો પણ અંતે કંટાળી ચૂપ

થઇ બેઠી, કોઇના મુખમાંથી એકપણ શબ્દ નીકળતો નથી. સમય સમયનું કામ કરવા લાગ્યો. એવામાં એકાએક પુષ્પાવતીના ઓરડામાં એક ભયંકર વેશધારી વિરૂપ સંન્યાસી બાવો આવીને ઉભો રહ્યો. તેણે તેના આખા શરીરે ભષ્મ ચોળેલી હતી. કપાળમાં કેશરી રંગનું અર્ધ ચંદ્રાકાર ત્રીપુંડ કરેલું હતું. તેણે તેના એક હાથમાં જાડો ધોકો અને બીજા હાથમાં ત્રીશુળ પકડેલું હતું. તેણે બનાવટી ઝટા અને દાઢી ધારણ કરેલી હોય એમ જણાતું હતું. પુષ્પાવતી અચાનક પોતાની સામે સન્યાસીને ઉભેલો જોઇ સાવધ થઇ. તેણે બે હાથ જોડીને નમન કર્યું. સાધુએ હાથ લાંબો કરી આશિષ વચન કહ્યું. પુષ્પાવતીએ સંન્યાસી મહારાજને બેસવાનું આસન આપી કરૂણસ્વરે પૂછ્યું, "પ્રભુ ! આપનું આગમન મને અત્યારે આશ્ચર્ય ઉત્પન્ન કરે છે. કૃપા કરીને જણાવો કે આપનું આવવું શા કારણથી થયું છે ?"

"પુત્રી ! હું ફરતો-ફરતો અહિં આવી ચઢયો છું; ખાસ કાર્યને અર્થે આવેલો નથી." સન્યાસી મહારાજે જણાવ્યું.

"આપનું આવવું કઇ તરફથી થયું છે ?" પુષ્પાએ પૂછ્યું.

"હું હિમાલય તરફથી ફરતો-ફરતો આ નગરમાં આવી ચઢયો છું." સંન્યાસી મહારાજે ગંભીર મુખે કહ્યું.

"પ્રભો ! આ બાળકી ઉપર આપે ઘણીજ કૃપા કરી દર્શનનો લાભ આપ્યો. આપની કંઇ આજ્ઞા હોય તો જણાવો ?"

"બેટા ! શું કહું ? તારી સામે જોતાં મને કરૂણા ઉત્પન્ન થાય છે, તું કંઇક દુઃખમાં હોય એમ જણાય છે."

"હાલ હું ઘણા સંકટમાં છું. મારી ઉપર દુઃખનાં ઝાડ ઉગ્યાં છે." આટલું કહેતાં પુષ્પાવતી રડી પડી. સંન્યાસીએ આશ્વાસન આપતાં કહ્યું." સદાકાળ દુઃખ કોઇને રહેતું નથી. સુખની પાછળ

દુઃખ અને દુઃખની પાછળ સુખ ચાલ્યું આવે છે. બેટા! ધીરજ ધરી જણાવ કે તને આ સુશોભિત મહેલમાં કેવા પ્રકારનું કષ્ટ છે?"

"મહારાજ! શું કહું? મારા કષ્ટની અવધી નથી. હું સત્યપુર નગરના રાજા અમરસિંહના પુત્ર પુષ્પાયુધની સહ ધર્મચારિણી છું. મારા પિતા ચંપાનગરના મહારાજા છે. તેમનું નામ પુષ્કરરાજ છે. મારૂં નામ પુષ્પાવતી છે. મને આ નગરનો રાજા જાલીમસિંહ હરણ કરી લાવી અહિં પૂરી મૂકી છે. તે મારી સાથે પુનર્લગ્ન કરવાને ઇચ્છે છે. હું ધર્મને શ્રેષ્ટ સમજું છું. તે પાપીને જોતાં જ ધિક્કારૂં છું, આથી તે દુષ્ટાત્મા મને અત્યંત સંતાપી રહ્યો છે. વળી મ્હેં એમ પણ સાંભળ્યું છે કે તેણે મારા પૂજ્ય શ્વસુરને અને મારા પ્રાણનાથને ભયંકર સંકટમાં સપડાવ્યા છે. પ્રભુ જાણે કે તેમનું શું થયું હશે? તેમના વિચારોથી આ પ્રાણ ગભરાય છે. મને કંઇપણ ચેન પડતું નથી. હું નિરાધાર છું." કહી પુષ્પા પુનઃ શ્રાવણ ભાદરવો વરસાવવા લાગી.

સંન્યાસી તેની સામે જોઇ બોલ્યો, "બેટા! ઇશ્વરની કળા અગમ્ય છે. તે જે કરે છે તે સારૂં જ કરે છે એમ સમજીને તારે મન વાળ્યા વિના છૂટકો નથી." કહી તે સંન્યાસી મહારાજે આંખ્યો બંધ કરી ધ્યાન ધર્યું. પુષ્પાવતી તેનો આડંબર જોઇ રહી. થોડીવારે સંન્યાસીએ નેત્રો ઉઘાડી ઘણા જ દીલગીરી ભર્યા શબ્દે કહેવા માંડ્યું, "પુષ્પા! ઘણો જ ગજબ થઇ ગયો છે, મારા ધ્યાનમાં જોવા પ્રમાણે તારા પિતા–શ્વસુર–પતિ ઇત્યાદી સઘળાનો નાશ થઇ ગયો છે. આ વખતે તેમાંથી કોઇપણ જીવતું નથી. બેટા! તું ખરેખર ઘણી જ દુખીઆરી છે. તારે હવે સંકટમાં સંતોષ માન્યા સિવાય રસ્તો નથી. તું આ સ્થળેથી જીવન પર્યંત મૂક્ત થઇ શકનાર નથી. જાલીમસિંહ મહા હઠીલો રાજા છે, તે તેનું ધાર્યું સિદ્ધ કર્યા વિના રહે એવો નથી. તારૂં

ભાગ્ય ભયંકર છે, તારા નશીબમાં સુખનો લગીર પણ લેખ લખાએલો નથી. માટે મારી તો તને એવી સલાહ છે કે તારે જાલીમસિંહની આજ્ઞાનુસાર વર્તવું.” આટલું કહી તે સંન્યાસી ચૂપ રહ્યો. પુષ્પાવતીને માથે જાણે પ્હાડ તૂટી પડયો હોય એમ થયું. તે આકળ-વિકળ થઇ નિઃશ્વાસ નાખી બે શુદ્ધ થઇ પડી. તેની પાસે બેઠેલી બુઢ્ઢીઓ ગભરાટથી દોડાદોડી કરવા લાગી. એક જણી અંદરથી ગુલાબજળ લઇ આવી છાંટવા લાગી. બીજી તેને પંખો નાખવા લાગી. સંન્યાસી શાન્ત મુખે બેશી રહી પુષ્પાના મુખ સામે જોઇ રહ્યો. વખત વિતતાં પુષ્પા ધીમે ધીમે સાવધ થઇ. તેણે બેઠી થઇ વ્યાકુળ હૃદયે બોલવા માંડયું, “હા! પ્રભુ! એક પવિત્ર સંન્યાસીના મુખમાંથી મ્હેં કેવાં અધમ વચનો શ્રવણ કર્યા? હા! જે મહાત્મા કહેવાય છે તેજ આવી રીતે અધમ ઉપદેશ આપે છે. હા! સમય તારી કળા નીરાળી જ છે.

હે ભાગ્યદેવી! જ્યારે મારી આવી દશા કરવીતી ત્યારે શા માટે જન્મ આપ્યો? મને જન્મતાંજ મારી નાખી હોત તો ઘણું સારૂં થાત. એક નિરાધાર અબળાને દુઃખના દાવાનળમાં સળગાવતાં તને દયા નથી આવતી? હાય! હવે આ પ્રાણ ધારણ કરવાનું શું પ્રયોજન છે? જ્યારે મારૂં જીવન સર્વસ્વ મારા પતિ પરલોક પધારી ગયા છે ત્યારે મારૂં આ અભાગી જીવન શું કામનું? હે ભગવન! આ સંસારમાં જન્મ આપી મહાન સંકટોમાં સપડાવી મારી નાખવામાં આપનો શો ગુપ્ત ઉદ્દેશ સમાએલો છે? હાય! તમને મારી લગીર પણ દયા નથી આવતી? હાય! મારૂં સર્વસ્વ નાશ થઇ ગયું છે. હવે જીવવું ઝેર જેવું લાગે છે. પ્રભુ! સમસ્ત સંસાર આપને કૃપાનિધાનના નામથી સંબોધે છે; પરંતુ મારાપર તો તમારી કૃપાનો સર્વથી અભાવ જ જોવામાં આવે છે.” આવી રીતનું કરૂણ કલ્પાંત કરતી પુષ્પાવતીએ સજળ

નયને ઉંચે દ્રષ્ટિ કરી. એવામાં તેના સામે બેઠેલા સન્યાસી મહારાજ ધીમે અવાજે કહેવા લાગ્યા, "બેટી! તું શા માટે શોક કરી દુઃખી થાય છે? જો સાંભળ. માણસો સર્વદા પાપકર્મ કરે છે, તેમને જ્યાં સુધી પાપનાં ફળ મળતાં નથી ત્યાં સુધી અધિકાધીક પાપકર્મ કરે જાય છે; અને કૃપાળુ કિરતારને પણ ભૂલી જાય છે. પરમાત્મા તેમના હિસાબમાં તે વખતે નથી રહેતો; પરંતુ જ્યારે ભગવાનનો ભયાનક ક્રોધ તેઓનીપર ઉતરી પાપનાં ફળ મળે છે ત્યારે તે પાપકર્મોમાં તદ્રુપ બનેલાઓ પોક મૂકીને ચોધાર અશ્રુએ રડે છે. તેમને જે દુઃખ પડે છે તે તેમનાં પાપકર્મના ફળના પરીણામે જ. ત્યારે તે દુષ્ટો કહે છે કે પરમેશ્વરે જ અમને દુઃખ દીધું છે; એવી રીતે કહી તેઓ પરમકૃપાળુ પરમાત્માને મિથ્યા દોષ દે છે. પણ સમજતા નથી કે દુઃખ એ આપણા પોતાનાંજ કરેલાં કર્મનુ ફળ છે. જો તેઓ નાચ કર્મ ના કરે તો તેઓને શા માટે દુઃખી થવુ પડે? બેટા! તું પણ ધીરજધર! તારા પૂર્વના કોઇ કુસંસ્કારે કરીને જ તને આ જન્મમાં દુઃખ પડે છે. માટે ઇશ્વરપર આસ્થા રાખી મારૂં કહેવું કબુલ કર. મારાથી તારૂં દુઃખ દેખી શકાતું નથી." આટલું કહી તે સાધુરામ પોતાના ઉપદેશની શી અસર થઇ તે જોવાના ઇરાદે પુષ્પાવતીના સામે ઝીણી નજરે જોઇ રહ્યો. પુષ્પાવતીને તેના શબ્દો અસહ્ય થઇ પડયા. તેણે રૂંધાતા કંઠે બોલવા માંડયું, "મહારાજ! તમારા શબ્દોમાં અધમતા રહેલી છે, સ્ત્રી જન્મની સાર્થકતા તો એકજ પતિના પૂજનમાં સમાએલી છે. સતી સન્નારી પોતાના પતીમાં જ ગતી સમજે છે. શીયળનો સંહાર કરનારી નારી રાક્ષસી છે. હું આ પળેજ આ કટારથી આત્મત્યાગ કરી સ્વર્ગ સદનમાં મારા પ્રિય પતિના પાસે જાઉંછું." કહી પુષ્પાએ સાડીમાંથી કટાર કાઢી. સંન્સાસી મહારાજ કટાર જોઇ ભયભીત બની બોલી ઉઠયા, "અરે! શું તું આત્મ-

હત્યા કરીશ ? સાંભળ, આત્મહત્યા કરનારના સાતે ભવ એળેજ જાય છે, તેને નર્કમાં પડવું પડે છે."

"મારા ધર્મનો નાશ થતો અટકાવવાને ભલે, એવા ચૌદ જન્મ જાય તેની મને દરકાર નથી. મહારાજ! તમારા શબ્દો ફક્ત મને સમજાવવાને અર્થેજ છે. તમે કોઈ કપટરૂપ છો. ધર્મ સાચવતાં નર્કમાં કદી જવું પડતું જ નથી." કહી પુષ્પાએ કટારવાળો હાથ ઉંચો કર્યો; કે તરત સંન્યાસીએ દોડી જઇ તેનો હાથ પકડ્યો. પુષ્પા ગભરાઇ ગઇ. સન્યાસી સ્વરૂપ બદલી બોલ્યો, "પુષ્પા! સમજ, હું તને સમજાવવાનેજ આવ્યો છું. શું તું મારૂં વચન નહિ માને ? જેનું વચન રાજા જાલીમસિંહ પણ ઉથાપી શકતો નથી એવા આ ભૈરવના સાચા ભક્ત ભૈરવાચાર્યનું તું વચન માનતી નથી ? સમજ, અને આત્મહત્યાના વિચાર માંડી વાળી જાલીમસિંહ સાથે જોડાઇ સુખી થા."

ભૈરવાચાર્યને ઓળખી પુષ્પાના ગુસ્સાનો પાર રહ્યો નહિ, ભૈરવાચાર્ય કેવો માણસ છે તે એ સારી રીતે જાણતી હતી. તેણે કોપયુક્ત વદને કહેવા માંડ્યું, "ઓ પાખંડી ભૈરવાચાર્ય! તારાં સઘળાં કારસ્થાન હું જાણું છું. તેં ધર્મને નામે ધતીંગ ચલાવી અનેક પાપકર્મ કર્યાં છે, તે પાપકર્મનો જવાબ આપવો તને ભારે થઇ પડશે. તારા જેવા ગુરૂની સલાહથી જ જાલીમસિંહ પાપી થાય એમાં શું નવાઇ! ઓ અધર્મી! પરાઇ અબળાના હરણથી મહાન ભૂપતીઓની દશા થઇ તેનાં દ્રષ્ટાંતતો વિચારી જો, ઓ પ્રેત!

નરાધમ નીચ ગોઝારા, જરા દિલ જોતું વિચારી,
બળવાન દુર્યોધન તણી, દશા માઠી થઇ શાથી ?
સીતા હરી રાવણે, કહે શો સાર કાઢ્યો છે!
ગુમાવી આબરૂ લક્ષ્મી, જગે પાપી ગણાયો છે.

પરનારીની ધાંખનાથી, શશી પણ દુઃખીયો થયો,
એ દાખલા દિલ જો વિચારી, વ્યભીચારનો ક્ષય લાગીયો.

તારી અને તારા રાજાની પણ અંતે દુર્દશા થવાની એ નક્કી યાદ રાખજે. ખોટાનું પરીણામ ખોટું જ આવે છે. ભૈરવાચાર્ય ! જો તું ખરો પવિત્ર હોય તો અત્રેથી એકદમ ચાલ્યો જા અને મને આત્મ-હત્યા કરી મરવા દે.”

ભૈરવાચાર્ય ભયંકર અવાજે બોલી ઉઠયો, “ હું તને કોટી કાળે મરવા દેનાર નથી. તારા દાખલા દ્રષ્ટાંત આ મગજમાં ઉતરી શકે એમ નથી. હું સઘળાં શાસ્ત્રો ભણેલો છું. સુંદરી ! વ્યભીચારમાં જેટલું સુખ છે તેટલું અન્યમાં નથી. જો સાંભળ !

પોથાં થોથાં શાસ્ત્રનાં, હું કાંઇપણ ગણતો નથી,
લખી નાખ્યું હાથથી, કોણ જોઇ આવ્યું ત્યાં જઇ,
વ્યભીચાર નથી પણ વિજય છે, તું સમજ મનમાં સુંદરી;
સીતા હરી રાવણ મૂઓ, પણ વિજય કીર્તિ છે ઘણી.

માટે મારૂં કહેવું માની જા. ચંચળ સ્ત્રીને વધુ કહેવું તે સારૂં નહિ. મારૂં માનવાથી તું સ્વર્ગ સુખની અધીકારી થઇશ.”

“તે પહેલાં જ આ કટારથી આત્મવિસર્જન કરી હું મારા પ્રિય-પતિને જઇ મળીશ. પાપી ! દૂર થા.” પુષ્પાએ ભયંકર શબ્દે બૂમ મારી ભૈરવાચાર્યને ધક્કો માર્યો. ભૈરવાચાર્ય દૂર ખસ્યો. પુષ્પાએ કટાર ઉંચી કરી, પુનઃ ભૈરવાચાર્ય તેને પકડવા દોડયો, તે તેને સ્પર્શ કરે એ પહેલાં તો નીચેના ભાગમાંથી એક વિરૂપ વ્યક્તિ અંદર દોડી આવી ભૈરવાચાર્યનો હાથ પકડી વચ્ચોવચ્ચ ઉભી રહી, તેનું આખું શરીર કાળાવસ્ત્રથી ઢંકાએલું હતું. પુષ્પાવતીને સમજાવવા આવેલી બુઢ્ઢીયો તેને જોતાં જ ભયભીત થઇ પલાયન કરી ગઇ. ભૈરવાચાર્ય નરમ ઘેંસ જેવો બની થરથરવા

લાગ્યો. તે વ્યક્તિએ કંઇ પણ બોલ્યા ચાલ્યા વિના તેને પોતાના પ્રચંડ હાથમાં ઉપાડી અંદરના એક ઓરડામાં ફેંક્યો. ભૈરવાચાર્યનું માથું ફુટી ગયું, તે બેશુદ્ધ બની ત્યાં પડયો રહ્યો. પુનઃ તે વ્યક્તિ પુષ્પાવતીની પાસે આવી. એવામાં નીચેથી ગએલી બુઢ્ઢીઓના કહેવાથી અસંખ્ય સિપાહીઓ દાદર ચઢતા સંભળાયા. તરત તે વ્યક્તિએ જવાની તૈયારી કરતાં કહ્યું, "પુત્રી ! પાપીના પરાજયની ગોઠવણ હવે લગભગ પુરી થવા આવી છે. અત્યારે વિશેષ કહેવાનો સમય નથી. તારે હવે થોડાક દિવસ જ દુઃખ ભોગવવાનું છે. તારો પતી–પિતા–શ્વસુર વગેરે જીવતા છે. બસ હાલતો એજ. જો સિપાહીઓ આવે છે. હું જાઉં છું." કહી તે વ્યક્તિ વિદ્યુત વેગે ત્યાંથી નીકળી જરૂખાની પાછળ આવેલી એક સીડીપર થઇને નીચે ઉતરી પસાર થઇ ગઇ. પુષ્પાવતી દિઙ્‌મુઢ બની ત્યાં બેશી રહી. થોડીવારમાં તો તેનો ઓરડો સિપાહીઓથી ભરાઇ ગયો. તેમણે ઘણી તપાસ કરી પણ કંઇ માલમ પડયું નહિ. છેવટે બેશુદ્ધ ભૈરવાચાર્યને ઉપાડી સિપાહીઓ ચાલતા થયા. પુષ્પાવતી વિચારમાં ગરકાવ થઇ બેસી રહી.

---

## પ્રકરણ ૨૨ મું.

---

### "કેદખાનામાંથી છૂટકો."

આજે ભૈરવાચાર્ય સાવધ થઇ ભૈરવના મંદિરમાં બેઠો હતો. તેની આસપાસ તેના સેવકો બેઠા હતા. ભૈરવાચાર્યના ક્રોધનો પાર નહોતો. તેની આંખ્યો અંગારાની માફક ચળકતી હતી. એવામાં રાજા જાલીમસિંહે તેના ચાર સરદારો સાથે ત્યાં પ્રવેશ કર્યો અને ગુરૂને વંદન કરી તેની

નજીકમાં બેઠો. ભૈરવાચાર્યે પુષ્પાવતીના ઓરડામાં બનેલા બનાવની તમામ હકીકત તેને જણાવી. ભયંકર વ્યક્તિનું આવવું સાંભળી જાલીમસિંહ પણ ભયભીત થયો. તેણે પુષ્પાવતીની પાસે જવાની તેજ ક્ષણે પ્રતિજ્ઞા કરી. બાદ થોડીવાર શાન્ત રહી જાલીમસિંહે કહ્યું, "મહારાજ ! મને લાગે છે કે તે ભયંકર વ્યક્તિ આપણા દુષ્મનો તરફનીજ હશે. વળી તમે સારી રીતે જાણો છો કે જે હરીશ્ચંદ્ર ગુરૂને આપણે મારાઓને સોંપ્યો હતો તો મારાઓનો નાશ કરી પસાર થઇ ગયો છે. તે હરીશ્ચંદ્ર મંત્ર તંત્ર વિદ્યામાં ઘણો નિપુણ છે. તેણેજ એ વ્યક્તિને પુષ્પાવતીની રક્ષા કરવાને મોકલી હશે. માટે હવે આપણે પુષ્પાવતીને ભયથી નહિ પણ યુક્તિથી સમજાવવાની જરૂર છે."

ભૈરવાચાર્ય બોલી ઉઠયો, "હા, હું પણ તારા વિચારને મળતો થાઉં છું; પુષ્પાવતીને વધારે સતાવવાનું ફળ વિપરીત છે એ ખાસ લક્ષમાં રાખજે. તે ઉત્પન્ન થએલો વીરપુરૂપ શ્રીશંકરનો ગણ હતો એવું મને સમાધીમાં જણાયું હતું. માટે હવે જેમ બને એમ તું લશ્કર લઇ સત્યપુરનગર પર ચઢી જા અને પુષ્કરરાજને કેદ કરી પુષ્પાવતીની માગણી કર. મને લાગે છે કે તે રાજા ઘણો સમજુ છે, તે હારશે તો જરૂર તેની કન્યાને ખુશીથી તારી સાથે પરણાવશે."

ભૈરવાચાર્યનું કહેવું સાંભળી જાલીમસિંહ બોલ્યો, "મહારાજ ! મ્હેં આપણું સઘળું સૈન્ય તૈયાર કર્યું છે; પણ મને આશા નથી કે પુષ્કરરાજના પર વિજય મેળવી શકું. જેને હરીશ્ચંદ્ર જેવા સમર્થ ગુરૂની સ્હાય છે, તે રાજાને કેવી રીતે જીતી શકાય ?"

ભૈરવાચાર્યે લાલ નેત્રો વડે રાજાના સામે જોઇ કહ્યું, "ખરેખર તારામાં અક્કલ હોય એમ જણાતું નથી. શું તારો ગુરૂ હું, તે હરીશ્ચંદ્રથી કમ છું. જા, આજે ને આજે તું કુચ કર. હું તારી મદદમાં

ભૈરવના દૂતોને મોકલીશ. તેઓ તારૂં અને તારા સૈનિકોનું અદ્રશ્ય રહી રક્ષણ કરશે." આમ કહી ભૈરવાચાર્યે સમાધી ચઢાવવાનો ઢોંગ કરી કહ્યું, "જા, અત્યારમાં મહુરત પણ સારૂં છે. તારો નક્કી વિજય થશે."

જાલીમસિંહ પ્રણામ કરી ત્યાંથી ચાલતો થયો. તેણે તે દિવસે સાંજના સમયે તેના સૈન્ય સાથે કુચ કરી. ભૈરવાચાર્ય તેને કેટલેક દૂર સૂધી વળાવી પાછો આવ્યો, તે જે રસ્તે રાજાને વળાવી પાછો આવતો હતો, તે વખતે ભૈરવનાથના મંદિરમાંથી બે ગુપ્ત વેશધારી માણસો બહાર નીકળ્યાં. તેઓ મંદિરની અંદર જઇ કંઇક તપાસ કરી આવ્યાં હતાં. તેઓ ભૈરવાચાર્યને આવતો જોઇ મંદિરની પાછળ છૂપાઈ ઉભાં. ભૈરવાચાર્ય મંદિરમાં પ્રવેશ્યો. મંદિરની વચ્ચોવચ્ચ એક કાગળની ચિઠ્ઠી પડેલી હતી. તે ચિઠ્ઠી મંદિરની પાછળ છૂપાઇ રહેનારાંઓએ ત્યાં મૂકી હતી. ભૈરવાચાર્યે ધ્રુજતા હાથે ચિઠ્ઠી ઉપાડી ઉકેલી; પણ તે નીરક્ષર હોવાથી વાંચી શક્યો નહિ. તેણે તેના શિષ્ય પ્રાણશંકરને બોલાવી ચિઠ્ઠી વાંચવાને કહ્યું. પ્રાણશંકર ચિઠ્ઠી વાંચવા લાગ્યો, તેમાં આ પ્રમાણે લખેલું હતું.

વ્યસનાધિન ભૈરવાચાર્ય!

આ પત્રથી તને જણાવવાનું યાને ચેતાવવાનું કે ત્હેં આજ પર્યંત ઘણાંજ નીચકર્મ કરેલાં છે. તું અજ્ઞાન છે, છતાં મહાન્ પંડીતનો ડોળ કરી નિરપરાધી જનોને ઠગે છે. ત્હેં ન્યાય-અન્યાયનો જરીક પણ વિચાર કર્યો નથી. ત્હેં ધર્મને નામે તારૂં પેટ પોષવાને ધતીંગ ચલાવ્યું છે. તું ભૈરવને નામે નિર્દોષ જનોને અગ્નિ કુંડમાં હોમે છે; આવા-આવા તારા અનેક અપરાધ છે, માટે જો તારે જીવવું હોય અને આ દુનિયામાં મનુષ્ય જન્મની સફળતા કરવી હોય તો

આ પત્ર વાંચી તું તરત ભૈરવના મંદિરનો ત્યાગ કરી મધુપુરના મધુવનમાં આવેલા અશોક વૃક્ષ નીચે અમને આવી મળજે. અમે તારા સઘળા અપરાધ ક્ષમા કરી તને સુમાર્ગે ચઢાવી તને સુખી કરીશું. અમે તારી મધ્યરાત સુધી ત્યાં રાહ જોઇશું, તે અરસસામાં જો તું નહિ આવે તો અમે સમજીશું કે ત્હેં અમારૂં કહેવું ના કબુલ કર્યું છે, પછી અમારે જેવાં પગલાં લેવાં હશે તેવાં લઇશું.

લી.

તારા પ્રતિસ્પર્ધિયો.

પત્ર વાંચી પ્રાણશંકરે ગુરૂના સામે જોયું. ભૈરવાચાર્યની વિચિત્ર અવસ્થા થઈ રહી હતી. તેના મુખપર અવનવા ભાવની છાયાઓ દેખાતી હતી, એવામાં પ્રાણશંકરે પૂછ્યું.

"કાં ગુરૂદેવ! હવે શું નિર્ધાર્યું? આ લખનારની પાસે જવું છે કે અહિં રહી તેમના અપરાધી થવું છે?"

ભૈરવાચાર્યે વિચારનો ત્યાગ કરી બોલ્યો, "આમાં કંઇ તરકટ જેવું છે. બચ્ચા પ્રાણીયા! હવેથી સાવધ રહેજે, આપણા શત્રુઓ વધી ગયા છે. તેઓ આપણને ડરાવવા માગે છે; પણ આ ભૈરવાચાર્ય તેઓનાથી ડરી જાય એવો કાચો–પોચો નથી. હું આજેજ ભૈરવને બળીદાન આપી પ્રસન્ન કરૂં છું અને તેમની સ્હાયથી તે દુષ્મનોને મારો ચમત્કાર બતાવું છું. શત્રુઓને પણ ખબર પડશે કે ભૈરવાચાર્ય કેવો બળવાન છે. ચાલ બચ્ચા, આપણે અંદર જઇ એકાદ ચીલમનો સપાટો લગાવી ભૈરવદાદાના પૂજનની તૈયારી કરીએ." કહી ભૈરવાચાર્ય અને પ્રાણશંકર અંદર ચાલ્યા ગયા. તેમના ગયા પછી મંદિરની પાછળ છૂપાઇ રહેલાં માણસોએ હાષ્ય કરી ત્યાંથી ગમન કર્યું. તેઓ ત્યાંથી ચાલતા–ચાલતા એક નાના કિલ્લા આગળ આવીને

અટકયા. આ વખતે રાત્રિ પડી હતી. અંધકાર સઘળે પથરાયો હતો. કિલ્લાના દરવાજા આગળ બે પ્રહરીગો બેઠા—બેઠા ચલમ ફુંકતા હતા. કિલ્લા આગળ આવેલા બન્ને ભેદી માણસો નીડરતાથી ધીમે પગલે તે પ્રહરીયોની પાસે આવીને બેઠા. પહેરેગીરો ચમકીને તેમના સામે જોઇ રહ્યા. તેમને ચમકેલા જોઇ તે માણુસોમાંથી એકે કહ્યું, " ભાઇઓ ! તમે શામાટે ચમકો છો ? અમે તો મુસાફરો છીએ. આ રસ્તે થઇને જતા હતા એવામાં તમને ચલમ પીતા જોઇ તમારી પાસે આવ્યા છીએ. લ્યો ચલમમાં બીજી તમાકુ ભરો." કહી તેણે પાસે રાખેલી તમાકુ કાઢી સિપાહીના હાથમાં મૂકી. સિપાહીભાઇ તમાકુ હાથમાં લઇ બોલ્યા, " ભાઇ ! તમારા એકાએક આવવાથી જ અમે ચમકયા હતા; કારણકે આ સ્થળે કોઇને પણ આવવા દેવાની અમારા મહારાજા જાલીમસિંહની સખ્ત મનાઇ છે. આ કિલ્લામાં તેમના કટ્ટા શત્રુ સત્યપુરના રાજા અમરસિંહને પૂરેલો છે."

" જ્યારે તમારા રાજાની એવી સખ્ત આજ્ઞા છે ત્યારે લ્યો અમે હવે અહિંથી ચાલ્યા જઇએ છીએ. અમે તમને અપરાધી બનાવવા ઇચ્છિતા નથી." કહી તે બન્ને માણુસો ઉભા થયા; કે તુરત એક સિપાહી બોલી ઉઠયો, " ભાઇઓ ! તમે બે ફીકર રહો. અમારો રાજા હાલ અત્રે નથી. તે આજ સાંજનો સૈન્ય સાથે સત્યપુર તરફ ઉપડી ગયો છે. અમને તેમના તરફનો લગીર પણ ભય રહ્યો નથી. તમે સુખેથી અહિં બેશી ચલમ પી તમારો થાક ઉતારો." તેનું કહેવું સાંભળી તે બન્ને નીચે બેઠા. સિપાહી બીજા સિપાહીને ચલમમાં તમાકુ ગોઠવવાનું કહી કિલ્લાની અંદરના ભાગમાં દેવતા લેવા ગયો અને થોડીવારે દેવતા લઇ પાછો આવી બેઠો. પેલા બન્ને ભેદી માણુસો યુક્તિ પૂર્વક ખસી તે બેઉ સિપાહીઓની પાછળ બેશી

ગયા. સિપાહીઓ ચલમ ફુંકવામાં ધ્યાન રાખવા લાગ્યા. એ તકનો લાભ લઇ તેમની પાછળ બેઠેલા માણસોએ ભરેલી પિસ્તોલો હાથમાં પકડી તેમની તરફ ધરી રાખી, ચલમના સપાટા લગાવતા સિપાહીભાઇઓને એ બાબતની ખબર પડી નહિ. પછી થોડીવારે એક સિપાહીએ પાછળ બેઠેલા માણસને ચલમ આપવા હાથ લાંબો કર્યો; પણ પાછળ બેઠેલાએ ચલમનો સ્વીકાર કર્યો નહિ. આથી તે બન્ને સિપાહીઓએ તેમના સામે જોયું. પણ અરે આ શું? સિપાહીના હાથમાંથી ચલમ નીચે પડી ગઇ, બન્ને સિપાહીઓ ભયભીત થઇ પીંપળાના પાંદડાંની માફક ધ્રુજવા લાગ્યા. એનું કારણ તેમની પીઠની લગોલગ આવેલી પિસ્તોલોનો ચમત્કાર હતો. સિપાહીઓ એક શબ્દનો ઉચ્ચાર કર્યા વિના જડ જેવા થઇ જોઇ રહ્યા. તેમની સ્થિતિ કલ્પી તે ભેદી માણસોમાંથી એક જણે કહ્યું, "તમે ભય પામશો નહિ, અમે તમને મારી નાખવાને ખુશી નથી; પરંતુ જો તમે અમારૂં કહેવું ના કબુલ કરશો તો અમારે ન છૂટકે તમારો જીવ લેવો પડશે. બોલો શું જવાબ આપો છો?"

સિપાહીઓના હોંશ-કોશ ઉડી ગયા. તેમાંના એકે ટૂટતા અવાજે કહ્યું, "અમે તમારી આજ્ઞા ઉઠાવવાને તૈયાર છીએ."

"તો હું ઘણો ખુશી થઇશ. હું તમને જુલ્મી જાલીમસિંહની નોકરીમાંથી મૂક્ત કરી નેકીને રસ્તે ચઢાવી સુખી કરીશ. મારો વિચાર આ કિલ્લામાં પૂરેલા રાજા અમરસિંહને છોડાવવાનો છે, તેમને લઇ તમે પણ અમારી સાથે ચાલો અને એક પૂન્યવાન નૃપતિની સેવા કરી તમારી જીંદગી સફળ કરો. બોલો, મારી આ વાત તમને કબુલ છે કે નહિ?"

કબુલ હોય કે નહોય પણ સિપાહીઓને પિસ્તોલો જોઇ તેનું કહેવું

કબુલ કર્યા વિના ચાલ્યું નહિ. તે બન્ને સિપાહીઓ નમ્ર સાદે બોલ્યા, "અમે આપની આજ્ઞાને આધીન છીએ. અમે પણ આ દુષ્ટ રાજાની નોકરીથી કંટાળી ગયા છીએ. આપ અમને સુખી કરવાનું કહો છો તો અમે આ પળેજ રાજા અમરસિંહની સાથે તમારી જોડે આવવાને તૈયાર છીએ."

"ત્યારે ચાલો ઉભા થાઓ; અને આગળ ચાલી રાજાના કારાગૃહમાં અમને લઇ જાઓ."

બન્ને સિપાહીઓ ઉભા થઇ આગળ ચાલ્યા. તેમની પાછળ પિસ્તોલ ધારીયો ચાલવા લાગ્યા. આગળ ચાલતા સિપાહીઓ ભયથી વારંવાર પાછળ દૃષ્ટિ કરતા હતા. સઘળું મંડળ કારાગૃહની કોટડી પાસે આવી પહોંચ્યું. સિપાહીઓએ કોટડી ઉઘાડી નાખી. રાજા અમરસિંહ હજી જાગૃત અવસ્થામાં બેઠલા હતા, તેમણે ચમકીને આવનાર સામે જોયું; એટલામાં તો એક પિસ્તોલ ધારીએ મોટેથી કહ્યું; "એમની બેડીઓ તોડી નાંખો." આજ્ઞાનો અમલ તુર્તજ થયો, સિપાહીઓએ રાજા અમરસિંહને બંધન મુક્ત કરી દીધા, અમરસિંહ વિસ્મયતાથી સર્વ પ્રકાર અવલોકી રહ્યા. અંધકારને લીધે કોઇ–કોઇનું મુખ જોઇ શકાતું નહોતું. તે પછી સઘળા ત્યાંથી નીકળી જ્યાં દેવતાનું તાપણું સળગતું હતું ત્યાં આવ્યા. તાપણાના પ્રકાશમાં સૌના મુખનું અવલોકન કરી અમરસિંહે પૂછ્યું, "ભાઇઓ! તમે મને આવી રીતે ક્યાં લઇ જાઓ છો?"

તુર્ત એક સિપાહી બોલી ઉઠયો, "ઓ પવિત્ર મહારાજા! તમે આજે આ નરકાગારમાંથી મુક્ત થયા છો, તમે આ ઉભેલા વીરપુરૂષોની કૃપાથી મૂક્તિ મેળવી છે."

તેનું બોલવું સાંભળી રાજાએ તે બન્નેની સામે જોયું; પણ

તે તેમને ઓળખી શકયો નહિ, આથી તેણે નમ્ર સાદે પૂછ્યું, "ભાઇઓ! આ કસાઇના કારાગૃહમાંથી મારો ઉદ્ધાર કર્તા દેવપુરૂષો આપ કોણછો?"

"હું તમારો મનહર અને આ એક પવિત્ર બાળા."

"હેં!" રાજા આશ્ચર્ય પામીને તેમની સામે જોઇ રહ્યો. સિપાહીઓના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. એક યુવાન અબળા અને એક યુવકના સાહસથી તેઓ મનમાં તેમની પ્રસંસા કરવા લાગ્યા. એવામાં મનહરે કહ્યું, "મહારાજ! આ સઘળો પ્રતાપ આ પ્રતાપી બાળાનોજ છે. તેની કૃપાથી હું પણ જીવતો રહેવા પામ્યો છું અને તેનીજ હિમંતથી અહિં સુધી આવી તમારો ઉદ્ધાર કરવાને ભાગ્યશાળી થયો છું."

રાજાએ તેને આશિષ આપી. રમણી મૌન રહી. એવામાં એક સિપાહીએ કહ્યું, "આપણે હવે અહિંથી જલ્દી જવું જોઇએ; કારણકે પહેરો બદલાવાનો સમય થવા આવ્યો છે. બીજા સિપાહીઓ આવશે તો નાહક આફતમાં ફસાવું પડશે."

"હા, આપણે હવે ચાલો. તમે તમારાં હથીઆર લઇ લ્યો અને તેમાંથી એક તલ્વાર અને એક બંદુક રાજાજીને આપો." મનહરે કહ્યું.

સિપાહીઓએ હથીઆર લઇ લીધાં; અને મનહરના કહ્યા મુજબનાં હથીઆર રાજાને આપ્યાં. તે પછી સઘળાંએ ત્યાંથી ચાલવા માંડયું. કિલ્લાની બહાર નીકળી રાજાએ પૂછ્યું, "મનહર! આપણે અત્યારે કયાં જઇશું?"

મનહરે ધીમે રહી રાજાના કાનમાં એક છૂપી વાત કહી; કે જેથી રાજાએ આનંદ પામી આગળ ચાલવા માંડયું. સઘળું મંડળ થોડીવારે મહીસાગરનાં ગહન કોતરોમાં આવી એક અમુક જગા આગળ અટકયું. રમણીએ સ્હેજ આગળ વધી સંકેતધ્વની કર્યો; કે જે અવા-

જથી થોડીવારમાં એક વૃદ્ધ પુરૂષ હાથમાં ફાનસ પકડી સામેથી ચાલી આવતો જણાયો. તેને જોઇ રમણીએ આગળ દોડી તેના ચરણમાં પડી કહ્યું, "બાપુ ! કામ ફતેહ કરી આવી."

"ચિરંજીવી રહે બેટા." કહી તે વૃદ્ધ પુરૂષે તેને ઉભી કરી આગળ ચાલવા માંડયું. તેને નજીક આવવા દઇ આ તેજ મહાપુરૂષ છે કહી મનહરે પ્રણામ કર્યા. રાજાએ પણ જમીનપર પડી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. તે વૃદ્ધ પુરૂષે રાજાને ઉભો કરી આલીંગન આપ્યું. સિપાહીઓના આશ્ચર્યનો તો પાર નહોતો. તેમણે પણ શિર નમાવી તે વૃદ્ધને નમન કર્યું. મનહરે તેમની ઓળખાણ કરાવી. વૃદ્ધ પુરૂષે દુષ્ટ રાજાની નોકરી છોડવાથી તેમનાં વખાણ કર્યાં, બાદ સઘળાને લઇ તે વૃદ્ધ પુરૂષ એક બીજું કોતર ઉતરી તેના નિવાસ સ્થાનમાં આવ્યો. ત્યાં અસંખ્ય માણસો નિદ્રાધિન થએલા હતા. વૃદ્ધ પુરૂષ સઘળાની સાથે ત્યાં બેઠો; અને જાલીમસિંહના જુલ્મની સઘળી વાત રાજાને કહી સંભળાવી. રાજા ઘણો શોકાતુર થઇ ગયો. વૃદ્ધ પુરૂષે તેને આશ્વાસન આપી જાલીમસિંહને દંડ દેવાની પોતે કરવા ધારેલી ગોઠવણ તેને જણાવી. રાજા પ્રસન્ન થયો; તે પછી વૃદ્ધ પુરૂષ તેમને સૂવાનું સૂચવી પેલા બે સિપાહીઓને લઇ ત્યાંથી ચાલતો થયો.

## પ્રકરણ ૨૩ મું.

### લડાઈ.

પ્રાતઃકાળ થઇ ગયો છે. બીજા પ્રહરનો સમય થવા આવ્યો છે. મધુપુરનો રાજા જાલીમસિંહ તેના સૈન્ય સાથે સત્યપુર નગરની સરહદ્ પર પડાવ નાખી પડયો છે. તેનો વિચાર પ્રથમ ચંપાનગર પર ચઢાઇ લઇ

જવાનો હતો; પરંતુ પહેલાં સત્યપુરનો નાશ કરવાની ઇચ્છાથી તે આ તરફ આવ્યો હતો. તેણે તેના જાસુસોને ખબર મેળવવા ક્યારનાએ સત્યપુર તરફ રવાને કરી દીધા હતા. તે જાસુસો તરફથી તેને ખબર મળી હતી કે રાજા વિનાના સુના પડેલા સત્યપુરનું રક્ષણ કરવાને મહારાજા પુષ્કરરાજ: તેમની સેના સાથે આવેલા છે. આવા સમાચાર સાંભળી જાલીમસિંહના હૃદયમાં ધ્રાસકો પડ્યો. તેના મનના વિચાર મનમાં જ સમાયા. તેણે સત્યપુરની સરહદના મયદાનમાં છાવણી નાખી. આજે બીજા પ્રહરે તેણે તેના તમામ સરદારોને એકત્ર કરી મસલત ચલાવવા માંડી, મસલતને અંતે તેણે પાસે બેઠેલા એક સરદારને પુષ્કર-રાજપર પત્ર લખવાનું કહ્યું. સરદારે તેના લખાવ્યા મુજબ પત્ર લખી એક દૂતની સાથે તે પત્ર સત્યપુર તરફ મોકલાવ્યો, ઘોડેસ્વાર થએલો દૂત નગરમાં પ્રવેશી રાજમહેલ આગળ આવ્યો. આ વખતે પુષ્કરરાજ પણ દરબાર ભરીને બેઠા હતા. તેમને જાલીમસિંહના આગમનની ખબર પડી ગઇ હતી. તેમણે આજ સાંજના સમયે દુષ્મનની સામે જવાની તૈયારી કરી રાખી હતી, જાલીમસિંહના દુતે સભામાં આવી નમન કરી પત્ર રાજાના પગ આગળ મૂક્યો, પુષ્કરાજે મંત્રીને પત્ર વાંચવાની આજ્ઞા કરી. મંત્રી અમૃતરાય પત્ર વાંચવા લાગ્યો.

ચંપા નગરાધિપતિ પુષ્કરરાજ !

આપને જણાવવાનું કે તમે આ પત્ર વાંચી આજ સાંજ પડતાં સુધીમાં સત્યપુર નગર ખાલી કરી દેજો. કારણ કે મને સમાચાર મળ્યા છે કે રાજા અમરસિંહ તેમના પાટવી પુત્ર સાથે આજ કેટલાક દિવસ થયા ગૂમ થઇ ગયા છે. ઘણી શોધખોળ કરતાં પણ તેમનો પત્તો મળતો નથી; આથી એમ જણાય છે કે તેઓ આ દુનિયાંમાંથી વિદાય થઈ ગએલા હોવા જોઇએ. તેમનું સત્યપુર નગર પૂર્વકાળમાં

મારા પિતાને તાબે હતું; તેથી તે ખરી રીતે જોતાં આજે પણ મારે તાબે ગણાય. તે અમારા તાબાના નગરમાં તમે આજે કેટલાક દિવસથી સૈન્ય સાથે આવીને રહ્યા છો. તેથી અમને આશંકા રહે છે કે તમે કદાચ સત્યપુરના માલીક થઇ પડો. આ કારણથી મારે સૈન્ય સાથે અત્રે આવી છાવણી નાખીને રહેવું પડયું છે. તમને આ પત્રથી ચેતવણી યાને ખબર આપવામાં આવે છે કે ઉપર દર્શાવેલા સમય પહેલાં જો તમે તમારા સૈન્ય સાથે અત્રેથી ઉપડી જવામાં વિલંબ કરશો તો અમારે ન છૂટકે તમારી સાથે લડાઇમાં ઉતરવું પડશે. અમારૂં બળ અપૂર્વ છે. અમે જોત જોતામાં તમારો પરાજય કરીશું, માટે નાહક લોહી વહેવરાવ્યા વિના તમે આ નગરનો કબજો સોંપી ચાલ્યા જશો એવી મારી આશા છે.

લી.

આપનો હિતૈષી જાલીમસિંહ.

મધુપુર—મહિપતિ.

પત્ર વાંચી દિવાન અમૃતરાયે હાસ્ય કરી પુષ્કરરાજના સામે જોયું, મહારાજાના કોપનો પાર નહોતો. તેમની આંખ્યોમાંથી તનખા ઝરતા હતા. તેમણે અમૃતરાયને પ્રતિઉત્તર લખવાનું કહ્યું, દિવાને પત્ર લખી વાંચી સંભળાવવા માંડયો. જવાબ આ પ્રમાણે લખાયો હતો.

નરાધમ જાલીમસિંહ !

તમારો અનીતિથી પરીપૂર્ણ ભરેલો પત્ર વાંચી સમાચાર જાણ્યા છે; પણ તે પ્રમાણે અમે વર્તવાને ખુશી નથી. સત્યપુર નગર મહારાજા અમરસિંહનું છે. અમરસિંહ અને પુષ્પાયુધના ગૂમ થવામાં તમારો છૂપો હાથ છે; એટલે જ્યાં સુધી તેમની ખરી ખબર અમને મળશે નહિ ત્યાં સુધી અમે આ નગરમાંજ નિવાસ કરનાર છીએ,

અશ્વારૂઢ થયો હતો. તેણે આ વખતે વિચિત્ર વેશ ધારણ કરેલો હતો. તેના માથે લાંબી ઝટા આવી રહી હતી. તેણે આખા મુખપર સિંદુરનું લેપન કર્યું હતું. ગળામાં હાડકાંઓના કટકાની લાંબી માળા પહેરેલી હતી, જમણા હાથમાં ત્રીશુળ અને ડાબા હાથમાં ખોપરી પકડેલી હતી. જાણે સાક્ષાત્ ભૈરવ યુદ્ધ ભૂમિમાં ના આવ્યા હોય એવો તેનો દેખાવ થઇ રહ્યો હતો. તેણેં તપાસ કરી તો જાલીમસિંહની હાર થએલી જણાઇ. તેણે તરત એક સરદારને પાસે બોલાવી થોડાક સૈન્ય સાથે બીજે માર્ગે થઇને સૂતા પડેલા સત્યપુર નગરમાં જઇ લુંટ ચલાવવાની આજ્ઞા કરી. તેની આજ્ઞા મુજબ એક સરદાર થોડાક સૈનિકોને લઇ કોઇ જાણે નહિ એવી રીતે બીજે રસ્તે થઇને સત્યપુર તરફ ઉપડી ગયો. તે પછી ભૈરવાચાર્યે પોતાના સૈન્યને શત્રુઓપર તૂટી પડવાનો હુકમ આપ્યો. ભૈરવદાદાની જય ગર્જના કરી ભૈરવ ભકતોએ જાલીમસિંહના સૈન્યને મળી જઇ શત્રુઓપર આક્રમણ કર્યું. પુષ્કરરાજના થાકેલા સૈનિકો આશ્ચર્ય ચકિત થઇ શત્રુઓ સામે ટક્કર ઝીલવા લાગ્યા. પુનઃ ઘોર યુદ્ધ મચી રહ્યું. પુષ્કરરાજના સૈનિકો આ નવા આવેલા શત્રુઓ સામે ઝાઝીવાર ટકી શકયા નહિ. તેઓ પાછળ હઠવા લાગ્યા. પુષ્કરરાજ અને અમૃતરાય સૈનિકોને અટકાવવા અતિશય પ્રયત્ન કરવા લાગ્યા, એવામાં એક ઘોડેસ્વારે પુષ્કરરાજના હાથી નજીક જઇ કહ્યું, “ મહારાજ ! ઘણોજ જુલ્મ થઇ ગયો છે. શત્રુઓની એક ટુકડી નગરમાં પ્રવેશી લુંટફાટ ચલાવી રહી છે. નગર જનોના દુઃખની સીમા રહી નથી. ”

અણધારી આફતની વાત સાંભળી પુષ્કરરાજ હતાશ બની ગયા. તેમણે વિજયની આશા મૂકી દીધી, એ અરસામાંજ ભયાનક વેશી પ્હાડસિંહ પુષ્કરાજની નજીક ધસી આવ્યો. તેણે તેની પ્રચંડ સમશેરથી

હાથીની સુંઢ કાપી નાખી. હાથી ચીસ પાડી પાછળ દોડયો અને પોતાના માણસોનો ઘાણ કાઢવા લાગ્યો. પુષ્કરરાજ હાથી પરથી ઉતરી ઘોડેસ્વાર થયા. તેમણે અશ્વને કુદાવી પ્હાડસિંહપર ભાલાનો પ્હાર કર્યો. પ્હાડસિંહના મર્મ સ્થળમાં ભાલો વાગવાથી તે ઘોડેથી ઉથલી પડયો. તેણે નીચે પડતાં-પડતાં એક ચળકતી સાંગ પુષ્કરરાજ-પર ફેંકી. અંતે પુષ્કરરાજ પણ ઘાયલ થઇ નીચે પડયા. અમૃતરાયે તેમને ત્યાંથી ઉપાડી લેવાને ભગીરથ પ્રયત્ન કર્યો; પણ તે ફાવી શકયો નહિ. શત્રુઓ ચારે તરફ ફરી વળી પુષ્કરરાજના સૈન્યની કતલ ચલાવવા લાગ્ય. છેવટે દિવાન પણ ઘાયલ થઇ જમીનપર પડયો. રાજા અને દિવાનના પડવાથી જીુજ રહેલા સૈનિકો જીવ બચાવવાને નાશી છૂટયા. રાજા જાલીમસિંહે વિજયની નિશાનીમાં રણશીંગું ફુંકયું. તેણે આગળ આવી બેશુદ્ધ રાજાને અને દિવાનને ડોળીમાં સૂવાડી મધુપુર તરફ મોકલી દીધા. તે પછી તેણે સૈન્ય સાથે સત્યપુર તરફ કુચ કરી. નગરમાં અશાન્તિ ફેલાઇ રહી. શત્રુઓએ મધ્યરાત સુધી લુંટ ચલાવી. બાદ જાલીમસિંહે નગરનો બંદોબસ્ત કરી ત્યાં પોતાની તરફથી એક સરદારને નીમી મધુપુર તરફ કુચ કરી; અને નગરમાં આવી ભૈરવાચાર્યના ચરણમાં પડી પ્રણામ કર્યા. તે દિવસે ભૈરવાચાર્યની આજ્ઞાથી આખા નગરમાં ઉત્સવ ઉજવાયો. રાત્રે ભૈરવના મંદિરે પૂષ્કળ ધામધુમ મચી રહી આવી અને અનેક પ્રકારનાં બળીદાનોથી ભૈરવનાથની મહાપૂજા કરવામાં આવી. આ યુદ્ધના વિજયનો યશ ભૈરવાચાર્યને પ્રાપ્ત થવાથી તેના અભિમાનનો પાર રહ્યો નહોતો. તેણે તે રાત્રે મંદિરના ગુપ્ત ભાગમાં રાજા જાલીમસિંહને બોલાવી તેના ભક્તો સાથે હદ ઉપરાંત મધ પ્રાસન્ન કર્યું. તે મંદિરના અંતર ભાગમાં ભૈરવાચાર્યનું વિહાર સ્થાન હતું, ત્યાં અનેક કુટિલ અબળાઓને એકત્ર કરવામાં

આવતી. તે ગુપ્ત સ્થળમાં આજ રાત્રે એકત્ર થએલાં સ્ત્રી પુરૂષો હદ ઉપરાંત પ્રાસન્ન કરી નિંદ્ય વર્તન ચલાવવા લાગ્યાં.

---

## પ્રકરણ ૨૪ મું.

### જંગલમાં મેળાપ.

આજે કૃષ્ણપક્ષની અષ્ટમી છે, રાત્રિના દ્વિતીય પ્રહરનો આરંભ થઇ ચૂકેલો છે. શશીકાન્ત દેવને ઉદય થવાની હજી વાર છે. પૂર્વે તરફ સ્હેજસાજ પ્રકાશ પથરાએલો નજરે પડે છે, અરણ્યમાં અંધકાર વ્યાપેલો છે. નીલાકાશમાં તારાઓ હિરાની માફક ઝગઝગી રહ્યા છે. આ વિકટ અરણ્યમાં પુષ્પાયુધે પડાવ નાખ્યો છે. તેના બહાદુર સૈનિકો નિદ્રાની શાન્ત છાયામાં પડેલા છે, થોડાક સિપાહીઓ આમતેમ આંટા મારી પહેરા ભરી રહ્યા છે. જાલીમસિંહનો સરદાર માધવસિંહ પણ પુષ્પાયુધ સાથે મોડા સુધી વાતો કરી નિદ્રાધીન થઇ ગયો છે; પરંતુ પુષ્પાયુધ પર નિદ્રાદેવીએ કરૂણા કરી હોય એમ જણાતું નથી. તે અત્યારે તેના તંબુમાંથી બહાર નીકળી છાવણીથી થોડેક દૂર આવી ખુલ્લા ચોગાનમાં ઉભો રહી અંધકારમયી રાત્રિની લીલા અવલોકી રહ્યો છે. સર્વત્ર શૂન્યકાર જણાય છે. ક્વચિત્ જંગલી જાનવરોના અવાજ શાન્તિને વિખેરી નાખે છે. પુષ્પાયુધના હૃદયમાં પણ અત્યારે શાન્તિ નથી. પોતાની પ્યારી પત્ની, વ્હાલા પિતા અને સ્વભૂમીની થએલી દુર્દશાના વિચાર કરતાં તે વારંવાર આકળ–વિકળ થઇ જતો. તે બધાનો ઉદ્ધાર કરી જાલીમસિંહને કેવી રીતે દંડ દેવો તેના વિચાર તેના હૃદય સમુદ્રમાં હરદમ થયા કરતા હતા. આજે પણ વિચારમાં ને

વિચારમાં તે ત્યાંથી આગળ ચાલ્યો. થોડેક દૂર જતાં તેને દૂર કંઇક પ્રકાશ જેવું જણાયું. પુષ્પાયુધ વિચારનો ત્યાગ કરી તે તરફ લાંબી નજરે જોઇ રહ્યો. થોડીવારે તેને અત્યંત અજાયબીની અંદર માલમ પડ્યું કે; સામેથી માણસોનું એક ટોળું ચાલ્યું આવે છે. સૌને મોખરે બે મશાલવાળાઓ ચાલે છે. તે ટોળાની વચ્ચે રથ જેવું જણાય છે. રથનો ખડખડાટ હવે પણ સ્પષ્ટ સંભળાય છે. પુષ્પાયુધ એક વૃક્ષના ઓથે ઉભો રહી વિચારવા લાગ્યો કે અત્યારે એ આવનાર માણસો કોણ હશે? તેઓ ક્યાંથી આવી કઇ તરફ જતાં હશે? તેમની સાથેના રથમાં કોણ બેઠું હશે? શું કોઇનો જનાનોતો નહિ હોય? શું ખબર પડે? હમણાં જે હશે તે જણાશે. આમ તર્ક–વિતર્ક કરતો પુષ્પાયુધ આવનાર પ્રતિ લક્ષ્ય રાખી ઉભો રહ્યો. દૂરથી ચાલી આવતું મંડળ નજીક આવી પહોંચ્યું. વીસ પહેલવાન જેવા જણાતા હથીઆર બંધ માણસો એક સુંદર રથને ઘેરીને ચાલતા હતા. તે રથની અંદર આ વખતે એક સ્વરૂપવાન સુંદરી બેઠેલી હતી. રથને બે બળદ જોતર્યા હતા. બળદના ગળે બાંધેલા ઘુઘરાનો અવાજ શાન્ત જંગલમાં ઘણે દૂર સૂધી સંભળાતો હતો. રથની જમણી બાજુએ પગપાળા માણસોનો સરદાર ઘોડેસ્વાર થઇને ચાલતો હતો. તે વારંવાર રથ હાંકનારને ઝડપથી ચલાવવાનું કહેતો હતો. ખાડા–ટેકરાવાળી જમીનમાં રથ જોઇએ તેટલી ઝડપથી ચાલી શકતો નહોતો. રથ હાંકનાર અંદર બેઠેલી રમણીને લગીર પણ આંચકો ન આવે એવી રીતે બળદને સંભાળપૂર્વક હાંકતો હતો. મધ્યરાત્રિનો સૂમાર થવા આવ્યો હતો. મધ્યરાત્રિ સૂચવવાને શીયાળવાંએ કર્કશસ્વરે બોલી જંગલ ગજાવી મૂક્યું. એવામાં રથ હાંકનારે ઘોડેસ્વારને ઉદ્દેશી કહ્યું, " રામશંકરજી! હવે તો અહિં મુકામ કરો તો સારૂં, આપણે અહિં થોડીવાર મુકામ

ફરી ચલમ–બલમ પી આગળ જઇશું. આ બળદો પણ થાકી ગયા છે. હવે મધુપુર બહુ દૂર નથી. બાઇ સાહેબ પણ અંદર અકળાઇ ગયાં હશે."

"હા, પણ આ વગડામાં પેલા બહારવટીયાનો ભય છે એ કોઇ જાણો છો?" ઘોડેસ્વારે કહ્યું.

"અત્યારે એ બહારવટીયો કંઇ જંગલમાંજ ફરતો હશે કે? શું તેને દિવસે ફરવાનું નહિ હોય કે જેથી રાતે પણ જંગલમાં આથડતો ફરતો હશે? તેમ છતાં જો કદાચ તેનો ભેટો થશે તો તેને પણ જોઇ લેવાશે, શું આપણા આ બહાદુરો તે લુટારાઓથી જાય એમ છે?" ગાડીવાને જણાવ્યું.

"આપણે બહારવટીયાથી બ્હીવાની જરૂર નથી. શું તે મહારાજા જાલીમસિંહના બળથી અજાણ્યો હશે કે જેથી તે તેમના ઘર પરજ તરાપ મારશે? જો કદાચ તેના માણસો અહિં આવી ચઢશે તો હું મારી ઓળખાણ આપીશ કે જેથી તેઓ આપણને હેરાન કર્યા વિના ચાલ્યા જશે. અરે ઉલટા તેઓ ઇનામની લાલચે આપણને ઠેઠ મધુ-પુર સુધી વળાવા તરીકે સાથે આવશે. માટે આપણું બીલકુલ ભય પામ્યા સિવાય અહિં કલાકેકનો મુકામ કરો. હુ પણ અંદર બેઠે બેઠે અકડાઇ ગઇ છું." રથમાં બેઠેલી એક સુંદર સુંદરીએ કહ્યું, રથ અટકયો. સ્વાર ઘોડેથી નીચે ઉતર્યો, સઘળાને ત્યાં મુકામ કરવાની આજ્ઞા થઇ. પહેલવાન જેવા જણાતા માણસો હાથમાંનાં હથીઆરો નીચે મૂકી થાક ખાવા લાગ્યા. રથ હાંકનાર બળદને પુળો નીરી ચલમ ભરવાની તૈયારી કરવા લાગ્યો. રથમાં બેઠેલી સુંદરી પણ નીચે ઉતરી આમતેમ ફરી પગ છૂટા કરવા લાગી. વૃક્ષ પાછળ ઉભેલો પુષ્પાયુધ તો વિસ્મયતાથી આ સૌ પ્રકાર અવલોકી રહ્યો. તેણે એટલું તો જાણી લીધું કે આ જાલીમ-સિંહના માણસો છે; અને જે સ્ત્રી છે તે તેની કોઇક સગી અગર રખાત

હોવી જોઇએ. પુષ્પાયુધ તે સુંદરીના સામે જોઇ રહ્યો. તેણે મનમાં નિશ્ચય કર્યો કે આ અવસર ઠીક આવ્યો છે. જે દુષ્મને મારૂં સર્વસ્વ નાશ કર્યું છે તેના માણુસોને હું સુખરૂપે શામાટે જવા દઉં? હાલ આ લોકો મારા કબજામાં છે, હું તેમને મારા કેદી બનાવી મારા વફાદાર સરદારોના સેવકો બનાવીશ; અને પેલી સુંદર સ્ત્રીને તે જો સારી ચાલની હશે તો સુખમાં રાખી તેનો ધર્મ પાળવા દઇશ અને જો અધમ હશે તો મારા એક હલકા નોકર સાથે તેને પરણાવી દુષ્ટ દુષ્મનનું નાક કાપીશ. બસ હવે એજ વિચાર. ચાલ છાવણીમાં જઇ માધવસિંહને અહિં લઇ આવું. તે આ સ્ત્રીને જરૂર ઓળખશે. આમ નિશ્ચય કરી પુષ્પાયુધ છાવણીમાં જવાને તૈયાર થયો. તે હજી એક પગલું આગળ ભરે એવામાં તો પશ્ચિમ દિશા તરફથી વળી પાછું તેને અજવાળું જણાયું, "અરે! એ વળી કોણ હશે?" એમ મનમાં બોલી તે એ તરફ જોઇ રહ્યો. થોડીવારમાંજ તેને માલમ પડ્યું કે એ દિશા તરફથી પાંચ માણુસો ચાલ્યા આવે છે, તેમાંના એકની પાસે ફાનસ પકડેલું છે, સઘળા કાળા જભ્ભાથી ઢંકાએલા છે, તેઓ જમીનપર કંઇક તપાસતા–તપાસતા ચાલ્યા આવે છે. પુષ્પાયુધના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેઓ શત્ર હશે કે મિત્ર એની ગડભાંગ કરવા લાગ્યો. આરામ કરવાને બેઠેલા જાલીમસિંહના માણુસો પણ અકસ્માત તેઓને આવતા જોઇ ચમકયા; અને તેમને બહારવટીયા ધારી હથીઆર ઉપાડી સજ્જ થઇ ઉભા. પેલી સુંદર સ્ત્રી તો કયારનીએ ભયભીત બની પોતાના માણુસોની વચમાં આવીને ઉભી રહી હતી. મામલો રંગપર ચઢશે ધારીને પુષ્પાયુધ શાન્ત વદને હતો ત્યાં જઈ ઉભો રહી જોવા લાગ્યો. સામેથી ચાલી આવનારા શ્યામવસ્ત્ર ધારીયો પણ સામે માણુસોને જોઈ સ્તબ્ધ બન્યા અને એકાએક આગળ વધતા

અટકીને ઉભા રહ્યા. આવી રીતે થોડીક ક્ષણ પસાર થઇ ગઇ. છેવટે તે પાંચ શ્યામવસ્ત્ર ધારીયો હાથમાં પિસ્તોલો પકડી હિંમતથી આગળ વધ્યા. તેમને ચાલ્યા આવતા જોઇ પડાવ નાખી પડેલા માણસો તેઓને બહારવટીઆ સમજી લઢવાને તૈયાર થયા. રામશંગે ઘોડાપર સ્વાર થઈ ખૂંખારો કર્યો. ખુંખારાના જવાબમાં સામેથી પિસ્તોલનો બ્હાર થયો. આણી તરફ રામશંગની પાસેજ ફક્ત પિસ્તોલ હતી. બીજાઓની પાસે તલવારો અને ભાલા હતા. રામશંગે પણ ઉપરાસાપરી બ્હાર કરવા માંડયા. સામેથી પણ પ્રત્યુત્તર મળવા લાગ્યા. પિસ્તોલના અવાજોથી જંગલ ખળભળી ઉઠયું. અવાજના પડઘા ચારે દિશાએ પડવા લાગ્યા. આના પરિણામમાં નજીકમાં આવેલી પુષ્પાયુધની છાવણીમાં ગરબડાટ મચી રહ્યો. સૈનિકો શસ્ત્રો સંભાળી સજ્જ થયા, માધવસિંહ પણ જાગૃત થઇ ગભરાટથી તંબુની બહાર નીકળ્યો. તેણે પુષ્પાયુધની તંબુમાં ખબર કઢાવી; પણ અંદર પુષ્પાયુધ નહોતો. નક્કી તેની ઉપરજ આ આફત છે એમ ધારીને માધવસિંહ પચાસ બળવાન બહાદુરોને સાથે ચાલવાની આજ્ઞા કરી ઘોડેસ્વાર થયો. તેણે પોતાના હાથ નીચેના સરદારને છાવણીની સંભાળનું કામ સોંપી અવાજ તરફ ગમન કર્યું. આકાશમાં નીશાનાથનો ઉદય થયો હતો, જાંખું રૂપેરી તેજ પૃથ્વી પટ પર પથરાયું હતું, અંધકારનો નાશ થવાથી રસ્તો સાફ જણાતો હતો. માધવસિંહ તેના માણસો સાથે થોડીવારમાં પડાવ નાખી પડેલા શત્રુઓ સમક્ષ આવી પહોંચ્યો. તેને બીજી બાજુએથી અચાનક નીકળી આવેલો જોઇ શત્રુઓના ગભરાટનો પાર રહ્યો નહિ. સઘળા વચમાં ઉભી રહેલી સુંદરીની નજીક જઇ તેને વિંટાઇને ઉભા રહ્યા. માધવસિંહના આવવાથી સામસામે થતા પિસ્તોલના અવાજ બંધ થયા. બન્ને પક્ષ આ નવા આવનારાને જોઇ રહ્યા. માધવસિંહ પણ એક નાના અને

એક મોટા પક્ષને દૂર–દૂર ઉભેલા જોઇ અચંબામાં પડયો. તે જેને માથે આફત ધારીને મદદે આવ્યો હતો તે પુષ્પાયુધ ત્યાં નહોતો, એ અરસ્સામાંજ વૃક્ષને ઓથે ઉભો રહેલો પુષ્પાયુધ બહાર આવ્યો, આ વળી નવું કૌતક! શત્રુઓ પણ વિસ્મયતાથી એક બીજાની તરફ જોઇ રહ્યા. માધવસિંહે પુષ્પાયુધને જોઇ આનંદ પ્રદર્શિત કર્યો. રાજકુમારે માધવસિંહના કાનમાં ધીમેથી જણાવી દીધું કે “ આ દુષ્મનો છે. તેમને અહિંથી સુખરૂપે જવા દેવા નથી. તેમની સાથે એક સ્રી છે તેને હું ઓળખતો નથી, માટે તમે જુઓ કે તે કોણ છે.” માધવસિંહ આગળ વધી તપાસ કરે એવામાંજ પેલાં પાંચ માણસો પણ તેમની પાસે આવીને ઉભા રહ્યા. આ પાંચ જણામાં એક યુવક અગ્રેસર હતો, તેના મુખપર પુષ્પાયુધની નજર પડતાંજ તે ચોંકયો; તેણે આંખ્યો ચોળી ફરીથી તે યુવકના સામે નિહાળ્યું. તે યુવકની પણ એવી અવસ્થા થઇ રહી હતી. થોડીવારેજ બન્નેના મુખમાંથી એક સાથેજ બોલાઇ જવાયું કે “કોણ પુષ્પાયુધ, અને કોણ મનહર !” બન્ને મિત્રો એક બીજાને ઓળખતાંજ ગાઢ આલિંગનથી ભેટયા. આ આનંદી મેળાપ હતો. બન્નેની આંખ્યોમાંથી હર્ષાશ્રુ નીકળ્યાં. તેમનું મિલન જોઇ એક વયોવૃદ્ધ પુરૂષ આગળ આવી બોલ્યો, “ બેટા પુષ્પાયુધ !”

“હેં! કોણ મારા પિતા ?” કહી પુષ્પાયુધ અમરસિંહના કંઠે વળગી પડયો. વાચકો ! આ પાંચ જણામાં મનહર અને પેલી ભેદ ભરેલી રમણી હતી; તેઓ જાલીમસિંહના કારાગારમાંથી રાજા અમરસિંહને મૂક્ત કરી ત્યાંના બે પહેરેગીરો સાથે પોતાના મુકામ પ્રતિ જતાં હતાં. તેમનો એકાએક આ સ્થળે મેળાપ થયો, સૌના આનંદનો પાર રહ્યો નહિ. મનહરે પોતાની સામે પિસ્તોલના બહાર કરનાર

માણુસ તરફ હાથ લાંબો કરી પૂછ્યું, "આ પેલો ઉભેલો ઘોડેસ્વાર અને તેની સાથેના માણુસો કોણુ છે?"

પુષ્પાયુધે તેના કાનમાં ધીરેથી વાત કહી સર્વ વસ્તુ સ્થિતિ સમજાવી. તે પછી પુષ્પાયુધે માધવસિંહને તપાસ કરવાનું ઇસારતથી સમજાવ્યું. માધવસિંહ શત્રુઓ સમક્ષ જઇ બોલ્યો, "તમે કોણુ છો અને અત્યારે કઇ તરફથી આવો છો?"

તરત ઘોડેસ્વાર રામશંગ બોલી ઉઠયો, "અમે મહારાજા જાલીમસિંહના સેવકો છીએ; અને અત્યારે મધુપુર જઇએ છીએ."

"તમારી સાથે જે સ્ત્રી છે તે કોણુ છે?" પુનઃ માધવસિંહે પૂછ્યું. રામશંગ મૌન રહ્યો, તે સ્ત્રીએ પણુ વચ્ચેથી બહાર નીકળી માધવસિંહના સામે જોયું, બન્નેની નજર એક થઇ. માધવસિંહ તેને ઓળખી વિસ્મયતાથી બૂમ પાડી ઉઠયો, "અરે! આતો રાણી વિષકન્યા!"

"હા, માધવસિંહ! હું વિષકન્યા. સારૂં થયું કે તમે અત્યારે આવી ચઢયા. તમને ભગવાનેજ અમારી મદદે મોકલ્યા છે." વિષકન્યાએ કહ્યું. માધવસિંહ નિરૂત્તર રહ્યો. પુષ્પાયુધ અને મનહર પોતાના શત્રુની રાણીને સપડાએલી જોઇ ખુશી થયા, અને આની મારફતેજ જાલીમસિંહ પ્રત્યે વૈર વળાશે એમ ધારીને માધવસિંહ પ્રત્યે કહ્યું "રાણીને સુખરૂપે આપણી છાવણીમાં લઇ ચાલો. જ્યાં સુધી જાલીમસિંહ મારી પુષ્પાને આપશે નહિ ત્યાં સુધી હું પણુ આ વિષકન્યાને મૂક્ત કરનાર નથી." તેનું બોલવું સાંભળી વિષકન્યા ગર્જી ઉઠી. "માધવસિંહ! એ મારૂં અપમાન કરનાર કોણુ છે? તમે કેમ કંઇ બોલતા નથી? તમારા સમક્ષ મારૂં આવું અપમાન થાય એ ઘણુંજ શરમ ભરેલું કહેવાય?"

માધવસિંહ બોલ્યો, "રાણી! તમારા સ્વામીએ પુષ્પાવતીનું હરણ કરી અન્યાય કર્યો છે. આ ઉભા છે એજ પુષ્પાવતીના પતિ પુષ્પાયુધ છે. મહારાજા જાલીમસિંહના અધમ આચરણોથી કંટાળી મ્હેં પણ આ યુવરાજનો આશ્રય ગ્રહણ કર્યો છે, એટલે હવે મારાથી એમના વિરૂદ્ધ કંઇ પણ કરી શકાય એમ નથી."

વિષકન્યાએ મૌન ધારી પુષ્પાયુધ સામે જોયું, ચંદ્રના પ્રકાશમાં તેનો ચળકતો ચ્હેરો જોઇ રાણી વિષકન્યાના હૃદયમાં પણ કંઇક અવનવો ભાવ ઉત્પન્ન થયો. જેનો સ્વામી નીતિ ભ્રષ્ટ હોય તેની સ્ત્રી કુટિલ હોય એમાં શું નવાઇ. વિષકન્યા પુષ્પાયુધના સામે એકાગ્ર દ્રષ્ટે જોઇ રહી. એવામાંજ મનહરે આગળ આવી કહ્યું, "રાણી સાહેબ! શું વિચાર કરો છો? અમારી સાથે આવ્યા વિના હવે છૂટકો છેજ નહિ. અમે તમને દુઃખ દઇશું નહિ. અબળાપર જુલ્મ ગુજારવો એતો જુલ્મી જાલીમસિંહનુંજ કર્તવ્ય છે, અમારૂં નથી." વિષકન્યા હસ્તે વદને બોલી, "ખરેખર! મારા સ્વામીનો જુલ્મ ઘણો વધી ગયો છે; પણ હું શું કરૂં? મ્હેં તેમને અનેક પ્રકારે ઉપદેશ કર્યો હતો, પણ મારૂં કહેવું પત્થરપર પાણી જેવું થયું છે. હું પણ હવે તેમનાથી કંટાળી છું; અને આજથી તમારી સમક્ષ પ્રતિજ્ઞા કરીને કહું છું કે; હું સત્યના સંરક્ષણમાં તેની સામે પડીશ. એક દુષ્ટના મરણથી જો અનેક જનો સુખી થતાં હશે તો તેનો પ્રાણ લેતાં પણ વિલંબ કરીશ નહિ." આટલું કહી રાણી વિષકન્યાએ કાતિલ કટાક્ષ ફેંકી પુષ્પાયુધ સામે જોયું. પુષ્પાયુધ નીચું નિહાળી રહ્યો હતો. રાણીની સાથેના માણસો રાણીનું બોલવું સાંભળી આશ્ચર્ય ચકિત્ થઇ ગયા. તેઓ પણ જાલીમસિંહથી છૂટવાને ઇચ્છિતા હતા. રામશંગે બે હાથ જોડી પોતાની હૃદયની વાત જાહેર કરી. પુષ્પાયુધે

તે તમામ માણુસોને વફાદારીથી વર્તવાના સોગન આપી પોતાના સૈન્યમાં દાખલ કર્યા. તે પછી પુષ્પાયુધ સઘળા સાથે છાવણીમાં આવ્યો. રાણીને પોતાના તંબુમાં મોકલી તેનીપર સખ્ત પહેરા મૂકયો. બાદ સઘળા નિવૃત્ત થઇ બેઠા. મનહરે પોતાનાપર વિતેલી વિતક વાર્તા કહી સંભળાવી. તે પછી અમરસિંહે પણ પોતાની દુઃખી દશા જણાવી; સઘળાનો ઉદ્ધાર આ ભેદી રમણી વડેજ થયો છે ધારીને પુષ્પાયુધે તેનો ઉપકાર માની પરીચય માગ્યો. જવાબમાં તે રમણીએ જણાવ્યું કે, “ જ્યાં સુધી મારૂં ધારેલું કાર્ય પાર પડશે નહિ ત્યાં સુધી મારો પરીચય કોઇને પણ કરાવવાની મારી ભિષણ પ્રતિજ્ઞા છે. લ્યો મનહરરાય ! હવે આપણે ચાલીશું કે ? ”

મનહર જવાને ઉભો થયો કે તરત પુષ્પાયુધે પૂછ્યું. “ ભાઇ ! કયાં જાય છે ? ” જવાબમાં મનહરે કહ્યું, “ આ રમણી લઇ જાય ત્યાં મારે જવાનું છે. હું તે કહે એ પ્રમાણે વર્તવાને બંધાએલો છું. ભાઇ ! તેનો પ્રયાસ ફક્ત આપણા ભલાને માટેજ છે. ”

પુષ્પાયુધ કંઇ બોલે એ પહેલાં પુનઃ એ રમણી બોલી, “કુમાર ! આ તમારા મિત્રની ફિકર રાખશો નહિ. તેમને હું મારા પ્રાણની માફક સંભાળીશ અને હવે થોડા દિવસમાંજ આ તમારા મિત્રની સાથે તમારી પુષ્પાવતીને લઇ તમને આવી મળીશ.

તમે પણ આ તમારા પિતા સાથે કાલે અહિંથી પ્રયાણ કરી તમારા ગએલા સત્યપુર નગરપર હલ્લો કરી પ્રથમ તેનો કબજો લેજો. ત્યાં શત્રુનું સૈન્ય થોડુંક છે. તમે ધારશો તો એકજ સપાટે વિજય પ્રાપ્ત કરી શકશો. કુમાર ! તે પછી તમે મધુપૂર તરફ કુચ કરજો. અમે પણ અમારાથી બનતી મદદ તમને મોકલાવીશું. જે રાજા અત્યાચારી છે તેનો નાશ કરવો એ ન્યાયની વાત છે. જાલીમસિંહપર હવે કુદ-

રતનો કારમો કોપ ઉતર્યો છે. તેના જીવનના આ છેલ્લાજ દિવસો પસાર થાય છે. લ્યો કુમાર ! હવે અમે રજા લઇએ છીએ." કહી તે રમણી મનહરનો હાથ પકડી ચાલવા લાગી. તેમની સાથે આવેલા પહેરેગીરો ત્યાં રહ્યા. પુષ્પાયુધ આશ્ચર્યતાથી બન્નેને જતાં જોઇ રહ્યો. તે પછી સવાર થતાં પુષ્પાયુધે પિતાની અનુમતી મેળવી સત્યપુર જવા ત્યાંથી છાવણી ઉપાડી કુચ કરી.

## પ્રકરણ ૨૫ મું.

### " પડતીની શરૂઆત. "

સત્યપુર પર વિજય મેળવી જાલીમસિંહ મધુપુર ગયો; અને ત્યાં થોડા દિવસ રહી ચંપાનગર પર ચઢયો. તેણે નગરની સરહદપર આવી છાવણી નાખી. તે પછી તેણે એક પત્ર લખી ચંપાનગરના પ્રધાનપર મોકલાવ્યો, પ્રધાન મહા વિચિક્ષણ હતો. તેણે સત્યપુરના સમાચાર જાણ્યા હતા, મહારાજા પુષ્કરરાજનું કેદ પકડાવું પણ તેનાથી અજ્ઞાત નહોતું. તેણે જાલીમસિંહનો યુદ્ધ નિમંત્રણનો પત્ર વાંચી સમય વિચારી યુદ્ધની અનિચ્છા દર્શાવી સલાહને માટે જાલીમસિંહને એક પ્રાર્થના પત્ર લખ્યો. તે પત્ર જાલીમસિંહને મળ્યો, તેણે સલાહ કરવાની ઇચ્છા દર્શાવી ભારે દંડ માગ્યો. પ્રધાને નગરનો નાશ થતો અટકાવવાને પુષ્કળ દ્રવ્ય જાલીમસિંહને અર્પણ કર્યું. જુલ્મીના આનંદનો પાર રહ્યો નહિ. તેણે તરત ત્યાંથી છાવણી ઉપાડી મધુપુર તરફ પ્રયાણ કર્યું. ચંપાનગરથી મધુપુર જવાને તે સવારનો નીકળ્યો હતો; મધ્યાન્હ થતાં તે વિકટ અરણ્યમાં આવ્યો. સખ્ત તાપ પડતો હતો. સૂર્ય

ગવાન જાણે તેના પર કોપાયમાન થયા હોય એમ ઉગ્ર દેખાતા હતા. જમીનમાંથી ઉષ્ણુ વરાળો નીકળતી હતી. સઘળાનાં શરીર પરસેવાથી તરબોળ થઇ ગયાં હતાં. જાલીમસિંહ પણ આકળ વિકળ થઇ ગયો હતો. તેણે બપોરા ગાળવાના ઇરાદે તે અરણ્યમાં પડાવ નાખ્યો.

સૈનિકો-સરદારો શીતળ વૃક્ષોનો આશ્રય કરી આરામ લેવા લાગ્યા. છેવટે સાંજ પડી. ઠંડો પ્હોર થયો. કુચ શરૂ થઇ, રાત્રિ પડતાં સઘળા સૈન્ય સાથે જાલીમસિંહ મધુપુર આવ્યો. વિજયના હર્ષથી તેણે આખા નગરમાં તે રાત્રિ આનંદોત્સવ કરવાની આજ્ઞા કરી. ઘેર-ઘેર ગાન-તમાશા થવા લાગ્યા. જાલીમસિંહે પણ ભોજન કાર્યથી નિવૃત્ત થઇ નગર બહારના મોટા મયદાનમાં દરબાર ભર્યો, સઘળા સરદારો ભાયાતો અને અન્ય નગરજનો એકત્ર થયા. રાજા ભૈરવાચાર્યની ભિષણમૂર્તિને જમણી બાજુએ બેસારી સિંહાસનારૂઢ થયો. ગાનારી ગણીકા હાજર હોવાથી તેને ગાન ગાવાનું ફરમાન થયું. લટકા-ચટકા અને અનેક હાવભાવથી વારાંગનાએ અનેક ગાન નાચ સાથે ગાઇ સૌનાં મન પ્રસન્ન કરી દીધાં. સઘળા વાહ-વાહનો ઉચ્ચાર કરી વારાં-ગનાને વધાવવા લાગ્યા. ગાનને અંતે જાલીમસિંહે ખુશ થઇ ગણી-કાને ઇનામ આપ્યું. વારાંગના પ્રસન્ન વદને રાજાને નમન કરી ચાલતી થઇ. તે પછી અન્ય નાચ-તમાશા શરૂ થયા. દારૂખાનું ફોડવામાં આવ્યું. આ સઘળું મધ્યરાત્રિ સુધી ચાલ્યું. બાદ સૈનિકોના નામ પોકારી ઇનામો આપવા માંડયાં. સરદારો વગેરે પણ રાજાની નવાજશથી ખુશ થઇ મહારાજાનો જયજયકાર કરવા લાગ્યા. સઘળું કાર્ય થઇ રહ્યા પછી રાજાએ સઘળાને વિદાયગીરી આપી. સઘળા ચાલ્યા ગયા. ત્યાં આગળ રાજા જાલીમસિંહ-ભૈરવાચાર્ય-શિષ્યપ્રાણુશંકર અને દશેક સરદારો બેસી રહ્યા. ચંપાનગરથી મળેલા દ્રવ્યની પેટીઓ પણ

હજી ત્યાંજ પડેલી હતી. રાત્રિ સમસમ અવાજ કરતી વ્યતિત થતી હતી. કૃષ્ણપક્ષ હોવાથી સઘળે અંધકાર છવાએલો હતો. જાલીમસિંહે જ્યાં સભા ભરી હતી તે સ્થળે બે દીપકો ઝગઝગાટ પ્રકાશી રહ્યા હતા. સર્વ સૈનિકોને ઇનામ અકરામ આપવાનું હોવાથી રાજાએ અગાઉથી વિચાર કરીનેજ નગરની બહારના મોટા મયદાનમાં દરબાર ભર્યો હતો. તે મયદાનથી દૂર સામેની બાજુમાં આવેલાં મહીસાગરનાં કોતરો રાત્રિના સમયે કંઇક અન્ય સ્વરૂપેજ દેખાતાં હતાં. તેમાંના એક કોતરના છેક મથાળે આશરે પચાસેક હથીઆરબંધ માણસો આ વખતે ઉભા રહી જાલીમસિંહના દરબાર પ્રતિ આદીથી તે અંત સુધી જોઇ રહ્યા હતા. છેવટે દરબાર વિસર્જન થયો; પણ કોતર ઉપર ઉભેલા માણસોનું વિસર્જન થયું નહિ. તેઓ હજી પણ તેમની લક્ષ્ય જગા તરફ જોઇ રહ્યા હતા. પેલી તરફ જાલીમસિંહ ભૈરવાચાર્યને દ્રવ્યની પેટીયો ઉઘાડી દેખાડવા લાગ્યો. ભૈરવાચાર્ય એક હાથમાં ચલમ પકડી આતુર નેત્રે હિરા–માણેક વગેરેને જોઇ રહ્યો. આ તરફ જ્યારે આવી રીતે ચાલી રહ્યું હતું ત્યારે પેલી બાજુએ કોતર ઉપર ઉભેલા માણસોએ હવે ધીમે ધીમે કોતરની નીચે ઉતરવા માંડયું. તેઓ થોડી વારમાં નીચે ઉતરી આવ્યા. ત્યાં આવેલી ઝાડીમાં તેમના ઘોડા બાંધેલા હતા. તેઓ ઘોડેસ્વાર થઇ ત્વરીત ગતિએ જાલીમસિંહ તરફ જવા લાગ્યા. તેઓના ઘોડાઓના પગના દાબડા સાંભળી જાલીમસિંહ ચમક્યો. તેણે આવતા અવાજ તરફ જોયું; પણ અંધકારને લીધે કંઇ જણાયું નહિ. પોતાના નગરને પાદરે ભય હોય જ નહિ ધારીને તેણે એ તરફ દુર્લક્ષ્ય કર્યું અને પ્રથમ પ્રમાણે મોટી–મોટી બડાઇઓ હાંકી ભૈરવાચાર્યને દ્રવ્યની કિંમત ગણાવવા લાગ્યો. ભૈરવાચાર્ય પણ વચ્ચે–વચ્ચે “ એ ભૈરવની કૃપાનું જ ફળ છે. ” કહી

પોતાના મંત્ર–તંત્રના ચમત્કારના ગુણુની પ્રશંસા કરવા લાગ્યો. ઝડ-પથી દોડી આવતા ઘોડાઓના પગના અવાજો નજીક સંભળાયા. જાલીમસિંહે વિસ્મયતાથી પુનઃ એ તરફ જોયું. ઘોડેસ્વારો નિકટ આવી પહોંચ્યા હતા. દિપકના પ્રકાશમાં તેઓની ભિષણુ મૂર્તિઓ જોઇ જાલીમસિંહના હૃદયમાં ભયનો સંચાર થયો. તેણે ભૈરવાચાર્ય સામે જોયું. ભૈરવાચાર્યની સ્થિતિ પણુ વિચિત્ર થઈ રહી હતી. તે નિશાથી ચકચૂર બની ડાબા હાથમાં ચલમ પકડી રાતી આંખે ઘોડે-સ્વારોની તરફ જોઇ રહ્યો હતો. તેનો શિષ્ય પ્રાણુશંકર તો સૌની પાછળ ભરાઇ પીંપળાના પાંદડાની માફક ધ્રુજતો હતો. આવનાર ઘોડેસ્વારો હથીઆરબંધ હતા. સઘળાએ મુખ પર બુકાનીઓ બાંધી હતી; તેથી તેઓના ચ્હેરા બરાબર જોઇ શકાતા નહોતા. તેઓ અલ્પ સમયમાં છેક નજીક આવી ઝપોઝપ ઘોડેથી નીચે ઉતરી દોડયા. તેમને દોડી આવતા જોઇ ભૈરવાચાચાર્યે રાજાનો હાથ પકડી ભયાનક નાદે બૂમ પાડી કે, “ રાજા ! નાસો, જીવ બચાવવા નાસો, ભૂતા-વળનાં ટોળેટોળાં દોડી આવ્યાં છે. ” કહી ભૈરવાચાર્ય અડબડીયાં ખાતો ઝપાંટાબંધ દોડવા લાગ્યો. જાલીમસિંહે જાન જોખમમાં ધારી તેનું અનુકરણુ કર્યું. બન્ને જણુા પૂર વેગે દોડવા લાગ્યા. ભયથી ધ્રુજતો પ્રાણુશંકર નાસી શકયો નહિ. તે ઘેરાઇ ગયો. આવનાર માણુસોએ તેને કંઇ પણુ ઇજા નહિ પહોંચાડતાં દ્રવ્યની પેટીઓ હાથ કરી સૌએ પોતપોતાના ભાગે પડતી પેટીઓ ઘોડા પર મૂકી દીધી. તે પછી તેમણે વિજય પ્રાપ્તિની નીશાનીમાં “ ધર્મસિંહની જય ગર્જના પોકારી ઘોડેસ્વારી કરી. આ આવનાર ટોળી ધર્મસિંહ બહારવટીયાની હતી. ધર્મસિંહના જાસુસો છૂટા છવાયે ચારે તરફ ફરતા હતા. તેમણે ચંપાનગરમાંથી મેળવેલા દ્રવ્યની બાતમી મેળવી હતી. તે દ્રવ્ય લૂંટી

લેવાના ઇરાદે પચાસ માણસો તૈયાર થઇ જાલીમસિંહની પાછળ પડયા હતા. જ્યારે જાલીમસિંહ સઘળો માલ નગરની બહાર રાખી અંદર પ્રવેશ્યો ત્યારે આ લોકો પણ અનુકુળ સમયની રાહ જોતા કોતરોમાં છૂપાઇ રહ્યા; અને સમય પ્રાપ્ત થતાં તેમણુ ફતેહ મેળવી. એવામાં એક ઘોડેસ્વારની નજર બાજુ પર ઓશીઆળા જેવા થઇ ઉભેલા પ્રાણુશંકર પર પડી. તે પોતાના ભાઇબંધોને અટકાવી નીચે ઉતર્યો, અને પ્રાણુશંકર પાસે જઇ પૂછ્યું, " તું કોણ છે ? "

" હું એક ગરીબ બ્રાહ્મણ છું. " પ્રાણુશંકર ગળગળે સાદે બોલ્યો.

" તું બ્રાહ્મણ થઇને અધર્મી રાજાની સેવા શા માટે કરે છે ? "

" આ પેટને માટે. ઘણુંએ લાગી આવે છે પણ શું કરૂં ? "

" લે ત્યારે હું તને બ્રાહ્મણું જાણી અત્યારે પાંચસો સોના-મ્હોરો આપું છું. તે લઇ તું બીજા ગામમાં ચાલ્યો જા. " કહી તે સ્વારે પેટી ઉઘાડી તેને સોનામ્હોરો આપી. પ્રાણશંકરના આનંદનો પાર રહ્યો નહિ. તેણે તેજ વખતે મધુપુરને નમન કરી તે ઘોડેસ્વારો સાથે જવાની ઇચ્છા દર્શાવી. ઘોડેસ્વારોના સરદારે તેને પોતાની સાથે ઘોડાપર બેશાડી ત્યાંથી ગમન કર્યું. ઘોડેસ્વારો થોડી વારમાં કોતરોમાં અદ્રશ્ય થઇ ગયા. સર્વત્ર નિઃસ્તબ્ધતા વ્યાપી ગઈ. રાત્રિ રાત્રિનું કામ કરવા લાગી. નિશાચર પક્ષીઓ પાંખોના ફફડાટથી શાન્ત રાત્રિમાં ખલેલ પાડી શીકારની શોધમાં આમ તેમ ઉડવા લાગ્યાં. અંતે પ્રાતઃકાળની તૈયારી થઈ. પૂર્વમાં પ્રકાશ છવાયો. તારાઓ એક પછી એક નભમાં વિલુપ્ત થવા લાગ્યા. રાજા જાલિમસિંહ હજી જાગૃતાવસ્થામાં તેના મહેલની અંદર બેઠો હતો. પાસે ભૈરવાચાર્ય પણ દિઙ્મુઢ બની બેશી રહ્યો હતો. રાજાએ નગરમાં આવી ઘણા સિપાહીઓને દોડાવ્યા હતા. પણ બહારવટીયાઓનો પત્તો લાગ્યો નહોતો.

આથી જાલીમસિંહના ઉદ્વેગનો પાર રહ્યો નહોતો. વિના મુશીબતે મેળવેલું અખુટ દ્રવ્ય એકાએક લૂંટાઇ જવાથી તેના શોકની સીમા રહી નહિ. તેણે ભગ્ન મને ભૈરવાચાર્યના સામે જોઇ કહ્યું, " ગુરૂ મહારાજ! મહા બળવાન રાજાનું પણ ધન આખરે લુંટાયું. તમે ત્રીકાળ-જ્ઞાની છો. સમાધી ચઢાવીને જુઓ તો ખરા કે તે માણસો કોણ હતા ? ખરેખર! તેમની હિંમત પણ વખાણવા જેવી હતી. "

ભૈરવાચાર્ય ભ્રકુટી ઉંચે ચઢાવી બોલ્યો, " રાજા ! એ તમામ માણસો લુંટેલું ધન લઇ સુખરૂપે તેમના સ્થાન સુધી જઇ શકશે નહિ. મારો ભયંકર ક્રોધ તેઓની પર ઉતર્યો છે. જોને, મારો શિષ્ય પ્રાણશંકર પણ પ્રભાત થવા આવ્યું છતાં હજી આવ્યો નથી. આથી મને વ્હેમ પડે છે કે તે ગરીબ પ્રાણીયો નક્કી તે ક્રૂર લુંટારાઓના પંજામાં સપડાઈ ગયો હશે. હવે તેને ભૈરવદાદાના ભરોંસા પર છોડયા વિના છુટકો નથી. હું આ પળેજ સમાધીદ્વારા સઘળી બાબતની તપાસ કરૂં છું. જો તેઓએ મારા પ્રાણશંકરનો જીવ લીધો હશે તો મહા ઉત્પાત થશે. મારો પ્રાણશંકર ભૈરવનો સાચ્ચો સેવક હતો. ભૈરવનાથ જરૂર તેનું વૈર લેશે. " આમ ગપ ઠોકી ભૈરવાચાર્યે પદ્માસન લગાવી સમાધી ચઢાવવાનો ઢોંગ કરી નાક પકડયું. રાજા તેની સામે જોઇ રહ્યો. થોડી વાર એવી રીતે સમય પસાર કરી ભૈરવાચાર્યે સમાધી ઉતારી આંખ્યો ઉઘાડી કહેવા માડયું, " રાજા ! મારા પ્રાણીયાનું મુખ જોવું હવે દુર્લભ છે. હાય તે મારો ગરીબ શિષ્ય લુંટારાઓની બંદુકોનો ભોગ થઇ મરી ગયો. તેણે મરતી વખતે પણ ધનની પેટીઓ બચાવવાને ભારે પરાક્રમ દર્શાવ્યું હતું. હાય એવો શિષ્ય મને હવે કદાપિ કાળે મળનાર નથી. " કહી ભૈરવાચાર્ય અત્યંત શોક કરવા લાગ્યો. જાલીમસિંહે તેને આશ્વાસન આપી કહ્યું,

"મહારાજ ! થયું તે ન થયું થનાર નથી. મને પણ તે તમારા શિષ્ય માટે ઘણું લાગી આવે છે, બીચારાએ આપણા ધનના રક્ષણમાં જ પ્રાણ ગુમાવ્યા. પ્રભુ તેના આત્માને શાન્તિ આપો. વારૂ ગુરૂરાજ ! એ દુષ્ટો કોણ હતા તે કંઇ જણાયું ?"

"હા, તે પેલા ધર્મસિંહ બહારવટીયાના સૈનિકો હતા. રાજા ! હવે તારી પડતી આવી છે એ નક્કી સમજજે. તારાથી જાણે અજાણે ભૈરવનાથનો ભયંકર અપરાધ થઇ ગયો છે. એને માટે તારે અને મારે થોડાક દિવસમાં મહાભારત આફતની અંદર ઉતરવું પડશે." ભૈરવાચાર્યે ગપ ઠોકી. રાજા વિચારમાં પડી બોલ્યો, "હવે એનો કંઇ ઉપાય ?"

"ઉપાયમાં મારે હવે એક મોટા યજ્ઞનો આરંભ કરવો પડશે." પણ તે પૂર્ણ થાય એમ હું ધારતો નથી. હું......" ભૈરવાચાર્ય આગળ બોલતો અટક્યો. દ્વાર રક્ષકે એક જાસુસના આવવાના વર્તમાન જણાવ્યા. રાજાએ તેને આવવાદેવાની આજ્ઞા આપી. દ્વાર રક્ષક ચાલ્યો ગયો અને થોડી વારે એક જાસુસ અંદર આવીને રાજાને નમન કરી બાજુ પર ઉભો રહ્યો. રાજાએ તેને ઓળખી પૂછ્યું. "કેમ કંઇ જાણવા જેવા સમાચાર લાવ્યો છે ?"

"હા, દક્ષિણ તરફથી ખંડણી ઉઘરાવીને આવતા સરદાર માધવસિંહ લુંટાઇ ગયા છે અને પ્રાણ બચાવવા તેઓ બહારવટીયાને મળી ગયા છે." જાસુસે જણાવ્યું.

"હેં ! તું આ શું કહે છે ? શું મારા વફાદાર સરદારે બહારવટીયાનું શરણ સ્વિકાર્યું ?" રાજાએ ગભરાઇને પૂછ્યું.

"હા, અને વળી મારા એક ખાત્રી લાયક માણસ તરફથી એવા પણ સમાચાર મળ્યા છે કે રાણી વિષકન્યા પણ જુલ્મગાર બહારવટીયાઓના સપાટામાં સપડાયાં છે." જાસુસે બીજી બાબત જણાવી.

જાલીમસિંહના ખેદનો પાર રહ્યો નહિ. તે અવાચક જેવો બની લમણે હાથ ટેકવીને બેશી રહ્યો. એવામાં જ કારાગ્રહ રક્ષક સિપાહીઓએ ત્યાં આવી જણાવ્યું કે, "કેદખાનામાંથી રાજા અમરસિંહ અમારી અગાઉના પેહેરેગીર સિપાહીઓને ફોડી તેમને સાથે લઇ નાશી ગયા છે. ઘણી તપાસ કરી પણ તેમનો પત્તો લાગતો નથી."

ઉપરાઉપરી આવા સમાચાર સાંભળી રાજા ગભરાઇ ગયો. તેણે કપાળ પર કર પ્રહાર કરી ભૈરવાચાર્ય સામે જોયું. આંખ્યોનો પલકારો માર્યા વિના જોઇ રહી સર્વ વાર્તા શ્રવણ કરતો ભૈરવાચાર્ય બોલી ઉઠયો, "કેમ ? મારૂં કહેવું. ખરૂં પડયું ને ? રાજા ! આ આપણી પડતીનું પહેલું જ પગથીયું છે. હાય ! મારો ગરીબ પ્રાણીયો ગયો." કરી ભૈરવાચાર્યે શોક દર્શાવ્યો. તે પછી રાજાએ જાસુસને અને કારાગૃહ રક્ષકોને વિદાય કર્યા. તેને આજે કંઇ પણ ચેન પડતું નહોતું. તે પોતાની આસપાસ ભયનાં વાદળાંને ઝઝુમતાં જોતો હતો એવામાં તેને ભૈરવાચાર્યે જણાવ્યું કે, "હું શુભ મુહુર્ત જોઇ યજ્ઞનો આરંભ કરીશ. જે પુષ્પાને તું ઉપાડી લાવ્યો છે તે આપણું સર્વસ્વનાશ કરનારી છે. રાજા ! તું હવે તેની પર એક છેવટનો પત્ર લખ. જો તે ન માને તો તેને છેવટે યજ્ઞકુંડમાં હોમી બળીદાન આપીશું. આ મારો છેલ્લો પ્રયત્ન છે; અને હું ધારૂં છું કે આ યજ્ઞથી ભૈરવ પ્રસન્ન થઇ આપણને ભયંકર ભયમાંથી ઉગારશે." આવી રીતની અનેક બડાઇઓ હાંકી ભૈરવાચાર્યે રાજાને આશ્વાસન આપ્યું. તે પછી ભૈરવાચાર્ય રાજાની રજા લઇ તેના સ્થાન પ્રતિ ગયો. તેના ગયા પછી જાલીમસિંહ પણ પ્રાતઃકર્મ કરવાને મહેલના બીજા ભાગમાં ભાગે પગે ચાલ્યો ગયો.

# પ્રકરણ ૨૬ મું.

## " છેલ્લી સમજાવટ. "

પુષ્પાવતીને મધુપુરમાં રહે ઘણા દિવસ થઇ ગયા હતા. જાલીમસિંહે તેને સમજાવવાને અનેકાનેક પ્રયત્નો કર્યા હતા; પણ તે આર્ય બાળા તેના ટેકથી ડગી નહોતી. પાપાત્મા જાલીમસિંહે ત્રાસ આપવામાં પણ બાકી રાખી નહોતી. ભૈરવાચાર્યે પણ ભયાનક સ્વરૂપથી તેને ભય પમાડી જાલીમસિંહની વૃત્તિને અનુકુળ થવાને સમજાવ્યું હતું પરંતુ પુષ્પા એકની બે થઇ નહિ. કેટલાક દિવસથી તે પણ જુદા પ્રકારની થઈ હતી. હવે જાલીમસિંહને જોઇ તે સતી સન્નારીનું લોહી ઉકળી આવતું અને આજ નરરાક્ષસ મારા શ્વસુર કુટુંબનું સત્યાનાશ કાઢનાર છે ધારીને તે ચંડીકા સ્વરૂપ ધરતી. તે હમેશાં પોતાની પાસે એક કટાર રાખી મૂકતી. ખાતાં–પીતાં–સૂતાં–બેસતાં પણ કટારને અલગ કરતી નહિ. શ્વસુર પક્ષના સંહારની ખબર સાંભળી તે દિવાની જેવી બની ગઇ હતી. જાલીમસિંહને જોતાંજ તે કટાર ખેંચી તેને મારવા દોડતી, જાલીમસિંહે તેનું ભૈરવી સ્વરૂપ જોઇ તેની પાસે આવવાનું બંધ કર્યું હતું. આજ કેટલાએ દિવસથી તેને કોઇ સમજાવવાને આવ્યું નથી. તેની પાસે સેવામાં રહેતી બુઢ્ઢીઓ પણ એક શબ્દનો ઉચ્ચાર કર્યા વિના ત્યાં બેશી રહેતી. ઘણા દિવસ એક જ સ્થળે પુરાઇ રહેવાથી પુષ્પા હવે કંટાળી ગઈ હતી. તેને તેનું જીવન ઝેર જેવું લાગતું હતું. તેણે આત્મહત્યા કરવાને અનેકવાર પ્રયત્નો કર્યા પણ તેની હિંમત ચાલતી નહિ. તે આખો વખત રડીને તેનો સમય પસાર કરતી. તેના દુઃખનો પાર નહોતો. તેને શાન્તિ આપનાર ત્યાં

કોઇ નહોતું, તે કવ્ચિત ખાતી તો કવ્ચિત ઉપવાસ કરતી અને આખો દિવસ બ્હાવરાની માફક બેશી રહેતી. રાત્રિએ જાગૃત રહેતી. આવા કષ્ટથી પ્રફુલ્લ મુખી પુષ્પા શુષ્ક અને નિસ્તેજ થઇ ગઇ. તેનું વદન ફિક્કું પડી ગયું. શરીરમાં તાવ રહેવા લાગ્યો. તે વારંવાર કંટાળી આકાશ સામે હાથ જોડી પ્રભુની પ્રાર્થના કરતી હતી કે હે પરમાત્મા મારો આ નરકાગારમાંથી ઉદ્ધાર કરો યાતો મારૂં મ્હોત લાવો. હું હવે જીવવાને લાયકની રહી નથી, મારૂં સર્વસ્વ દુષ્ટ જાલીમસિંહે નાશ કર્યું છે. તે મારો પૂર્વ જન્મનો પરમ શત્રુ ઉત્પન્ન થયો છે. તેણે મારા પ્રિય પ્રાણપતીનો સદાને માટે વિયોગ પડાવ્યો છે. તે દુષ્ટના સાતે જન્મ વિયોગમાંજ વિતજો. આ કકળતી આંતરડીનો તેને શ્રાપ છે કે તે નિર્વંશ મરજો અને તેનું રાજ્ય તેના શત્રુઓ પાસે જજો. તેને તેના શત્રુએ આપેલા અન્નપર ગુજારો કરવો પડજો. પરમાત્મન્ ! જો મ્હેં આજ પર્યંત સત્ય પાળ્યું હોય તો મારો શ્રાપ અવસ્ય તેને લાગજો અને પરાઇ અબળાઓના પર જુલ્મ ગુજારવાનાં ફળ આ જન્માં જ પ્રાપ્ત થજો. વિશ્વંભરનાથ ! તમારા સિવાય હવે મારી રક્ષા કરનાર કોઇ નથી. હે મધુસુદન ! જે વખતે મઘરે હાથીને પકડયો હતો; હાથી ડુબીને મરવાની અણી ઉપર હતો, તે વખતે આપ દયાળુએ તેની સ્તુતી સ્વિકારી તેનો બચાવ કર્યો હતો. મહાભારત યુદ્ધના વખતમાં અસંખ્ય સૈનિકોની વચ્ચમાં તમે અસહાય પક્ષીઓનાં બચ્ચાંઓને હાથીના ઘંટતળે દબાવી મ્હોતના મુખથી બચાવ્યાં હતાં, દ્રૌપદીની ભરી સભામાં લજ્જા રાખનાર પણ આપજ હતા. હે ભક્ત દુઃખ ભંજન ભગવાન ! આપ દીનના પ્રતિપાળ કહેવાઓ છો; તો શામાટે હજી સુધી અદશ્ય રહી મને દુઃખમાં ડુબાવો છો ? આવો, આવો, વૃજવિહારી ! આવો; અને આ જુલ્મગારના નરકાગારમાંથી આ અનાથ

અબળાનો ઉદ્ધાર કરો. આમ બોલતી પુષ્પાવતી દીનવદને ઉંચે નિહાળી પ્રભુની પ્રાર્થના કરતી હતી. આજે તે અત્યંત વ્યાકુળ બની ગઇ હતી. બે દિવસથી તેણે અન્નનો એક ગ્રાસ પણ મુખમાં મુકયો નહોતો. અધિકાધિક મનોવેદનાથી સ્વરૂપવતી પુષ્પા સૂકાઇ ગએલા કાષ્ટ સમાન દીસતી હતી, તેની આંખ્યો ઉંડી ઉતરી ગઇ હતી, તેની પાસે રહેતી વૃદ્ધાઓ કવચિત તેને સમજાવવાનો પ્રયત્ન કરતી; પણ તે પહેલાંજ પુષ્પાવતી તેમને ધુતકારી કાઢી બોલતી બંધ કરી દેતી. બુઢ્ઢીઓ સમય વિચારી મૌનધારી બેશી રહેતી. તેઓ પુષ્પાની સ્થિતિથી પૂર્ણ વાકેફ હતી. તેઓ મનમાં સમજતી કે જો પુષ્પાને હવે વિશેષ કહીશું તો કદાચ તેની કટારનાં ભોગ થઇ પડીશું. આજે પરમાત્માની પ્રાર્થના કરતી પુષ્પાએ ઘણો સમય ગુમાવ્યો. તેની આંખ્યોમાંથી શ્રાવણ–ભાદરવો વરસવા લાગ્યો. તે ઘણીવાર સુધી નીચે જોઇ રહી. તેના દુઃખમાં કોઇએ આશ્વાસન આપ્યું નહિ. તે છેવટે ઉભી થઇ ખુલ્લા જરૂખામાં આવી ઉભી. સાંજ પડવા આવી હતી. લોકો કામ ધંધેથી પરવારી પોત પોતાના ઘર પ્રતિ પ્રયાણ કરતા હતા, સહેલાણી લોકો નગર બહાર ખુલ્લી હવામાં ફરવા જતા હતા. જાનવરો ચારો ચરી પોત પોતાને સ્થાને ગમન કરતાં હતાં. પક્ષીઓ પૂર્ણ ખોરાક મળવાથી કલ્લરવ કરતાં માળા પ્રતિ જતાં હતાં. પુષ્પાવતી એ સર્વ દેખાવ જોઇ રહી.

પશુ પક્ષીઓને છૂટાં ફરતાં જોઇ તેને પોતાને માટે ઘણું લાગી આવ્યું. તે પોતાની કંગાલ દશાને પશુથી પણ અધમ સમજવા લાગી. એ અરસ્સામાંજ ફરવા નીકળેલો જાલીમસિંહ ઘોડેસ્વાર થએલો તેની નજરે પડયો. તરત પુષ્પા એક તિરસ્કાર સૂચક દ્રષ્ટિ ફેંકી અંદર આવી અને જમીનપર પાથરેલી સાદડીમાં પડી રડવા લાગી, એવામાં એક સ્ત્રીએ પુષ્પાવતીના ઓરડામાં પ્રવેશ કર્યો. તે સ્ત્રી દેખાવમાં

ફાંકડી મનમોહક લાગતી હતી. તેણે બનારસી સાડી પહેરેલી હતી. વાળ પટી પાડીને ઓળેલા હતા. તેના હોઠ પાન ચાવવાથી લાલચોળ જણાતા હતા. તેની ચપળ ચક્ષુઓ ચારે તરફ ફરી તેની ચંચળતા સૂચવતી હતી. આ સ્ત્રી પણ જાલીમસિંહની રખાત છે. તે જાલીમ-સિંહનો પત્ર લઇ પુષ્પાની પાસે આવી છે. પુષ્પાની દૃષ્ટિ હજી તે ચાંડાલની પર પડી નથી. તેતો હજી નીચી નજરે જોઇ બેશી રહી છે તે મદોન્મત સ્ત્રીએ ત્યાં બેઠેલી વૃદ્ધાઓ સામે જોયું. આખી જીંદગી કુટણા પણામાં વિતાવેલી વૃદ્ધાઓએ તેના સામે જોઇ આંખથી કંઇક ઓરજ ઇસારો કર્યો. તે સ્ત્રી પણ આંખ્યોના ઇસારાથી કંઇક જવાબ આપી પુષ્પાની નજીક આવી બોલી " પુષ્પાવતી ! "

પુષ્પાએ ચમકીને ઉંચે જોયું. તેણે પોતાની આગળ એક અલ-બેલી સ્ત્રીને ઉભેલી જોઇ. તે વિસ્મયતાથી સજળ નયને તેના મુખ સામે જોઈ રહી. તેની એવી દશા નિહાળી તે સ્ત્રીએ તેનું ઉપહા-સ્ય કરી કહ્યું.

" પુષ્પાવતા ! તું શામાટે હાથે કરીને દુઃખી થાય છે ? અરેરે ! જોને, તારૂં સુકોમળ શરીર કેવું કરમાઇ ગયું છે. તારા ગુલ્લે ગુલાબી ગાલમાં ખાડા પડી ગયા છે. ખરેખર, ત્હેં હાથે કરીને જ તારા શરી-રની આવી અવદશા કરી છે. પુષ્પા ! યાદ રાખજે કે મનુષ્ય જન્મ વારંવાર મળનાર નથી. આ જન્મ ફક્ત સુખ ભોગવવાને માટેજ છે. રાજા જાલીમસિંહની સેવા ઉઠાવવાને હું પણ પ્રથમ તારી માફક હઠ પકડીને બેઠી હતી; પરંતુ મારો કોઇએ છૂટકો કરાવ્યો નહિ. બસ તે પછી મ્હેં તરત રાજાની સેવા સ્વિકારી. જાલીમસિંહ મહારાજ મને અત્યંત પ્રેમથી ચાહવા લાગ્યા, તેમની કૃપાથી હું આજે શરીરે પણ અલમસ્ત થઇ સ્વર્ગીય સુખ ભોગવી રહી છું. પુષ્પા ! તું એમ સમ-

જતી હોઇશ કે એકની સાથે લગ્ન થઇ ગયા પછી બીજાની સાથે પ્રેમ બાંધવામાં મહાપાપ છે, પણ ના, એવું સમજતી નહિ, સ્ત્રીયોને સંપૂર્ણ સુખ એક પતીથી કદાપિ મળતું નથી. માટે જ્યારે ઇચ્છા થાય ત્યારે બીજો પ્રેમી કરવામાં જરીક પણ વિલંબ કરતો નહિ. આપણે સ્વતંત્ર છીએ. હું......"

તેના લંબાણ ટાયલાંથી પુષ્પા કંટાળી બોલી ઉઠી, "બહુ થયું, હું તમારૂં બોલવું પૂરેપૂરી સમજી ગઇ. અરેરે! જ્યાંનો રાજા પરદારા લંપટ, ત્યાંની અબળાઓ કયાંથી શુદ્ધ હોય? અરે તેમનામાં પછી પ્રેમનો અલ્પ અંશ પણ કયાંથી હોય! હા પ્રભુ! તમે મને કેવા દુઃખના પંજામાં સપડાવી છે? બાઇ! તમે જ્યાંથી આવ્યાં છો ત્યાં પાછાં ચાલ્યાં જાઓ. અહિં તમારા ઉપદેશની કંઇપણ અસર થનાર નથી. હું પુણ્યભૂમિમાં ઉત્પન્ન થએલી છું અને તમે આ પિશાચ-પ્રેત ભૂમિમાં જન્મેલાં છો. તમારામાંને મારામાં આસમાન જમીનનો ફેર છે; એટલે વિચારમાં પણ તફાવત હોય એમાં નવાઇ નથી. તમારૂં માનવું ભલે તમે સત્ય માનનાં હો પણ મારૂં સમજવું તો એવું છે કે જે સ્ત્રીએ મનુષ્ય જન્મ પામી અગ્નિ અને બ્રાહ્મણની સાક્ષીએ જે પતિનો હાથ પકડ્યો હોય તેનો ત્યાગ કરી તે અન્ય પુરૂષની સાથે પ્રેમ બાંધે છે તે મહાપાપીની-પિશાચીની છે, તે અંતે રૌરવ નર્કની અધીકારી છે. બાઇ! મારી આ દ્રઢ માન્યતા છે, માટે હવે વેળાસર આવ્યાં હો ત્યાં પાછાં પધારી જાઓ."

તે સ્ત્રીએ પુષ્પાનું હાસ્ય કરી કહ્યું, "તો ભલે તું તારી આખી જીંદગી આ એકાન્ત વાસમાંજ પૂરી કર. મને તો તારા જેવી અજ્ઞાન કોઇ જણાતી નથી; કારણકે જ્યારે સ્વર્ગ સુખ માગ્યા વિના તારા ચરણ આગળ આવે છે ત્યારે તું ઠોકર મારી દૂર કરે છે. ખરે, તારા

ભાગ્યમાંજ સુખ નથી.” પુષ્પાને તેના શબ્દોથી ગુસ્સો ચઢયો. તે છેડાઇને બોલી ઉઠી. “ મારે સ્વર્ગ સુખમાં આગ મુકવી નથી. તું હવે વધારે લવારો કર્યા વિના અહિંથી જાય છે કે નહિ ?”

“ ના, હું મારૂં કામ કર્યા વિના અહિંથી જનાર નથી.” તે સ્ત્રીએ કહ્યું.

“તું શું કામ કરવાને અહિં આવી છે ?” પુષ્પાએ પૂછયું.

“ મહારાજ જાલીમસિંહનો પત્ર આપી તારો છેલ્લો જવાબ લેવા હું આવી છું.”

“ તારો રાજા પશુ છે. તેને મ્હેં અનેક વખત જવાબ આપી દીધા છે કે આ પુષ્પા તેના ટેકમાં અચળ છે; છતાં તે શ્વાનની માફક વારંવાર શામાટે પૂછાવે છે. જા, ચાલીજા, મારે તેનો કાગળ જોઇતો નથી.” કહી પુષ્પા ત્યાંથી ખસી દૂર જઇ ઉભી રહી, પત્ર લઇ આવેલી સ્ત્રી ખડખડાટ હસી પડી બોલી, “પુષ્પાવતી ! તું શા માટે આવી ઉદ્ધતાઇ કરે છે ?”

“ તે મારે સમજવાનું છે તારે નથી.”

“ શું તું મહારાજાનો આ પત્ર નહિ વાંચે ?”

“ તારો મહારાજાએ મૂઓ અને તેનો પત્ર પણ બળ્યો.”

“ શું એક રાજ રાજેન્દ્રનું આટલું બધું અપમાન ? પુષ્પા ! તારે આ પત્ર અવશ્ય વાંચવોજ પડશે.”

“ મ્હેં તને એક વખત કહ્યું છતાં સાંભળતી નથી ?”

“ હું તને પરાણે આ પત્ર વાંચી સંભળાવીશ.”

“ તેને માટે તારી મરજીમાં આવે તેમ કર, હું તો તેમાંનો એક અક્ષર પણ સાંભળવાને ચાહતી નથી.” કહી પુષ્પાં કાનમાં આંગળીયો ઘાલી પીઠ ફેરવી ઉભી રહી. પેલી સ્ત્રી પણ હઠ કરીને

ત્યાં ઉભી રહી. તેણે જાલીમસિંહનો આપેલો પત્ર કાઢી વાંચવા માંડ્યો, તેમાં તે નરાધમ રાજાએ લખ્યું હતું કેઃ—

પ્રાણપ્રિય પુષ્પા !

હું તને મારૂં સર્વસ્વ અર્પણ કરી ચૂકેલો છું. મારા રોમેરોમમાં તારા પ્રત્યેનો પ્રેમપ્રવાહ પથરાઇ રહ્યો છે. તારી મનમોહિની મૂર્તિ મારા હૃદયમાં સજ્જડ ચોંટી ગઇ છે. હું તને વિસારવા અને તારા પ્રત્યેના પ્રેમને અટકાવવા અનેક યત્નો કરૂં છું; પણ હું નિષ્ફળ થાઉં છું. સુંદરી ! તારા દેદારનાં દર્શન થયાં છે, ત્યારનો હું મહા વિષમ જ્વરથી પીડાઉં છું. હું તારો સાચ્ચો પ્રેમિ છું, તે તું નક્કી માનજે. તેમ છતાં જો તને અવિશ્વાસ હોય તો તું એક વાર મારી પરીક્ષા કરી જો. હું તારા માટે આ પ્રાણ આપવાને પણ પાછો પડીશ નહિ. પ્રિયે ! મારી આટલી બધી વિનંતી છતાં તું શા માટે મારો તિરસ્કાર કરે છે ? શું તારૂં સુકોમળ હૃદય અંદરથી કઠોર છે ? હા, મને તો એમ જ સમજાય છે. એક પ્રેમિ પ્રત્યે આટલી બધી કઠોરતા ધરવી એ તને લાયક નથી. માટે મારી પર દયા કર અને મદનના વિષમજ્વરથી મૃતઃપ્રાય થએલા તારા પ્રેમિની મન કામના પુર્ણ કરી બચાવ. તને મહા પુન્ય થશે. તું નહિ માને તો તારા વિરહથી જરૂર મારો જીવ જશે. માટે હઠીલી હઠને ત્યાગી આ પત્ર વાંચી સેવક પર દયા દર્શાવજો. એક પળ વર્ષો સમાન જાય છે. વિશેષ શું લખું ?

તારો.

જાલીમસિંહ.

પત્ર વાંચી તે કુટિલ સ્ત્રી મોટેથી બુમ પાડી બોલી, " કેમ આ વિનંતી પત્ર સાંભળ્યો કે ?"

પુષ્પા નિરૂત્તર રહી. આથી તે કુટિલાએ તેની પાસે જઇ તેનો ખભો હલાવી પૂછ્યું, " કેમ હવે શું જવાબ આપે છે ? "

" શાનો જવાબ લેવા આવી છે ચંડાલણી ? " પુષ્પાએ ક્રોધથી કહ્યું.

" આ પત્રનો. " તે સ્ત્રીએ જવાબ આપ્યો.

" મ્હેં તને ક્યારનોએ જવાબ આપી દીધો છે; માટે કૃપા કરી તું હવે અહિંથી ચાલી જા, હું તને અત્યારે કાળ સ્વરૂપ જોઉં છું. ઝાઝીવાર કરીશ તો પરીણામ વિપરીત આવશે." પુષ્પાએ જવાબ આપ્યો.

તે સ્ત્રી ત્યાંથી જવાને બદલે ઉભી--ઉભી હસવા લાગી. તેણે થોડીવાર શાન્ત રહી પુનઃ બોલવું શરૂ કર્યુંઃ " પુષ્પા ! પરીણામની મને પરવાહ નથી. મારી ફરજ છે કે મારા માલીકની સેવા બજાવવી. તેમ તારી પણ દયા ખાઇ તારી ભૂલ તારી પાસે જ કબુલ કરાવી તને સુખી કરવી એ પણ હું બીજી ફરજ સમજું છું. મને સારી રીતે ખબર છે કે તું આ સ્થળે ઘણી દુઃખમાં છે, દુઃખ–શોકથી ત્હેં તારા મુખની ગુલાબી લાલી ગુમાવી છે. તારા ગાલ બેશી ગયા છે. આંખ્યો ઉંડી ઉતરી પડી છે. આખું શરીર ફિકકું પડી ગયું છે. કોઇ તને આ વખતે ધ્યાનથી જુવે તો તરત તેનું મુખ બીજી બાજુએ ફેરવી લે. મારો રાજા જાલીમસિંહ ઘણો શોખીન છે. તે ધારે તો એક ઘડીના છઠ્ઠા ભાગમાં તારાથી અધિક સુસ્વરૂપા સુંદરી સાથે પ્રેમ બાંધી સુખ ભોગવી શકે; પણ ના, તેની એવી ઇચ્છા નથી. તે પશુવૃત્તિનો નથી. તે ફક્ત તને જ ચાહે છે. ભલે તું કદરૂપી થઇ ગઇ પણ તે તારો તિરસ્કાર કરશે નહિ. જ્યારે એક રાજા તારા માટે તેના હૃદયમાં આટલો બધો પ્રેમ રાખી રહ્યો છે તો શા માટે તારે તેને આવકાર આપવો ના જોઇએ ? પુષ્પા ! તારી

હઠથી તમારા બન્નેની હાની થાય છે. તું આવી રીતે શોક કર્યા કરીશ તો વહેલી મરી જઇશ. અકાળે મરવું તે મહા પાપ છે. જીવન રક્ષાને માટે અનેક શાસ્ત્રોમાં કહ્યું છે. જીવન રક્ષા એ જ સુખ થવાનું સાધન છે. જીવનથી જ સૌ કાંઇ કરી શકાય છે. પરંતુ જે મનુષ્ય હાથે કરીને શરીરને કષ્ટ આપી આત્મત્યાગ કરે છે, તેના સમાન આ સંસારમાં મહાપાપી કોઇ નથી. જેણે માનવદેહ ધારણ કરી આત્મા અને શરીરને મનમાનતું સુખ આપ્યું છે તેના જેવું કોઇ પુન્યવાન નથી. પુષ્પા ! તું મહાભાગ્યવાન છે કે જાલીમસિંહ જેવા રાજાધિરાજ તારી પ્રત્યેના પ્રેમથી દુઃખી થાય છે. કોઇ બીજી સ્ત્રીને તેના જેવો શૂરો–પ્રતાપી અને સજ્જન પુરૂષ મળવો મુસ્કેલ છે. જેણે પૂર્વાવતારમાં તપ કરી કષ્ટ સહન કર્યું હોય તેને જ આવા પ્રતાપી પુરૂષ રત્નની પ્રાપ્તી થાય છે. ત્હેં પણ પેલા જન્મમાં કઠીણ તપશ્ચર્યા કરી હશે કે જેથી જાલીમસિંહ જેવો સમર્થ રાજા તારા પ્રેમથી પીડાઈ તને એક સેવકની માફક કરગરી રહ્યો છે. પુષ્પા ! તું બુદ્ધિમતી છે. માટે મારૂં કહેવું માન્ય કરી મારી સાથે ચાલ. હું તને રાજેન્દ્રની પાસે લઇ જાઉં."

આટલું લંબાણ વિવેચન કરી તે કુટિલા પુષ્પાની સામે જોઇ રહી. તેના વિવેચનથી પુષ્પાને ઘણો ક્રોધ ચઢયો; પણ તે ક્રોધ મનમાં સમાવી ઉભી રહી; તે ક્રોધ હવે તેના મુખ પર પ્રકટપણે જણાવા લાગ્યો. તે લાલચોળ નેત્રો વડે એના સામે જોઇ બોલી " તું અહીંથી જાય છે કે નહિ ? "

" ના, હું તને મારી સાથે લીધા વિના જનાર નથી. ચાલ, પુષ્પા ! ચાલ, હઠ મુકી દે. રાજાજી તને સુખી કરશે. " કહી તે સ્ત્રીએ પુષ્પાનો હાથ પકડયો. પુષ્પાના ક્રોધમાં વૃદ્ધિ થઇ. તેણે એક ઝાટક મારી પોતાનો હાથ ખેંચી લીધો અને એકદમ તેના અંગપર

ધસી જઇ તે કુટિલ સ્ત્રીના ગાલપર જોરથી એક તમાચો ખેંચી કાઢી બોલી, "નીચ રંડા! જલ્દીથી અહિંથી ચાલી જા, નહિ તો આ કટારથી પૂરી કરી નાખીશ." કહી પુષ્પાએ કટાર દેખાડી. પુષ્પાના રૌદ્ર સ્વરૂપ સાથે હાથમાં કટાર જોઇ તે અબળા ધીમે ધીમે પાછે પગલે ખસવા લાગી, અને દૂર જતાંજ તે મૂડીગોવાળી નીચે ઉતરી પડી પસાર થઇ ગઇ. પુષ્પા તેની પથારીમાં પડી હૃદય હલકું કરવા લાગી. રાત્રિ કયારનીએ પડી ચૂકી હતી. અંધકારે મધુપુરને અંધાર પિછોડી ઓઢાડી દીધી હતી. વાંચકો! ચાલો આપણે અન્યસ્થળે ગમન કરીએ, મધુપુરને અત્યારે અંધકારમાંજ ઢંકાએલું રહેવા દયો.

---

## પ્રકરણ ૨૭ મું.

### "તૈયારી."

આજ પ્રાતઃકાળથી જ બહાદુર બારવટીયા ધર્મસિંહની છાવણીમાં અપૂર્વ ધામધુમ થઇ રહી છે. તેના તમામ બહાદુર સિપાહીઓ શસ્ત્ર–અસ્ત્રથી સજ્જ થઈ એકત્ર થઇ મોટા મયદાનમાં ઉભા છે. મહિ માતાનું કોતર માણસોથી ઉભરાઇ ગયું છે. જબરો કોલાહલ મચી રહ્યો છે. હજી ધર્મસિંહ જણાતો નથી. સઘળા સિપાહીઓ તેની આતુરતાથી રાહ જોઇ રહ્યા છે, થોડીવારેજ દૂરથી રણશીંગાનો ભયંકર અવાજ સંભળાયો, ધર્મસિંહનું આગમન સૂચવાયું. સઘળાઓએ ધર્મસિંહની જયગર્જના કરી ગગન ગજાવી મૂકયું. ચારે તરફ પડઘો પડી રહ્યો. પ્હાડી પહેલવાન જેવો જણાતો ધર્મસિંહ ત્વરીત ગતીએ આવતો જણાયો. તેની પાછળ ભયંકર રાક્ષસ જેવા જણાતા

બળવાન્ બાંધાના પચિસ ભીલ સરદારો ખભે મોટાં કામઠાં ભરાવી અને હાથમાં તીરોના થોકડા પકડી ચાલતા હતા. તેઓની સાથે ચાલતો ધર્મસિંહ થોડીવારમાં તેના માણસો સમક્ષ આવીને ઉભો રહ્યો. પુનઃ સઘળાઓએ જયગર્જનાથી તેને વધાવી લીધો. પોતાના માણસોની અપૂર્વ ભક્તિ જોઇ ધર્મસિંહનું હૃદય હર્ષથી ઉભરાઇ આવ્યું. તેણે એક ટેકરાપર ચઢી બોલવું શરૂ કર્યું. " મારા ભાઇઓ ! તમે મારી સાથે ઘણું દુઃખ ભોગવ્યું છે. તમોએ ભૂખ–તરસની પણ દરકાર રાખી નથી. આપણી આવી દુઃખી દશા કરનાર કોણ છે તે તમે જાણો છો ? સાંભળો, આપણી આવી અધમ દશા કરનાર મધુપુરનો રાજા જાલીમસિંહ છે. તે ઘણો અત્યાચારી છે. તેણે અનેક જનોના સુખમાં ઝેર રેડયું છે. તેના જુલ્મથી અનેક મનુષ્યો ઘરબાર વિનાના થઇ જંગલમાં રખડે છે. તેના હુકમથી ધનવાનો પલકવારમાં ભીખ માગતા થઇ જાય છે. સતી સન્નારીઓનાં શીયળ લુંટાઇ જાય છે, પ્રજાની દાદ ફરીયાદ કોઇ સાંભળતું નથી. તેના સરદારો અમલદારો મળેલી સત્તાનો દુરૂપયોગ કરી પ્રજાને કનડે છે, અને તેમની પાસેથી મન માનતું દ્રવ્ય કઢાવે છે. છેક હલકામાં હલકો સિપાહી પણ એવી રીતે વર્તે છે. પ્રજાના લુંટેલા ધનથી તેમદાંધ રાજા એશઆરામ કરે છે. તેને પ્રજાની કાળજી નથી. તે વિષયી છે–વ્યસની છે, રાજ કરવાને તદ્દન નાલાયક છે. ભાઇઓ! તમે સાંભળ્યું તો હશે કે જ્યારે પૃથ્વી પર પાપની વૃદ્ધિ થાય છે; પ્રજા પીડાય છે, ન્યાય શિથીલ થાય છે; અને અત્યાચારીઓના જુલ્મી જુલમથી આ ધરતી ધ્રુજે છે; ત્યારે શ્રીહરી અવતાર ધારણ કરી પાપીઓનો નાશ કરે છે અને પુન્યાત્માઓનું સંરક્ષણ કરે છે. જુલ્મી જાલીમનો પાપ કુંભ પણ હવે સંપૂર્ણ ભરાઇ ગયો છે. તેના જુલ્મની હદ આવી રહી છે. કુદરત

તેના પર રૂઠી છે. શ્રી ભગવાન તેને શિક્ષા કરવાને અન્ય સ્વરૂપે પ્રકાશી રહ્યા છે. તેમણે આપણને પણ તે દુષ્ટને દંડ દેવાની પ્રેરણા કરી છે. માટે આપણે હવે તે દુષ્ટનો નાશ કરવાને કમ્મર કસવી જોઇએ. આપણે પુન્યવાનોના પ્રતિપાળ અને દુષ્ટ જનોના કાળ છીએ, આપણે બહારવટુ કરી આજ પર્યંત એક પણ અઘટિત પગલું ભર્યું નથી, આપણે બ્રાહ્મણ; સ્ત્રી અને નિર્દોષ જનોને કદી સંતાપ્યાં નથી. આપણે તો દુષ્ટ જનોને જ ત્રાસ આપી ધન એકત્ર કર્યું છે. ભાઇઓ! જે જાલીમસિંહે મને રાજપાટ વિનાનો કરી રઝળતો બનાવ્યો છે; તેને હવે બદલો આપવાનો વખત નજદીક આવ્યો છે, હું મારૂં વૈર પૂર્ણ કરનાર છું; અને થોડા દિવસમાં જ એ તરફ કુચ કરી મયદાન પડનાર છું. મારા વીરાઓ! બોલો, તમને સઘળાને મારૂં કહેવું કબુલ છે કે નહિ?" ધર્મસિંહ બોલતો બંધ થયો. તેના ભાષણથી સૈનિકો ઉશ્કેરાઇ ગયા. તેમણે પોતાનાં શસ્ત્રો ઉંચા કરી ગર્જના કરી કે, "તે જુલમગાર રાજાને મારી નાખો, કાપી નાખો, તેને આ પૃથ્વી પરથી વિદાય કરી નર્ક કુંડમાં મોકલી આપો."

સૈનિકોનો જુસ્સો જોઈ ધર્મસિંહને અત્યાનંદ થયો. તેણે હસ્તે વદને કહ્યું, "ધન્ય છે, મારા સૂરાઓ! તમે ખરેખરા પ્રજાપાલક કહેવાને હવે લાયક થયા છો. તમારી બહાદુરીથી જ એ મધુપુરનો પ્રેત હવે થોડા દિવસમાં હતો નહતો થઈ યમરાજના તાબામાં ચાલ્યો જશે."

એવામાં જ એક મોટા પ્રચંડકાય સરદારે આગળ આવી કહ્યું, "મારા સરદાર! મધુપુરના રાજાનો નાશ કરવાને આપશ્રીને શ્રમ ઉઠાવવાની કાંઇપણ જરૂર નથી. તે પિશાચરાજને આપ પુન્યાત્માનાં દર્શન કદાપિ હોઇ શકેજ નહિ. તેને માટે તો હું અને મારી ભીલ ટોળીજ

લાયક છીએ. જો આજ્ઞા હોય તો હું મારા બહાદુરો સાથે આજે જ એ તરફ ઉપડી જાઉં અને તે દુનિયાંના દુષ્મનને ત્રાહ ત્રાહ પોકરાવી અવળે હાથે બંધિવાન બનાવી આપના કદમમાં ઘસડી લાવું." ધર્મરાજે તે સરદાર સામે હર્ષથી જોઇને કહ્યું, "તમારી સાથે હું આવવાની ઉત્કર્ષ અભિલાષા ધરાવું છું. કારણ કે જેણે મને દુઃખ દીધું છે, જે પાપીએ પવિત્ર પ્રેમદાઓની પર બળાત્કાર ગુજારી પ્રાણ પરહર્યા છે, તે જુલ્મી જાલીમના રૂધીરથી હું મારા હાથ રંગી રણચંડીને તૃપ્ત કરીશ, તે દુષ્ટના હાથે મૃત્યુ વશ થએલાં મનુષ્યો હજી સ્વર્ગમાં ગયાં નથી. તેઓ આ પૃથ્વીપર છાયા રૂપે ફરે છે અને તે ઘાતકી રાજાનો નાશ કરવાને મને વિનવે છે. આ વખતે આપણો વિજય છે; અને તે કર્મ ચંડાળનો પરાજય છે." કહી ધર્મરાજ મૌન રહ્યા. પુનઃ તે સરદારે પૂછ્યું, "ત્યારે આપણે આજ સાંજના જ તેના નગર તરફ કુચ કરીશું ?" ધર્મસિંહ બોલ્યા, " ના, હજી સુધી આપણો બહાદુર સરદાર વીરકેતુ આવ્યો નથી. તે દુષ્મનના નગર તરફ લુંટ કરવાને ગયો છે. તેને આવવાનો વાયદો પણ વીતી ગયો છે, તે આજે જરૂર આવવો જોઇએ. તે આજે આવશે તો આપણે કાલે કુચ કરીશું."

આ વખતે દૂરથી એક ઘોડેસ્વાર દોડી આવતો જણાયો. ધર્મસિંહ તેની તરફ જોઇ રહ્યા. તે ઘોડેસ્વાર થોડીવારે ત્યાં આવી પહોંચ્યો અને ઘોડાપરથી નીચે ઉતરી ધર્મસિંહને પ્રણામ કરી એક બાજુએ ઉભો રહ્યો. ધર્મસિંહે તેને પૂછ્યું, " ભાઇ ! તું કોણ છે અને ક્યાંથી આવ્યો છે ?"

" હું પુષ્પાયુધનો સેવક છું. તેમણે મને આપની પાસે મોકલ્યો છે." ઘોડેસ્વારે જણાવ્યું.

" શું તું પુષ્પાયુધ પાસેથી આવે છે ? વારૂ ત્યાં સૌ કુશળતો છે ને ?"

"હા, સઘળા આનંદમાં છે."

"બીજા કંઇ સમાચાર છે?"

"સમાચારમાં રાણી વિષકન્યા આપણા પક્ષમાં આવી છે; અને તે તેના કુટિલ સ્વામીનું સર્વસ્વ નાશ કરાવવાને તૈયાર થઇ છે."

"ચાલો, એ પણ ઠીક થઇ ગયું. તે કુટિલા કુટિલ રાજાના નાશમાં આપણને સારી મદદગાર થઇ પડશે, પણ તે રાણી એકાએક ક્યાંથી આવી મળી?"

"આપની પાસેથી નીકળ્યા પછી કુમારશ્રીએ એક જંગલમાં છાવણી નાખીને પડાવ નાખ્યો હતો. એક રાતના કુમારને અજંપો થઇ આવવાથી ફરવાને નીકળી પડયા હતા. તે મધ્યરાત્રે રાણી વિષકન્યા તેના માણસોથી વિંટાઇ મધુપુર જતી હતી; તેણે પણ તે જંગલમાં થોડીકવાર થાક ખાવાની ઇચ્છા દર્શાવી. તેના માણસોએ ત્યાં મુકામ કર્યો, રાણી રથમાંથી નીચે ઉતરી ફરવા લાગી. આ વખતે પુષ્પાયુધ એક વૃક્ષને ઓથે ઉભા રહી સર્વ પ્રકાર અવલોકી રહ્યા હતા. એવામાંજ એક કૌતક થયું. જે સ્થળે રાણીએ મુકામ કર્યો હતો, તેની સામી બાજુએથી પાંચ માણસો આવતાં જણાયાં. તેઓ હથીઆરબંધ હતા. તેમને જોઇ રાણીના માણસો ચમકયા અને તે તમારાં માણસો હશે ધારી બહારવટીઆ આવ્યા કહી ભય પામી લઢવાને તૈયાર થઇ ઉભા. સામેથી આવતા માણસોએ પણ તેઓને શત્રુઓ ધારી આગળ વધવું બંધ કર્યું, એવામાં જ તે પાંચમાંથી એકે પિસ્તોલનો બ્હાર કર્યો. રાણીના સરદાર રામશંગે પણ સામો બ્હાર કરી જવાબ આપ્યો. પુષ્પાયુધ વિસ્મયતાથી ત્યાં સુધી જોઇ રહ્યા હતા. પિસ્તોલના ઉપરાઉપરી અવાજોથી જંગલ ગાજી રહ્યું. અવાજ ઘણે દૂર સુધી સંભળાવા લાગ્યા. અમારી છાવણીમાં પણ ગરબડ મચી રહી. તેથી સરદાર માધવ-

સિંહે તંબુમાંથી બહાર નીકળી કુમારશ્રીની તપાસ કરી; પણ તંબુમાં કુમાર જણાયા નહિ. આથી તેમની પર આફત ધારી સરદાર માધવસિંહ ચોડાક સૈનિકાને સાથે આવવાનું કહી ઘોડે સ્વાર થયા અને અવાજના આધારે એ તરફ ગયા. ત્યાં જઈ જોતાં તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. પુષ્પાયુધના બદલે ત્યાંતો અન્ય પ્રકારનો પ્રસંગ જણાયો. માધવસિંહને માણસો સાથે જોઇ બન્ને પક્ષના માણસોએ પિસ્તોલ બ્હાર કરવા બંધ કર્યાં. રાણીના શત્રુઓ પાસે આવવા લાગ્યા, એવામાં જ કુમારશ્રીએ વૃક્ષને ઓથેથી બહાર આવી માધવસિંહને વર્તમાન સ્થિતિનું ભાન કરાવ્યું. સામેથી ચાલ્યા આવતા પાંચ શસ્ત્ર ધારીઓ નજીક આવ્યા. નજીક આવતાં જ પુષ્પાયુધે તેમાંના એકને ઓળખ્યો અને તેણે કુમારને ઓળખ્યા. તે આવનારાઓમાં એકતો કુમારશ્રીના પરમ મિત્ર મનહરરાય હતા, અને બીજા તેમના પિતા અમરસિંહ હતા. તેમની સાથે એક યુવાન બાળા હતી; અને બીજા બે તેમના સેવકો હતા. કુમાર આનંદથી તેમને મળ્યા ભેટયા. એવામાં માધવસિંહે પણ રાણી વિષકન્યાને ઓળખી. વિષકન્યાએ માધવસિંહને ઓળખી મદદ કરવાની વિનંતી કરી. માધવસિંહે સર્વ વાત જણાવી કુમારના શરણુમાં આવવાનું તેને સૂચવ્યું. રાણી અને તેના સેવકો વગર વિલંબે શરણુમાં આવ્યાં. તે પછી પુષ્પાયુધ સર્વ સાથે છાવણીમાં આવ્યા."

"ખરેખર, પ્રભુ જે કાંઈ કરે છે તે સારૂંજ કરે છે, તેની કળા અપરંપાર છે. પણ વારૂ અમરસિંહને બંધિખાનામાંથી કોણે છોડાવ્યા એ તું કંઇ જાણે છે?" ધર્મસિંહે પૂછ્યું.

"હા, મનહરે તેની સાથેની રમણીની સ્હાયથી અમરસિંહને છોડાવ્યા છે. તે રમણી અપૂર્વ પરાક્રમી અને બુદ્ધિમાન છે."

"તે કોણ છે?"

" તે હજી અંધારામાં છે. કુમારશ્રીએ તેનો પરીચય માગ્યો પણ તે રમણીએ જણાવ્યું કે મારૂં ધારેલું કાર્ય પૂર્ણ કર્યા વિના હું મારી ઓળખાણ આપીશ નહિ. આ પછી તેણે તરત જ મનહરરાય સાથે ત્યાંથી ગમન કર્યું."

" તેઓ ક્યાં ગયાં? "

" તેની મને ખબર નથી. "

" વારૂં ત્યારે તારૂં આવવાનું કારણ હવે જણાવ ? "

" કુમારશ્રી આ એક બે દિવસમાં સત્યપુર તરફ અચિંતો હુમલો કરનાર છે. તે જણાવવાનેજ મને આપના સ્થળની માહિતી આપી આપની પાસે મોકલ્યો છે. "

" કુમારનો વિચાર સ્તુત્ય છે. હું આ મારા વીર યોદ્ધાઓ સાથે તેની મદદમાં આવીશ અને એ જુલ્મી રાજાએ અત્યાર સુધીમાં જે મેળવ્યું છે તે એક પલકવારમાં પાછું મેળવીશ. " ધર્મસિંહે કહ્યું, આમ વાતો ચાલી રહી હતી એવામાં અનેક ઘોડેસ્વારો ત્યાં દોડી આવતા જણાયા. ધર્મસિંહના સૈનિકો શત્રુઓનો ભય ધારી સજ્જ થયા. ભીલ લોકો કામઠાં પર તીર ચઢાવી તૈયાર થઇ ઉભા. પૂરપાટ દોડયા આવતા ઘોડેસ્વારોની આગળ એક કાળારંગના ઘોડા પર સ્વાર થએલા માણસના હાથમાં ગુલાબી રંગનો વાવટો પવનમાં ફડફડાટ ઉડી રહ્યો હતો, તે વાવટાની વચ્ચે સોનેરી અક્ષરે લખેલું હતું કે " સત્યનો વિજય " એ વાવટાને જોતાં જ ધર્મસિંહના બહાદુર યોદ્ધાઓએ જય ગર્જના કરી આનંદ પ્રદર્શીત કર્યો, તે વાવટા વાળો બહાદુર સરદાર વીરકેતુ હતો; કે જેણે પોતાની સાથેના પચાસ યોદ્ધાઓ સાથે જાલીમસિંહને લૂંટી તેણે ચંપાનગરથી મેળવેલું દ્રવ્ય

ફક્ત થોડીવારમાંજ લઇ લીધું હતું. સઘળા સ્વારોના ઘોડાપર પેટીઓ બાંધેલી હતી. સઘળું દ્રવ્ય લઇ વીરકેતુ પોતાના પ્રતાપી સરદાર ધર્મસિંહની પાસે આવતો હતો, ભૈરવાચાર્યનો પ્રિય શિષ્ય પ્રાણુશંકર પણ સાથે હતો. તે એક સરદારની સાથે ઘોડા પર બેઠો હતો. તેને મ્હોરો મળવાથી અને બહાદુર સરદાર સાથે ઓળખાણ થવાથી આનંદ માતો નહોતો, તેણે તેની વાક્ય ચાતુર્યતાથી વીરકેતુને પ્રસન્ન કર્યો હતો. વીરકેતુ તેને બ્રાહ્મણ સમજી માન આપતો. પોતાના મિત્રોની જય ગર્જના સાંભળી વીરકેતુએ વાવટો ઉંચો કરી હલાવ્યો. તે તેના મંડળ સાથે ત્યાં આવી ઘોડેથી નીચે ઉતર્યો; અને જ્યાં ધર્મસિંહ બેઠા હતા ત્યાં જઇ પ્રણામ કરી ઉભો. ધર્મસિંહે પોતાના વ્હાલા સરદારને કુશળ પૂછી પાસે બેસાર્યો. વીરકેતુની સાથે ગએલા યોદ્ધાઓ દ્રવ્યથી ભરેલી પેટીઓ એક પછી એક લાવી ધર્મસિંહની સમક્ષ ગોઠવવા લાગ્યા. પ્રાણુશંકર પણ ધીમેથી ચાલી આવી વીરકેતુની પીઠ પાછળ બેસી આંખ્યોનો પલકારો માર્યા વિના સર્વ પ્રકાર જોઇ રહ્યો. વીરકેતુએ સઘળી વાત ધર્મસિંહને જણાવી. ધર્મસિંહે તેને સાબાશી આપી. તે પછી પેટીઓ ઉઘાડી દ્રવ્યની તપાસ કરી તો અંદરથી સોનુ રૂપુ હીરા માણેક વગેરે સુમાર વિનાનું ધન માલમ પડયું. ધર્મસિંહ આવી બેમૂલ લુંટથી આનંદ પામી પ્રભુનો ઉપકાર માનવા લાગ્યો. તેણે પુષ્પાવતી અને કેદમાં પડેલા ચંપાનગરના મહારાજા પૂષ્કરરાજના સમાચાર પૂછ્યા. વીરકેતુએ તરત પ્રાણુશંકરને બોલાવવા બૂમ પાડી. તેની પાછળ બેઠેલો પ્રાણુશંકર તરત ઉભો થઇ આગળ આવ્યો. તેણે વિનીત ભાવથી ધર્મસિંહને નમન કર્યું. ધર્મસિંહે તેના સામે જોઇ વીરકેતુને પૂછ્યું, " આ કોણ છે ? "

" જાલીમસિંહના માનીતા ગુરૂ કે જે ભૈરવાચાર્યના ઉપનામથી

ઓળખાય છે; તેમનો આ મુખ્ય શિષ્ય છે, તેનું નામ પ્રાણશંકર છે. જાતે બ્રાહ્મણ છે. તે તેના દુષ્ટ અને મંત્ર–તંત્રની ઉપાસનાને અર્થે અઘોર કર્મ કરનારા ગુરૂનો ત્યાગ કરી આપણા શરણમાં આવ્યો છે. મ્હેં તેને સુખી કરવાનું વચન આપ્યું છે. તે મધુપુરની સઘળી વાતો જાણે છે. આપને જે પૂછવું હોય તે તેને પૂછો. તે આપના પ્રશ્નના સત્ય જવાબ આપશે. કારણ કે તેણે આજથી સત્યનુંજ શરણ સ્વિકાર્યું છે." આટલું કહી વીરકેતુ મૌન રહ્યો. ધર્મસિંહે પ્રાણશંકરને બ્રાહ્મણ જાણી સામે બેસવાનું કહ્યું. પ્રાણશંકર આશિર્વચન બોલી નીચે બેઠો. ધર્મસિંહે તેને પુષ્પાવતી અને પુષ્કરરાજના સંબંધમાં તે જાણતો હોય તે જણાવવાને કહ્યું. પ્રાણશંકરે તેની બોલવાની મનહર છટાથી પુષ્પાવતીની દુર્દશાનું આદીથી તે અંત સુધી કરૂણ કથન કહી સંભળાવ્યું; કે જે સાંભળતાં ધર્મસિંહની આંખ્યોમાંથી અશ્રુધારા વહેવા લાગી. આસપાસ બેઠેલા તમામ માણસોની આંખ્યોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. તે પછી પ્રાણશંકરે પુષ્કરરાજનું વૃત્તાંત કહી સંભળાવ્યું. અંતમાં તેણે જણાવ્યું કે જો સમયસર તેમને મૂક્ત કરવાના ઉપાય નહિ યોજાય તો ક્રૂર ભૈરવાચાર્ય તેમનાં બળીદાન આપી દેશે. તેણે યજ્ઞનો આરંભ ક્યારનોએ શરૂ કરી દીધો છે. તે યજ્ઞની પૂર્ણાહુતી આવતા રવીવારે છે. તે પહેલાં નિર્દોષજનોને બચાવવા કંઇ પણ ઉપાય થવા જોઇએ. પ્રાણશંકરની વાત સાંભળી ધર્મસિંહ વિચારમાં પડયા. થોડીક્ષણ મૌન પ્રવર્તાયું. કોઇ પણ એક શબ્દનો ઉચ્ચાર કરતું નથી. સઘળા એકબીજાના મુખ સ્હામે જોઇ બેશી રહ્યા. બાદ થોડીવારે ધર્મસિંહે કંઇક નિશ્ચય કરી પુષ્પાયુધ તરફથી આવેલા સરદારને પાસે બોલાવી જણાવ્યું કે તમે આજે કુમાર પાસે જાઓ અને તેમને કહેજો કે તમે જલ્દીથી સત્યપુર પર હલ્લો કરી ત્યાંનો કબજો

મેળવો. સત્યપુરનો કબજો મેળવી શકો એટલું પુરતું સૈન્ય તમારી પાસે છે. તે પછી તરત મધુપુર તરફ કુચ કરજો. મારા સૈનિકો તમને મધુપુર આવી મળશે. હું આજરોજ કંઇક ગુપ્ત કામના કારણે મધુપુર જાઉં છું." આટલું કહી તેમણે તે સરદારને વિદાય કરી દીધો. તે પછી જાલીમસિંહનું લુટી લાવેલું ધન એક અગોચર સ્થળે છૂપાવી દીધું. તે પછી સઘળા સૈન્યને વીરકેતુની સરદારી નીચે મધુપુર તરફ કુચ કરવાનું કહી ધર્મસિંહ સાધુ સ્વાંગ ધારણ કરી જવાને તૈયાર થયા. પ્રાણશંકરે પણ સાધુવેશ પહેરી તેમની સાથે જવાની તૈયારી કરી. બન્ને જણા અવધુત જેવા બની ગયા. ધર્મસિંહે વીરકેતુને અને ભીલ સરદારને પાસે બોલાવી કંઇક ખાનગી સૂચના કરી. સર્વ સૈનિકોને પણ સલાહસંપથી ચાલવાની આજ્ઞા કરી, સૈનિકોએ શિર નમાવી તેમની આજ્ઞાને અંગીકાર કરી. તે પછી સઘળાને ત્રીજે દિવસે સવારમાં એકઠા થવાનું કહી જવાની આજ્ઞા આપી. પુનઃ રણશીંગુ વાગ્યું. સઘળા પોતપોતાના મુકામે જવા ગહન કોતરોમાં જવા લાગ્યા. માણસોથી ઉભરાઇ જતું કોતરનું મયદાન જોતજોતામાં ખાલી થઇ ગયું. વીરકેતુ અને ભીલસરદાર પણ ચાલ્યા ગયા. ત્યાં કોઇ રહ્યું નહિ. સૂર્ય ભગવાન માથે આવ્યા હતા, તે વખતે કોતરમાં રહેલા ધર્મસિંહે અને પ્રાણશંકરે મધુપુર તરફ ચાલવું શરૂ કર્યું.



# પ્રકરણ ૨૮ મું.

## " પુષ્પાયુધનું પરાક્રમ. "

રાત્રિ પડી ચૂકી છે. ગૃહોમાં દિપકો પ્રકાશી રહ્યા છે. નર–નારીયો નિવૃત્ત થઇ વાર્તાલાપ કરી રહ્યાં છે. નોકરીએ ગએલા પુરૂષો મોડા આવવાથી હજી કોઇ કોઇ ઘરમાં વાળુ થાય છે. પ્રમદાઓ પતિસેવા માટે સજ્જ થઇ સુંદર શૃંગાર ધારણ કરી શયનાલયમાં બેશી રહી પતિદેવની આતુરતાથી રાહ જોઇ રહી છે. કોઇ સ્થળે નવલ દંપતી હિંચોળાખાટપર સાથે બેશી પ્રેમાલાપ કરી રહ્યાં છે. સત્યપુર નગરમાં આવો પ્રકાર ચાલી રહયો છે. શાન્ત રાત્રિ ધીમે ધીમે પસાર થાય છે. રાજમહેલ આગળ આજે અપૂર્વ આનંદોત્સવ થઇ રહયો છે. ત્યાંના સૂબા વિરોધસિંહની આજે સાલગ્રેહ હોવાથી રાજમહેલને દિપકો–રંગબેરંગી ધ્વજા પૂતાકાઓથી સુશોભીત બનાવ્યો છે. મહેલના ચોગાનમાં ગમ્મત ઉડી રહી છે. વિરોધસિંહ તમામ સરદારો–પટાવતો અને અન્ય સંભાવિત નાગરીકોને એકત્ર કરી વચ્ચોવચ્ચ ગાદીપર બેઠો છે. ગણીકાનું ગાન ચાલી રહ્યું છે. નાયકા તેના નાચગાનથી અને નેત્રનાં કટાક્ષથી ત્યાં બેઠેલાઓનાં મન રંજન કરી રહી છે, તેના કૃત્રિમ બાહ્ય સ્વરૂપપર મોહ પામી મનમાં અધમ ઇચ્છાઓ ધરાવતા કેટલાક જનો તેના રૂપની–નાચની–ગાનની બેહદ તારીફ કરી વાહ–વાહના ઉચ્ચારથી ગાન ગાનાર ગણીકાને વધાવી રહ્યા છે. ગણીકા પણ તેમના ઉત્તેજક શબ્દોથી ફુલાઇ ઉપરાસાપરી ગાન ગાઇ વિવિધ પ્રકારના નાચથી સૌને આનંદ અર્પવા લાગી. અત્યારે આ સ્થળે લગભગ પાંચસો ઉપરાંત માણુસો એકત્ર થયાં હતાં. સધળા સુશોભિત વસ્ત્રો પહેરી ત્યાં બેઠા હતા. આમાં થોડાક પરદેશી માણુસો પણ દૂર બેઠેલા નજરે

પડતા હતા. તેઓની સંખ્યા વિશેષ નહોતી. તેઓ વચ્ચમાં નહિ બેસતાં એક બાજુ પર બેસી તમાસો જોયા કરતા હતા. તેઓની આંખ્યોમાં કંઇક અવનવું તેજ માલમ પડતું હતું. તેઓ પણ સારાં વસ્ત્રાભુષણ ધારણ કરી વિરોધસિંહના આનંદમાં ભાગ લેવાને આવ્યા હતા. સમય ધીમે ધીમે પસાર થવા લાગ્યો. રાત્રિના દ્વિતીય પ્રહરનો પ્રારંભ થયો. ઉસ્તાદ રામજણી સમયની રાગ–રાગણીઓ લલકારવા લાગી. તેનાં ઉમદાં ગાયનોથી અને તેના હાવભાવથી પ્રસન્ન થઇ કેટલાક સરદારો તેનાં વખાણ કરી તેને ઇનામ આપવા લાગ્યા. વચ્ચે વચ્ચે ઠઠ્ઠા મશ્કરીયો પણ ચાલતી. ચાલાક ચતુરા મશ્કરી કરનારને ખોટું ના લાગે એવી રીતે જવાબ આપી ખુશી કરતી. તેને મળેલી બક્ષીસોનો પાર નહોતો. વિરોધસિંહ પણ વારંવાર ઇનામો આપી ગણીકાના સ્પર્શ સુખનો લાભ મેળવતો. આવી રીતની ગમ્મત સત્યપુરમાં રાત્રિના બીજા પ્રહરે ચાલી રહી હતી. સઘળું મંડળ ગુલતાન બની ગયું હતું. નગરના સૈનિકો–સિપાહીઓ પણ ત્યાં આવીને બેઠા હતા. વિરોધસિંહ અને તેના સાગ્રિતો મદ્યથી ચકચૂર થએલા હતા. ગણીકા તે ચકચુર થએલાઓને નેત્ર કટાક્ષથી રીઝાવી ઇનામ ઉપર ઇનામ મેળવતી હતી. સર્વત્ર શાન્તિ વ્યાપેલી હતી. છેવટે મધ્યરાત્રિ થઇ. ગણીકાએ થોડોક થાક ખાઇ પુનઃ એક મંજુલ ગાન ગાવું શરૂ કર્યું. ગણીકા ભકતો એક ચિત્તે સાંભળવા લાગ્યા. ગાનના ઉપરાઉપરી પલટા પડવા લાગ્યા; હજી તે ગાન પુરૂં થયું નથી એટલામાં તો દૂરથી કારમો કોલાહલ સંભળાયો; એ સાથે જ બંદુકોના ઉપરાસાપરી બ્હાર થવા લાગ્યા. ગણીકાએ ગાન બંધ કર્યું. સઘળા સંભળાતા કોલાહલ તરફ જોઇ રહ્યા. જોતજોતામાં તો જબરો ઘોંઘાટ મચી રહ્યો. બંદુકોના અવાજ નજીક સંભળાવા લાગ્યા. એવામાં જ લોકોનાં ટોળેટોળાં ધાડ પડીરે

ક્ષાડ પડીની બૂમો પાડતાં ત્યાં ધસી આવ્યાં. સઘળું મંડળ ઉભું થઇ ગયું. સઘળા શસ્ત્રહીન હોવાથી શું કરવું તેના વિચારમાં પડયા. ત્યાં બેઠેલા પરદેશીયો સમયનો લાભ લઇ ઉભા થયા અને તેમણે ધસારો કરી ગણીકાને મળેલું દ્રવ્ય લુંટી લીધું. તેઓએ ઉપર પહેરેલાં વસ્ત્રો દૂર કર્યાં; તેમણે અંદર સૈનિક સ્વાંગ ધારણ કરેલો હતો. શસ્ત્ર–અસ્ત્રથી સજ્જ થએલા આ યોદ્ધાઓ વિરોધસિંહની આસપાસ ફરી વળ્યા. વિરોધસિંહ અને તેના સરદારો વિસ્મયતાથી સર્વ પ્રકાર અવલોકી રહ્યા. એવામાંજ મારો–કાપોના પોકાર પાડતા અસંખ્ય સૈનિકો ત્યાં ધસી આવ્યા: અને મહેલના રક્ષકોને જોતજોતામાં કાપી નાખી મહેલમાં પ્રવેશ્યા. વિરોધસિંહ મહેલ તરફ જવા લાગ્યો; પણ તેની આસપાસ ફરી વળેલા યોદ્ધાઓએ તેને અને તેના સરદારોને જરીક પણ ખસવા નહિ દેતાં પિસ્તોલો બતાવી કહ્યું કે, "જો અહિંથી ખસવાનો જરીક પણ પ્રયત્ન કરશો તો આ પિસ્તોલના બહારથી જમીનદોસ્ત થશો. માટે ગુપચુપ થોડીકવાર ઉભા રહો." વિરોધસિંહ અને તેના સરદારો અવાચક થઇ ધ્રુજતે પગે ત્યાં ઉભા રહ્યા. એ અરસ્સામાંજ પચિસ ઘોડેસ્વારોથી વિંટાએલો એક રાજવંશી ઘોડેસ્વાર ત્યાં આવીને ઉભો રહ્યો. તેને જોતાંજ વિરોધસિંહને ઘેરીને ઉભા રહેલા યોદ્ધાઓએ વિજયગર્જના કરી કે પુષ્પાયુધનો વિજય. આ ગર્જના લાંબે સુધી સંભળાઇ. પુષ્પાયુધે વિરોધસિંહ સામે જોઇ કહ્યું, "સરદાર! અમારા નગરનો કબ્જો અમે મેળવ્યો છે. તમે અમારા કેદી છો. જાણુતા નહોતા કે આ સત્યપુર વીરભૂમી છે? તેમાં તમારા જેવા નાલાયક સરદાર શોભેજ નહિ. મારા બહાદુરો? આ વિરોધસિંહ સાથે તમામ સરદારોને અત્યારે કારાગૃહમાં પૂરી દયો."

આજ્ઞાનો અમલ તુર્ત જ થયો. પુષ્પાયુધના વિજયી યોદ્ધાઓ

વિરોધસિંહ અને તેના સરદારોને કારાગૃહ તરફ લઇ ચાલ્યા ગયા. વરરાજા જેવો બનેલો વિરોધસિંહ મદ્યથી લડથડીયાં ખાતો એક પણ શબ્દ બોલ્યા વિના તેના સરદારો સાથે કેદખાનામાં પૂરાયો. તેના પકડાવાથી કેટલાક શત્રુ સૈનિકો જીવ બચાવવાને નાશી છૂટયા; કેટલાક પુષ્પાયુધના સૈનિકોની તલવારોના ભોગ થયા. નગરજનોએ આ કાળી રાતે થએલા હુમલાથી ભયભીત થઇ ઘરનાં દ્વાર બંધ કર્યાં. કેટલાક ધન દાટવા લાગ્યા, કેટલાંક જીવ બચાવવા ઘરમાં આવેલાં ભોંયરામાં ઉતરી પડયાં, કેટલાક યુવાનો વૃદ્ધ માબાપ–સ્ત્રી–પુત્રનું રક્ષણ કરવાને હથીઆર પકડી બંધ બારણાં આગળ આવીને ઉભા રહ્યા. આખા નગરમાં શોરબકોર મચી રહ્યો. ગાનના જલસામાં ભાગ લેનારા પરદેશીયો પુષ્પાયુધના સરદારો હતા. તેઓ આજ સાંજના જ સત્યપુરમાં આવ્યા હતા અને ગૃહસ્થોને છાજતા પોશાક પહેરી જલસામાં મળી ગયા હતા. ગણીકા તો કયારનીએ પસાર થઇ ગઇ હતી. પુષ્પાયુધના સૈનિકો આખા નગરમાં ફરી વળી શત્રુઓને ખોળવા લાગ્યા. જ્યારે તેમને માલમ પડયું કે હવે એક પણ શત્રુ રહ્યો નથી, ત્યારે તેઓ પાછા ફરી મહેલ આગળ આવ્યા. પુષ્પાયુધે રાજમહેલનો કબજો લઇ અંદરનાં શત્રુ પક્ષનાં માણસોને જેલખાનામાં મોકલી આપ્યાં. તેણે મહેલના વિશાળ ચોગાનમાં એજ વખતે દરબાર ભર્યો. વચ્ચોવચ્ચ સુવર્ણ સિંહાસન ગોઠવવામાં આવ્યું, તેનીપર મહારાજા અમરસિંહ બિરાજમાન થયા. યોદ્ધાઓએ હર્ષથી મહારાજા અમરસિંહની વિજય ગર્જનાથી નગર ગજાવી મૂકયું. નગરજનો અમરસિંહની જયગર્જના સાંભળી વિચારમાં પડયાં. પુષ્પાયુધે આખા નગરમાં દાંડીપીટાવી રાજા અમરસિંહનો રાજ અમલ જાહેર કર્યો. અમરસિંહનો રાજ્ય અમલ શ્રવણ કરતાંજ નગરજનો ફડાફડ બારણાં ઉઘાડી રાજમહેલ તરફ દોડયાં. આબાલવૃદ્ધ

વગેરે રાજમહેલ આગળ જઇ રાજાનો જયજયકાર કરવા લાગ્યાં. અમરસિંહે ઉભા થઇ લંબાણુ ભાષણુ કરી તેમણે ભોગવેલા દુઃખ માટે દિલગીરી જાહેર કરી પુનઃ શાન્તિ ધારણુ કરવાનું સૂચવ્યું. તે પછી સઘળો બંદોબસ્ત કરી પુષ્પાયુધે સઘળા સરદારોને અને સૈનિકોને યોગ્ય ઇનામ આપી સંતોષ પમાડયા; અને ભવિષ્યમાં મધુપુર જીતી તમને સારો બદલો આપીશ એમ જાહેર કર્યું. દયાળુ રાજાએ કેટલાક ધનહીન્ થઇ ગએલા જનોને પણુ ધન આપી ખુશી કર્યા. તે પછી સઘળાને જવાની આજ્ઞા આપી પુષ્પાયુધ પિતા સાથે મહેલમાં ગયો. સરદાર માધવસિંહ અને રાણી વિષકન્યા પણુ મહેલના એક એકાન્ત ભાગના સુશોભિત આવાસમાં ચાલ્યાં ગયાં. પિતાને આરામ લેવાનું સૂચવી પુષ્પાયુધ તેના શયનાલયમાં આવ્યો; પણુ વ્હાલી પુષ્પા વિના શયનાલય તેને સ્મશાનવત્ લાગવા માંડયું. તેનું હૃદય ભરાઇ આવ્યું. પુષ્પાયુધ પલંગમાં પડી પુષ્પાને યાદ કરી એક નાના બાળકની માફક રડી પડ્યો. તેણે આખી રાત્રિ એવીજ અવસ્થામાં પસાર કરી. છેવટે પ્રભાત થયું. સૂર્યભગવાન સોનેરી કિરણો વડે સત્યપુરને શોભાવવા લાગ્યા. રાજા અમરસિંહના આગમનથી પ્રજા આનંદોત્સવ કરવા લાગી. ઘેરેઘેર મંગળ તોરણો બધાયાં. પ્રજાના ટોળેટોળાં રાજ મહેલે જઇ મહારાજનાં દર્શન કરી આવતાં. સવારના પ્હોરથીજ રાજમાર્ગપર ભીડ થઇ રહી હતી. સઘળાંના મુખ પ્રફુલ્લ હતાં. કોઇ પણુ શોકાતુર હોય એમ જણાતું નહોતું. જે રાજાએ પ્રજાને સંપૂર્ણુ સુખ આપ્યું હોય તે રાજાને પ્રજા શા માટે દેવ તરીકે ના પૂજે ? અમરસિંહ પ્રજાના કલ્યાણુમાંજ રાત્રિ દિવસ ધ્યાન આપતા. ચંપાનગરમાં વાને વેગે વાત પહોંચી. તરત ત્યાંથી પ્રધાન સત્યપુર આવ્યો અને સજળ નયને મહારાજ તથા કુમારને મળ્યો. રાજાએ

તેમ આશ્વાસન આપી પાસે બેસાડયો. પ્રધાને સઘળી હકીકત જણાવી. પુષ્પાયુધે મધુપુરપર ચઢાઇ કરવાની પોતાની ઇચ્છા જણાવી. પ્રધાને તેના મતને પુષ્ટી આપતાં જણાવ્યું કે મ્હેં પણ દસ હજાર સૈનિકો તૈયાર રાખ્યા છે. પુષ્પાયુધે તેને બીજે દિવસે સૈન્ય સાથે આવી મળવાનું જણાવી વિદાય કર્યો. તેના ગયા પછી પુષ્પાયુધે સર્વને બોલાવી પોતાનો વિચાર જાહેર કર્યો. સઘળા યોદ્ધાઓએ જાલીમસિંહને મારી નાખો–કાપી નાખો વગેરેના ગગનભેદી ધ્વનીથી કુમારના વિચારને વધાવી લીધો. સર્વની સલાહ લેઇ બીજે દિવસે કુચ કરવાનો નિર્ણય થયો. સલાહ–મસલત અને તૈયારીમાં તે આખો દિવસ વીતી ગયો, સાંજ પડી, પુષ્પાયુધે માધવસિંહને મળી કેવા પ્રકારે યુદ્ધ કરવું તેની મસલત ચલાવી. માધવસિંહે અચિંતો છાપો મારવાની સલાહ આપી. પણ પુષ્પાયુધે જણાવ્યું કે આપણે તેની સામે ઉભા રહી લઢીને કીર્તિ મેળવવી છે. તે પછી બન્નેએ વિચાર કરી મધુપુરની સરહદ પર છાવણી નાખી જાલીમસિંહની પાસે યુદ્ધના આમંત્રણ માટે દૂતને મોકલવાનો ઠરાવ કર્યો. રાજા અમરસિંહને નગરમાં રહેવાનું ઠરાવ્યું. મોડી રાત સુધી મસલત ચલાવી માધવસિંહ અને પુષ્પાયુધ છૂટા પડયા. માધવસિંહ તેના મુકામે આવ્યો. પુષ્પાયુધ શયનમંદિરમાં આવી પલંગમાં પડયો. તેના હૃદયમાં હજારો વિચાર તરવરતા હતા. તેને ઉંઘ આવી નહિ. તેણે ઉંઘવાને માટે ઘણાંએ પાસાં ઘસ્યાં; પણ તે વ્યર્થ ગયાં. તે ઉભો થયો. શયનગૃહમાં લટકાવેલી પુષ્પાની અને મનહરની જુદી જુદી જાતની છબીયોને જોવા લાગ્યો. તે પછી ત્યાંથી નીકળી ખુલ્લા ધાબામાં આવ્યો. તે એક ચિત્તે ત્યાં ઉભો રહી રાત્રિનો દેખાવ જોઇ રહ્યો. સર્વત્ર શાન્તિ સાથે અંધકાર વ્યાપેલો માલમ પડતો હતો. ઝાડના ઝુંડ કાળા ઓળાની માફક જણાતાં હતાં. પવન સુસવાટા બંધ વાતો

હતો. આકાશમાં તારાઓ ઝબુકી રહ્યા હતા. પહેરેગીરો હાથમાં ફાનસો પકડી હાથમાં લાંબા ભાલા ઝાલી ખુંખારા ફેરતા ચાલ્યા જતા હતા. સર્વ સૃષ્ટિ શાન્ત નિદ્રાને ખોળે પડી હતી; પરંતુ રાજકુમાર પુષ્પાયુધના હૃદયમાં અશાન્તિ વ્યાપેલી હતી. ધાબામાં તે આમતેમ આંટા મારી રહ્યો હતો. એવામાં તેને કોઇ એક આકૃતિ પોતાના શયન મંદિરમાં પ્રવેશતી જણાઇ, તે ચોંકયો. દિપકોનો ઝાંખો પ્રકાશ ચારે તરફ પડી રહ્યો હતો, "તે કોણ હશે? શું ભૂત હશે? તે પણ કેમ કહી શકાય? તે આકૃતિનું શયનગૃહમાં જવું ભેદભરેલું છે, ચાલ તપાસ કરૂં." કહી પુષ્પાયુધ ધીમે કદમે શયનમંદિરના દ્વાર સમિપ આવ્યો. તેણે પોતાના પલંગ પાસે એક સ્ત્રી આકૃતિને ઉભેલી જોઇ. "અરે આ શું? એ સ્ત્રી કોણ હશે? ચાલ અંદર જોઉં." પુષ્પાયુધ અંદર આવ્યો. પગના ખડખડાટથી પલંગ પાસે ઉભી રહેલી સ્ત્રીએ પાછળ ફરી તેના સામે જોયું, બન્નેની દ્રષ્ટિ એક થઇ. તે સ્ત્રી ઘુંટણીએ પડી. પુષ્પાયુધ આશ્ચર્યમાં ગરકાવ થઇ તેની નજીક દોડી જઇ બોલી ઉઠયો, "કોણ વિષકન્યા!" "હા." કહી જાલીમસિંહની માનીતી રાણી કોમળ દ્રષ્ટે પુષ્પાયુધ સામે જોઇ રહી. તેનું જોવું આ વખતે નીરાળુ હતું. તેની ચળકતી આંખ્યો ઘેરાતી હતી. તેનું મુખ લાલચોળ જણાતું હતું. લાલાશમાં શરમના શેરડા પડતા હતા. પુષ્પાયુધે થોડીક ક્ષણ તેના મુખ સામે જોઇ પૂછ્યું. "રાણી! તમે આમ ગભરાએલાં જેવાં કેમ જણાઓ છો? શું શરીરમાં કંઇ વ્યાધી તો ઉત્પન્ન થયો નથીને?"

"ના, એવું તો કાંઇ નથી." રાણીએ કહ્યું.

"ત્યારે તમે અત્યારે અહિં કેમ આવ્યાં છો?"

"કાંઇ નાહ, સ્હેજ." રાણી બોલતાં શરમાઇ.

"વિષકન્યા! તમે તમારા મનમાં કંઇ પણ ઓછું આણશો નહિ. આ સઘળું તમે તમારૂં પોતાનુંજ સમજજો."

"હાજી એમ સમજીનેજ હું અત્યારે આપની પાસે આવી છું."

"શું અત્યારે મારૂં કંઇ કામ પડયું છે?"

"હા, આ હૃદયની એક છાનામાં છાની વાત આપને જણાવવાના ઉદ્દેશથી હું અત્યારે આપની પાસે આવી છું."

"તમારા મનની વાત કંઇ પણ ક્ષોભ પામ્યા સિવાય જણાવો."

"તમે મારી વાત સાંભળી મને ધિક્કારશો તો?"

"સ્ત્રીજાતી પ્રત્યેનો ધિક્કાર મારા આ હૃદયમાં નથી."

"કુમાર! મારી વાત અન્ય પ્રકારની છે. તેમાં તમારે પોતાનેજ સહન કરવાનું છે." વિષકન્યાએ દ્વીઅર્થી બોલવા માંડયું.

"રાજ્યદેવી! તમારૂં બોલવું મહારા સમજવામાં બરાબર આવતું નથી. તમે તમારા હૃદયની ખરી વાત મને જણાવો." પુષ્પાયુધે કહ્યું.

"કુમાર! મારી વાત જણાવતાં હું અત્યંત લજ્જીત થાઉં છું. હું શું કહું?"

"સ્નેહી આગળ શરમ રાખવાની કંઇ પણ જરૂર નથી. જણાવો?"

"કુમાર! મારા હૃદયમાં અત્યારે અવનવા જ વિચારો રમી રહ્યા છે. તે જો કે કહેવા જેવા નથી પણ તમને કહ્યા સિવાય ચાલે એમ નથી. તે વિચારનું વાતાવરણ આપનાથી જ શાન્ત થાય એમ છે. સાંભળો, મ્હેં મારા પતિનો ત્યાગ કરી હવે આપનું શરણ સ્વિકાર્યું છે. હું મારા સ્વામીથી કદાપિ સુખી થઇ નથી, તે દુષ્ટ પતિનો હવે સદાને માટે ત્યાગ કરી હું સદા—સર્વદા આપના ચરણની સેવા કરવાને ઇચ્છું છું; અને આશા રાખું છું કે આ કિંકરીને આપ નિરાશ નહિજ

કરો. મ્હેં આપને જોયા છે ત્યારથી જ મારા મનમાં એવી ભાવના થઇ આવી છે. ચરણુની સેવાનો અધિકાર આપવો તે આપના હૃદયની વાત છે. પણ પુષ્પાયુધ સ્ત્રી જાતીનો કદાપિ ધિક્કાર નહિ કરે એવી મને સંપૂર્ણ ખાત્રી છે. દેવ! આ જીવન હવે આપના ચરણુમાં સમર્પણ છે."

આટલું કહી વિષકન્યા બે હાથ જોડી દીનવદને કુમારના સામે જોઇ રહી. પુષ્પાયુધ સ્તબ્ધ બની તેના સામે જોઇ રહ્યો. તેના મનમાં અનેક વિચારો થઇ આવ્યા. તે એક ક્ષણુમાં કંઇક નિશ્ચય કરી તેની નજીક ગયો અને તેને સ્વહસ્તે ઉભી કરી બોલ્યો, "રાણી! મારી તરફથી અપમાનકારક શબ્દોની જરીક પણ ભીતી રાખશો નહિ. આ પુષ્પાયુધ હમેશાં સ્ત્રી જાત પ્રત્યે સન્માન રાખે છે. તમે મારા શરણુમાં આવ્યાં છો તો હું તમારૂં સર્વદા પાલન કરીશ. તમે કહો છો કે હું ચરણુની સેવા ઇચ્છું છું; પણ તેમ કરવા દઇ હું તમને પાપીની બનાવવાને ઇચ્છતો નથી. દેવી! ધ્યાનપૂર્વક મારા બે શબ્દો સાંભળી લ્યો. તમે જાલીમસિંહ સાથે ધર્મશાસ્ત્રથી જોડાયાં છો. સ્ત્રીએ સ્વામીની સેવા કરવી એ પરમ ધર્મ છે. સ્ત્રીની મૂકતી ફક્ત એટજ પતિમાં છે. જે સ્ત્રી પોતાના સ્વામીનો ત્યાગ કરી અન્યને ચાહે છે તે નર્કની અધિકારી થાય છે. રાણી! અત્યારે તમે મારા પ્રત્યેના મોહથી વિહ્વળ થયાં છો; અને મારાથી તમે ક્ષણીક સુખ ભોગવવાને ઇચ્છો છો. તે ક્ષણીક સુખના આસ્વાદને માટે જ તમે ભ્રષ્ટ થઇ તમારો અમૂલ્ય જન્મ નિરર્થક કરવાને તૈયાર થયાં છો; પણ ના. હું તમને ભ્રષ્ટ થવા દેનાર નથી. મારા શરણુમાં રહેનારનું રક્ષણ કરવું એ મારો પરમ ધર્મ સમજું છું. રાણી! થોડીકવાર નેત્રો બંધ કરી વિચારો કે વિષય સુખમાં અંતે શું પરિણામ રહેલું છે? વિષયાંધ જનોની અંતે

કેવી ખરાબી થઇ છે ? આ શરીરમાં માંશ–રૂધીર સિવાય અન્ય શું રહેલું છે ? વૃદ્ધાવસ્થાના સ્વરૂપને ધ્યાનથી અવલોકો, વગેરે વિચાર કરી વિષય વાસનાને દૂર હાંકી મૂકો. રાણી ! માનવ જન્મ ફરી ફરીને મળનાર નથી. જાલીમસિંહ ભલે તમને ધિક્કારતો હોય તોપણ તમારે અત્રે રહી તેનું શુભ ઇચ્છવું એજ તમારો પરમ ધર્મ છે. દેવી ! તમારા મુખમાં આવાં વચનો કદાપિ શોભે જ નહિ. તમે તો મારાં માતુશ્રી જેવાં છો. માટે થોડીક વાર નેત્રો બંધ કરી પ્રભુનું ધ્યાન ધરો કે જેથી સર્વેશ્વર નારાયણ તમારા હૃદયમાંથી મલીન વિચારો દૂર કરી સુબુદ્ધિ પ્રકટાવે. " પુષ્પાયુધ બોલતો બંધ રહ્યો.

તેના શબ્દોએ આબાદ કામ કર્યું. રાણીના હૃદયમાં કુમારના શબ્દો એ સજ્જડ અસર કરી. તેના મનમાં એકદમ હજારો વિચારો તરવરી આવ્યા. તેને સ્ત્રી અવતારનું ભાન થયું. સત્સંગનું રહસ્ય સમજાયું. જેવા પતિના આચાર વિચાર તેવા પત્નિના પણ વિચાર. વિષકન્યા ઉંડા તર્કમાં પડી ગઇ. વિષયવાસના નાશ પામી જીવનની સાફલ્યતા સમજાઇ. પુષ્પાયુધના પ્રસંગે કુટિલ અબળા સુધરી. તેણે કુમારની ક્ષમા માગી. તેની આંખ્યોમાં જળ ઉભરાઇ આવ્યું. તે કરેલાં કર્મોનો પશ્ચાતાપ કરવા લાગી. તેના પશ્ચાતાપ ઉપર પુનઃ પુષ્પાયુધે શાન્તિનું જળ સીંચ્યું. તેણે અનેક બોધક દ્રષ્ટાંતોથી તેની આંખ્યો આગળનો અંધકારનો પડદો દૂર કર્યો. વિષકન્યા પરોઢ સુધી ત્યાં રહી. પુષ્પાયુધે મધુપુર પર ચઢવાનો નિશ્ચય જણાવી વિષકન્યાને સત્યપુર રહેવાને જણાવ્યું. પણ તેણે રહેવાની ના પાડતાં કહ્યું કે, " હું પણ આપની સાથે પુરૂષ પોષાક ધારણ કરી યુધ્ધે આવીશ; અને જે જાલીમસિંહે તેનું અને મારૂં જીવન રદ કર્યું છે તેને નીતિને રસ્તે લાવવા હું તેની સામે લઢીશ, એક દુષ્ટના મરવાથી અનેક જનોનું કલ્યાણ થતું હોવાથી

તેનો નાશ કરવો ઉચીત છે. હું તેના મરણ પછી તેની સાથે ભષ્મ થઇ સતી થઇ મારી ફરજ બજાવીશ."

"રાણી તમારા વિચારો સ્તુત્ય છે. જાઓ, અત્યારે થોડી વારને માટે સુઇ જાઓ. મધ્યાન્હે પ્રયાણ કરવાનું છે, તે પહેલાં તૈયાર થજો. હું તમને બોલાવવાને સરદારને મોકલીશ." પુષ્પાયુધે જણાવ્યું.

વિષકન્યા તેના શયનાલયમાં જવાને ઉભી થઇ. પુષ્પાયુધ તેને તેના ઓરડા સુધી મુકી આવી પાછો આવ્યો. આ વખતે મોટું પરોઢ થયું હતું. પ્રકાશ ધીમે ધીમે પૃથ્વીપર પથરાતો હતો. ગરીબ-ગરબાનાં ઘરમાંથી ઘંટીઓના ઘોર સંભળાતા હતા. પ્રભુ ભકતો પ્રભાતીયાં લલકારી પ્રભુને રીઝવતા હતા. કુકડાના કુકડે કુકના શબ્દો શ્રવણ કરી ચંચળ લોકો શૈય્યાનો ત્યાગ કરી નિત્ય કર્મ કરવાને તત્પર થતા હતા. પુષ્પાયુધ પણ નીચે ઉતરી સ્નાન કરી પ્રભુ પૂજા કરી તત્પર થયો. સવાર થયું. શાન્તિ વિખરાઇ ગઇ. સૈનિકો અને ઘોડેસ્વારોની દોડાદોડીથી રાજમાર્ગ ગાજી રહ્યો. દરબારગઢના ચોગાનમાં વીર યોદ્ધાઓ એકઠા થવા લાગ્યા. સરદારો યુદ્ધ વેશ ધરી આવી પહોંચ્યા. માધવસિંહ પણ આવી પહોંચ્યો. તેને મુખ્ય સેનાપતિનું પદ આપવામાં આવ્યું હતું. તેના મુખપર હર્ષની છાયા છવાએલી હતી. જાલીમસિંહનો ત્યાગ કરવાથી તે સુખી થયો હતો. ત્યાં તેનું જેટલું માન નહોતું તેનાથી અધિક માન તેને અત્રે મળતું હતું. સેનાપતિને જોઇ સૈનિકોએ તલવારો ઉંચી કરી માન આપ્યું. સઘળું સૈન્ય લાઇનબંધ ગોઠવાઇ ગયું. ઘોડેસ્વારોની ટુકડીયો પણ લાઇનબંધ ઉભી રહી. દસેક પળગતામાં તો સઘળી તૈયારી થઇ ચૂકી. સમય થતાં જ કપાળમાં કુમકુમની અરચા કરી ગળામાં પુષ્પોની માળા ધારણ કરી વીરવેશી પુષ્પાયુધ રાજમહેલમાંથી બહાર નીકળ્યો. વિષકન્યા તો કયારનીએ

સૈનિક પોશાકથી સજ્જ થઇ તેને આવી મળી હતી. તે પણ તેની પાછળ ચાલી બહાર નીકળી. કુમારને જોતાં જ સૈનિકોએ હર્ષનાદથી વધાવી લીધો. રાજા અમરસિંહ ઉભા રહી સૈન્યને જોઇ રહ્યા હતા. જ્યારે સંપૂર્ણ તૈયારી થઇ ચૂકી, ત્યારે અમરસિંહે લંબાણ ભાષણ કરી યુદ્ધનું કારણ જણાવ્યું. ભાષણને અંતે સૈનિકોએ જાલીમસિંહ પ્રત્યે રોષ દર્શાવ્યો. પુષ્પાયુધે પણ સમયોચિત વાક્યો કહી વીરતાથી લઢવાનું સૂચવ્યું. તે પછી રાજકુમાર ઘોડેસ્વાર થયો. વિષકન્યા પણ ઘોડે ચઢી. સૈન્યને ચાલવાની આજ્ઞા થઇ. સૈન્ય કુચ કરવા લાગ્યું. નગરનાં નર-નારીઓ કુચ કરતા સૈન્યને હર્ષથી જોઇ રહ્યાં. પુષ્પાયુધના અશ્વપર પુષ્પોની વૃષ્ટિ થવા લાગી. નરનારીઓ વિજયને માટે પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યાં. સઘળું સૈન્ય નગરની બહાર નીકળી મધુપુરને માર્ગે ઝડપથી કુચ કરવા લાગ્યું. પુષ્પાયુધને આ વખતે મનહરની ખોટ જણાતી હતી. છેવટે તેણે છેક સાંજના મધુપુરની સરહદમાં આવી છાવણી નાખી. ત્યાંથી મધુપુર પાંચ માઇલ દૂર રહ્યું હતું. નિર્જન સ્થાનમાં તંબુઓ અને રાવઠીઓ ઉભી થઇ ગઈ. તંબુઓ અને રાવઠીઓ તૈયાર કરવામાં રાત્રિ પડી. સૈનિકો રસોઇ બનાવવા મંડી પડયા. પુષ્પાયુધ અને માધવસિંહ બીજા સરદારો સાથે સૈન્યમાં ફરી તપાસ કરવા લાગ્યા; અંતે તેઓ મોડી રાત્રે થોડીવાર વિશ્રામ કરવાને તંબુમાં જઇ સૂતા.



# પ્રકરણ ૨૯ મું.

## કેદીયોનો યુક્તિથી ઉદ્ધાર.

સત્યપુરનગર જવાની અને પુષ્પાયુધના આગમનની ખબર સાંભળી જાલીમસિંહના શોકનો સુમાર રહ્યો નહોતો જે પુષ્પાયુધને તે મરણ પામેલો જાણતો હતો તેને સૈન્ય સાથે છાવણી નાખી પડેલો સાંભળી જાલીમસિંહ હતાશ બની ગયો. તેણે મંત્રિ, સેનાપતિ, સરદારો વગેરેને બોલાવી તૈયારી કરવા માંડી. તે પછી તે લાગલોજ ભૈરવના મંદિરે ગયો અને અંદર ગુપ્ત સ્થાનમાં યજ્ઞ કરતા ભૈરવાચાર્યની પાસે આવી ઉભો રહ્યો. આ વખતે રાત્રિનો પ્રથમ પ્રહર ચાલતો હતો. ભૈરવાચાર્ય રાજાને એકાએક ત્યાં આવેલો જોઇ બોલી ઉઠયો, "કાં રાજન્! અત્યારે એકાએક આવવું કેમ થયું?"

જાલીમસિંહ નિરાશ વદને બોલ્યો, "ગુરૂ મહારાજ! આપણી ઉપર આફતનું વાદળ ચઢી આવ્યું છે. જે પુષ્પાયુધને આપ મરણ પામેલો ધારતા હતા તે સત્યપુરનો કબજો મેળવી ત્યાંના સરદારને કેદ કરી સૈન્ય સાથે આપણા નગર પર ચઢી આવ્યો છે અને તેણે આજ સાંજથીજ આપણી સરહદ પર છાવણી નાખી છે. મહારાજ! હવે શું કરવું તેની મને સુઝ પડતી નથી. આપણા જાસુસો જણાવે છે કે તેની સાથે અસંખ્ય પાયદળ–ઘોડેસ્વારોનું સૈન્ય છે. આપણું સૈન્ય તો તેની આગળ કંઇ પણ હિસાબમાં નથી."

અણધારી ચઢાઇની વાત સાંભળી ભૈરવાચાર્ય સ્તબ્ધ બન્યો, તેણે નસકોરાં ફુલાવી કહ્યું, "રાજા! જ્યારથી સારાં પગલાંનો મારો શિષ્ય પ્રાણશંકર અત્રેથી ગયો છે; ત્યારથી જ કંઇને કંઇ નવા જુની થયા કરે

છે. પુષ્પાઇંધ જીવતો થઇ અહીં આવ્યો તેમાં દૈવનો જ હાથ છે. આજે યજ્ઞનો આરંભ કરે ચાર દિવસ થયા છે પરંતુ ભૈરવદાદાએ સ્વપ્નમાં દર્શન દઇ મને કંઇ પણ સૂચન કર્યું નથી. આથી મને પણ વ્હેમ પડે છે. આપણું ભાગ્ય ફૂટેલું હોય એમ સમજાય છે. રાજા! આ સઘળા ઉપદ્રવનું મૂળ પુષ્પાવતી છે. તે પેલા જન્મમાં ખપ્પર યોગિની હતી. તે જ્યાં સુધી જીવે છે ત્યાં સુધી તારૂં સારૂં થનાર નથી.”

“ત્યારે તમે આજને આજ તેને આ અગ્નિ કુંડમાં હોમી દ્યો કે જેથી આપણે માથેથી સંકટનાં વાદળ દૂર થાય.” જાલીમે કહ્યું.

“ના, તેનું બળીદાન તો છેલ્લે દિવસે જ દેવાશે; પણ આવતી કાલે હું બીજાં બે પુરૂષોનાં બળીદાન આપી ભૈરવને પ્રસન્ન કરી બોલાવીશ અને શું થનાર છે તેમજ શું થશે વગેરે હકીકત જાણી લઇશ. રાજા! બળીદાનને માટે બે પુરૂષોને તૈયાર રાખવાનું હું તને સોંપું છું. કારણ કે આ યજ્ઞ ફક્ત તારા જ સુખને માટે થાય છે.” ભૈરવાએ જણાવ્યું.

“તે બે પુરૂષો તો તૈયાર છે; ફક્ત આપની આજ્ઞાની જ વારેવાર છે.” રાજાએ કહ્યું.

“તે કયા કમભાગ્ય બે પુરૂષો છે?” ભૈરવચાર્યે પૂછ્યું.

“એક તો કેદખાનામાં પૂરેલો રાજા પુષ્કરરાજ અને બીજો સત્યપુરનો શાણો કારભારી અમૃતરાય.”

“વાહ, વાહ, ભૈરવ પણ ભાગ્યવાન છે કે જેથી તેમને એવાં ઉત્તમ બળીદાનો મળશે. રાજા! તું અત્યારે તેમની પાસે જા અને કાલ સુધી તેમની દરેક ઇચ્છાઓ પૂર્ણ કરી તેમને ખુશીમાં રાખ, કારણ કે ભૈરવને ખુશ રહેલા માણસોનું જ બળીદાન પ્રિય હોય છે.”

"હું આ પળે જ ત્યાં જાઉં છું અને તેમની દરેક ઇચ્છાઓ પૂર્ણ કરૂં છું." કહી જાલીમસિંહ ત્યાંથી નીકળી કારાગૃહ તરફ ચાલ્યો. પુષ્કરરાજને જે સ્થળે અમૃતરાય સાથે રાખવામાં આવ્યા હતા; તે કારાગૃહનું સ્થળ ભૈરવના મંદિરની પશ્ચિમ બાજુએ નિર્જન સ્થાનમાં આવેલું હતું. તે સ્થળ કેટલેકાણેથી પડી ગએલું હતું; અસલના વખતમાં ત્યાં મોટું મહાલય આવેલું હતું; પરંતુ કાળચક્રના પરીબળે તેની દશા શોચનીય થઇ રહી હતી. હાલ તે જીર્ણ દુર્ગના નામે ઓળખાતું હતું. તે સ્થળે જાલીમસિંહે આવી અંદર પ્રવેશ કર્યો. ત્યાંના એ પહેરેગીરોએ ઉભા થઇ કોણ એમ પ્રશ્ન કર્યો. જાલીમસિંહે જવાબ આપ્યો. રાજાને ઓળખી તેઓ ઘુંટણીએ પડયા. જાલીમસિંહ દ્વાર ઉઘડાવી પુષ્કરરાજની પાસે આવ્યો. રાજા અને પ્રધાન તે દુષ્ટને જોઈ કંપી ઉઠયા. તેમણે તેમનાં મુખ બીજી બાજુએ ફેરવી દીધાં. આવું જોઇ જાલીમસિંહે હાસ્ય કરી કહ્યું, "પુષ્કરરાજ ! તમે શા માટે મને જોઇ મુખ ફેરવી લ્યો છો ? તમે હાથે કરીનેજ દુઃખ માગી લીધું છે છતાં મારો દોષ શા માટે કાઢો છો ?"

તેના શબ્દોથી પુષ્કરરાજ ઉશ્કેરાઇને બોલી ઉઠયો, "તારા દગાથી જ અમે દુઃખી થયા છીએ. તું શા માટે જુઠું બોલી ઇશ્વરનો અને મનુષ્યોનો ગુન્હેગાર થાય છે ? જા જા, અહિંથી ચાલ્યો જા, તારા પાપ કર્મથી આ ધરતી ધ્રુજી રહી છે, તે તારો ભાર ઝીલી શકતી નથી."

"પુષ્કરરાજ ! મને લાગે છે કે તમે કેદખાનાના દુઃખથી કંટાળી ગયા છો, અને તેથી જ આવી રીતે ફાવે એમ બોલી એક પ્રતાપી રાજાનું અપમાન કરો છો; બાકી જો તમારી જગાએ કોઇ બીજો હોય તો તરત મારી આજ્ઞાને તાબે થઇ છૂટકારાને માટે મારી પ્રાર્થના કરે." જાલીમે કહ્યું.

"સિંહ કદી તૃણનો ચારો ચરે જ નહિ. સૂર્ય પશ્ચિમે ઉદય થાય જ નહિ; તેમ જે પ્રતાપી છે; જે મૃત્યુથી ડરતા નથી; જે ટેકને પ્રાણ સમાન પ્રિય ગણે છે અને સદા સત્ય માર્ગેજ ગમન કરે છે; તે તારા જેવા દુષ્ટની દયાની દરકાર કોઈ કાળે રાખતા જ નથી. તેઓ તારા જેવા નરરાક્ષસને પ્રાણ જાતાં પણ છૂટવાને માટે પ્રાર્થના કરેજ નહિ. જા, અહિંથી તું સત્વરે ચાલ્યો જા. અમે તને વધારે વખત જોવાને ઇચ્છતા નથી." અમૃતરાયે કહ્યું,

" અહો ! હજી આટલો બધો ગર્વ ? અલ્યા વિચાર તો કરો કે અહિં રહેવાથી તમે કેટલા બધા દુબળા બની ગયા છો; અરે તમારા ચ્હેરા તો જુઓ કે તે કેવા દુકાળીયા જેવા ગરીબ બની ગયા છે. મને તમારી અત્યારે બહુજ દયા આવે છે અને તેથી તમારા બોલેલા શબ્દો સામે નહિ જોતાં હું તમને કહું છું કે તમારી જે ઇચ્છા હોય તે મને જણાવો; હું તમારી તમામ ઇચ્છાઓ પૂર્ણ કરીશ." જાલીમસિંહે ગંભીર મુખે જણાવ્યું.

તેનું એવું બોલવું સાંભળી બન્ને વિચારમાં પડયા. પત્થર હૃદયના જાલીમસિંહની આવી લાગણી સાંભળી તેઓ આશ્ચર્ય પામ્યા. તેઓ મૌન રહી તેના સામે જોઇ રહ્યા. પુનઃ જાલીમસિંહ બોલ્યો, " તમે ગભરાશો નહિ. તમારી પ્રત્યે મ્હેં અન્યાય કરેલો છે તે હું સારી રીતે સમજું છું. પુષ્કરરાજ તમને અને આ પ્રધાનને હું હવે વધારે વખત દુઃખી કરીશ નહિ. કાલ સાંજ સુધીજ તમારે અહિં રહેવું પડશે. કાલે મધ્ય રાત્રે મારા સરદારો તમને લેવાને અહિં આવશે અને તેઓ તમને સુખી થવા આનંદના સ્થાનમાં મોકલી આપશે, તે કહેવાનેજ હું અત્યારે આ કાળી રાત્રે અહિં તમારી પાસે આવ્યો છું. બોલો, તે સિવાય તમારી કંઇ બીજી ઇચ્છા છે ? જે હોય તે

સુખેથી જણાવજો. આ જાલીમસિંહ કરેલાં પાપ હવે ધોવાને ઇચ્છે છે.”

તેનું કહેવું પુષ્કરરાજને સત્ય લાગ્યું. તેઓ વિસ્મયતાથી બોલી ઉઠયા, “ અરે ! આજે અત્યારે હું આ શું સાંભળું છું ? શું જુલ્મી જાલીમના પત્થર હૃદયમાં દયાનો આવિર્ભાવ થયો ? શું તેના મલીન દેહમાંથી દુષ્ટ પિશાચ નીકળી ગયો ? જાલીમસિંહ ! જો તું સત્ય વદતો હોય તો અમને આ પળે જ છૂટા કરી દે. અમે અમારા નગર તરફ ચાલ્યા જઇશું અને કદાપિ તને દંડ દેવાનો પ્રયત્ન કરીશું નહિ.”

“ પુષ્કરરાજ ! મને હવે દુનિયાંની પરવાહ નથી. મ્હેં બહુ કર્યું છે, હું હવે કંઇ પણ ઇચ્છતો નથી. મ્હેં તમારી પુષ્પાવતીને પણ કયારનીએ સત્યપુર તરફ વિદાય કરી દીધી છે અને સત્યપુર પુષ્પાયુધને પાછું આપ્યું છે.”

તેનું આવું દાંભિક બોલવું સાંભળી પુષ્કરરાજના આનંદનો પાર રહ્યો નહિ. તે હર્ષથી બોલી ઉઠયા, “ ખરેખર ! તમે સ્તુત્ય કાર્ય કર્યું છે, વારૂ પુષ્પાયુધ કયાંથી મળી આવ્યા ? ”

“ તે આપો આપ મારા નગરમાં મારી પાસે ચાલ્યા આવ્યા. તે જ્ઞાની અને વિવેકી કુમારના શબ્દોએજ મને પૂર્ણ અસર કરી છે. રાજન્ ! હાલમાં મ્હેં બે દિવસથી મહારૂદ્ર યજ્ઞનો આરંભ કર્યો છે, તેની પૂર્ણાહુતી આવતી કાલે છે. તમને હું અત્યારે બંધન મુક્ત કરીને જાઉં છું, તમે કાલ સાંજ સુધી કૃપા કરીને અહિંનું સુખ દુઃખ વેઠી લેજો. હું કાલ સાંજેજ તમને બન્નેને મોટા ઠાઠમાઠથી નગરમાં ફેરવી ભૈરવના મંદિરે યજ્ઞનારાયણનાં દર્શનને માટે લઇ જઇશ અને બાદ તમારૂં પૂજન કરી તમને તમારા સુખદ સ્થળમાં મોકલી આપીશ. મહારાજ ! તમને હું અત્યારેજ મારા નગરે મારી સાથે લઈ જાત; પણ મારા ગુરૂએ

મને અત્યારે કાળનો યોગ કહી ના પાડી છે. તે કાળનો યોગ કાલ સાંજ સુધી છે. જો કે કર્તા–હર્તા તો નારાયણ છે; પણ હું વ્હેમી છું અને તેથી આપ બન્નેને કાલ સાંજ સુધી અત્રે રહેવાની વિનંતી કરૂં છું. લ્યો, હવે હું જાઉં છું."

"હા, પધારો." કહી રાજા અને પ્રધાન તેની તરફ જોઇ રહ્યા. જાલીમસિંહે પહેરાવાળાઓને બોલાવી તેમની બેડીયો કઢાવી નખાવી. પુષ્કરરાજ અને અમૃતરાય છૂટા થઇ ફરવા લાગ્યા. તે પછી જાલીમસિંહે બહાર નીકળી પહેરેગીરોને કહ્યું, "તમે તે છૂટા થએલા બન્ને કેદીયોની પૂરેપૂરી સંભાળ રાખજો. તેઓ જતા ન રહે એની સાવચેતી રાખજો. તેમને કાલ સાંજ સુધી દુઃખ લાગે એવું એક પણ વચન સંભળાવશો નહિ, તેમનું ભૈરવને બળીદાન આપવાનું છે. આ વાત તેમને જણાવશો નહિ. મારૂં નામ દઇ કોઇ તેમને લેવા આવે તો આવવા દેજો." આટલી સૂચના પહેરેદારોને આપી જુઠ્ઠો જાલીમસિંહ રાજમહેલે આવ્યો. આ વખતે મધ્યરાત થવાને થોડીવાર હતી. સઘળે સમસમાકાર ભાસતું હતું. પુષ્કરરાજ આનંદથી આમતેમ ફરતા હતા; પરંતુ વિચિક્ષણ પ્રધાન ઉંડા વિચારમાં પડ્યો હતો. જાલીમસિંહની પ્રથમ કડકતા અને પછી અત્યંત નરમાશમાં તેને ભેદ લાગતો હતો. જે અત્યંત અત્યાચારી છે, જે પાપ કર્મમાંજ સદા આનંદ માને છે; તે ફક્ત ઉપદેશના શબ્દોથી કદાપિ સુધરી શકેજ નહિ. તે નરાધમ રાજાના બોલવામાં કંઇક ભેદ છે. તે દાંભિકતાથી બોલતો હોય એમ મને સમજાય છે. ઠીક છે, જોઇએ છીએ, જે હશે તે કાલ સાંજ સુધીમાં જણાશે." આમ વિચાર કરતા પ્રધાને રાજા સામે જોયું. પુષ્કરરાજ તેની પાસે આવીને બેઠા. બન્ને જણા જાલીમસિંહની જ વાતો કરવા લાગ્યા. ત્યાં ફરતા પહેરેગીરો તેમની પર

નજર રાખી બેસી રહ્યા હતાં. છેવટે મધ્યરાત્રિ થઇ. કુતરાંઓએ રૂદન કરી શોર મચાવી મૂક્યો. એકાએક કોઇનાં આવવાના પગલાંનો ખડખડાટ સંભળાયો, બન્ને પહેરેદારો ચમકી ઉભા થઇને જોઇ રહ્યા. થોડીવારમાં તેમને જણાયું કે કોઇક બે માણસો આ તરફ આવે છે. તે બે માણસો અન્ય કોઇ નહિ પણ એક તો બહાદુર બહારવટીયો ધર્મસિંહ અને બીજો ભૈરવાચાર્યનો પ્રિય શિષ્ય પ્રાણ-શંકર હતો. તેઓ બન્ને આ વખતે કેદીઓને છોડાવવાના ઉદ્દેશથી આવ્યા હતા. પ્રાણશંકરને તમામ સૈનિકો-સિપાહીઓ ઓળખતા હતા. આ વખતે ધર્મસિંહે એક સરદારને છાજે એવો પોશાક ધારણ કર્યો હતો. પ્રાણશંકર ભગવી કફની પહેરી હાથમાં ફાનસ પકડી તેમની આગળ ચાલતો હતો. તેઓ પહેરેદાર સિપાહીઓ આગળ આવીને ઉભા રહ્યા. પહેરેગીરોએ પ્રાણશંકરને ઓળખી પ્રણામ કર્યા અને તેથી સાથે આ કોઇ સરદાર હશે ધારીને સલામ કરી. તે પછી પ્રાણશંકરે થોડીકવાર આડી અવળી વાત કરી તેમને કહ્યું. "હું આ માનવંતા સરદાર સાથે મહારાજાના હુકમથી અંદરના બે કેદીઓને લઇ જવા આવ્યો છું. મહારાજા અત્યારે અમારા મંદિરમાં બેઠા છે. યજ્ઞની પૂર્ણાહુતી આજ પ્રાતઃકાળમાં થવાની છે. તે વખતે આ બન્ને કેદી-ઓના ભોગ આપવાના છે."

પહેરેગીરોને તેની વાત ખરી લાગી. કારણ કે જાલીમસિંહે પણ તેમનાં બલીદાન આપવાની વાત જણાવી હતી, અને ભેગાભેગું એ પણ જણાવ્યુ હતું કે હું મોકલું તે માણસની સાથે કેદીઓને મોકલજો. આ સરદારને ખુદ મહારાજાએજ મોકલ્યા હશે. ધારીને પહેરેગીરો અંદર ગયા અને થોડીવારમાં પુષ્કરરાજ અને દિવાનને બહાર લઇ આવ્યા. પુષ્કરરાજ અને દિવાનના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેઓ હાલ્યા

ચાલ્યા વિના પ્રાણશંકરની આગળ આવી ઉભા રહ્યા.

"આજ કેદીઓને લઇ જવાના છે કે?" પ્રાણશંકરે પૂછયું.

"હાજી." પહેરેગીરોએ જવાબ વાળ્યો.

"ઠીક ત્યારે હવે અમે જઇએ છીએ." કહી પ્રાણશંકરે કેદીઓને આગળ કરી ચાલવા માંડયું. પહેરેગીરો તેમની પાછળ જોઇ રહ્યા. સિપાહીઓને વ્હેમ પડે નહિ તેને માટે પ્રાણશંકર સર્વની સાથે ભૈરવના મંદિર તરફના માર્ગે ચાલવા લાગ્યો. તે વારંવાર ઝડપથી ચાલવાની સૂચના કરતો હતો. સઘળા ઉતાવળે પગલે ચાલતા હતા. તેઓ કેદખાનાથી દૂર નીકળી આવ્યા. હજી સુધી કોઇએ કોઇની સાથે વાત સરખી પણ કરી નહોતી. પુષ્કરરાજ અને અમૃતરાય પણ મનમાં વિચારતા હતા કે આ લોકો કોણ હશે? તેઓ અત્યારે અમને કયાં લઇ જતા હશે? થોડીવાર પર જાલીમસિંહ આવીને કહી ગયો હતો તે શું સત્ય હશે? જો તે સત્ય હોય તો આ લોકો અત્યારે શામાટે અમને લઇ જાય? જાલીમસિંહે તો કાલ સાંજે લઇ જવાનું જણાવ્યું હતું છતાં આ શું? આમ તર્ક–વિતર્ક કરતા બન્ને ચાલ્યા જતા હતા. એટલા વખતમાં તો તેઓ ભૈરવમંદિરથી ઘણે દૂર નીકળી આવ્યા. છેવટે પુષ્કરરાજથી રહેવાયું નહિ. તેઓએ સાથે ચાલતા પ્રાણશંકરને ઉદ્દેશીને પૂછયું.

"ભાઇ! અમને આવી રીતે અત્યારે કયાં લઇ જશો?"

"તેની મને ખબર નથી; આ મારી સાથેના સરદારને પૂછવાથી સઘળું જણાવશે." પ્રાણશંકરે કહ્યું.

પુષ્કરરાજ પૂછે એ પહેલાંજ ધર્મસિંહે કહ્યું. "પુષ્કરરાજ! તમે હવે લગીર પણ ભય ધારશો નહિ. અમારો સઘળો પ્રયત્ન તમને બન્નેને છોડાવવાને માટેજ હતો, તે હવે પુર્ણ થયો છે, તમે હાલ

સ્વતંત્ર છે." કહી ધર્મસિંહે પોતાની તેમજ પ્રાણશંકરની ઓળખાણ કરાવી સર્વ વાત જણાવી. પુષ્કરરાજ ગદગદીત્ કંઠે તેનો ઉપકાર માની ભેટી પડયો, ને પછી સઘળા આગળ ચાલી એક સ્થળે વિશ્રામ અર્થે બેઠા. ત્યાં અમૃતરાય દિવાને જાલીમસિંહે દર્શાવેલી કૃપાની વાત જણાવી. તે વાત સાંભળી પ્રાણશંકર ખડખડાટ હસી પડી બોલ્યો, "તે મહા ધૂર્ત રાજાએ તમને સઘળું અસત્યજ સમજાવ્યું છે. પુષ્પાવતી હાલ તેના કબજામાં છે. પુષ્પાયુધે સત્યપુરનો વિજય કરી મધુપુરની સરહદ પર છાવણી નાંખી છે. આ મોટી લડાઇમાં વિજય મળે એ હેતુથી અંધ શ્રદ્ધાવાળા વ્યસની અને અજ્ઞાન ભૈરવાચાર્યે મહાયજ્ઞનો આરંભ કર્યો છે. તે યજ્ઞમાં આપ બન્નેની આહુતી આપવાનું તે દુષ્ટે નક્કી કર્યું હશે અને તે ઉદ્દેશથીજ તમને તે જુઠું સમજાવી ગયો હશે." પ્રાણશંકર બોલતો બંધ થયો. પુષ્કરરાજ વિચારમાં પડયો. અમૃતરાય દિવાનના વિચાર પ્રાણશંકરને મળતા થયા. તે પછી સઘળાએ ત્યાંથી ચાલવું શરૂ કર્યું. તેઓ મોટા મળસકે પુષ્પાયુધની છાવણી નજીક આવી પહોંચ્યા. આ કુમારનીજ છાવણી હશે ધારીને તેમણે એ તરફ ચાલવા માંડયું. સૃષ્ટિપર હજી પૂર્ણ પ્રકાશ પથરાયો નહોતો. હજી અંધારૂં હતું. તેઓને આવા કવખતે છાવણી તરફ આવતા જોઇ છાવણીના રક્ષણને માટે ફરતા સૈનિકોને વ્હેમ પડયો. તેઓએ મોટેથી બુમ મારી તેમને આગળ વધતા અટકાવ્યા. તેઓ ઉભા રહ્યા. સિપાહીઓ તેમની નજીક આવી તેમના ચ્હેરા જોવા લાગ્યા. એવામાં ધર્મસિંહે ગંભીરતાથી કહ્યું કે, "તમારા કુમારશ્રીની પાસે અમને લઇ જાઓ. અમારે ખાસ અગત્યના કારણસર તેમને મળવું છે."

સિપાહીઓ તેમનો ભવ્ય પોશાક જોઇ અને રૂવાબ યુક્ત બોલવું સાંભળી વગર આનાકાનીએ તેઓને પોતાની પાછળ ચાલ્યા આવવાનું

કહ્યું. સઘળા પુષ્પાયુધના તંબુ આગળ આવી પહોંચ્યા. આ વખતે પુષ્પાયુધ જાગતો હતો. તે અત્યારે માધવસિંહ સરદાર અને રાણી વિષકન્યા સાથે યુદ્ધ વિષેની મસલત ચલાવતો હતો. એવામાંજ સિપાહીએ તંબુમાં પ્રવેશી કોઇ મળવા માગે છે એમ જણાવ્યું.

"આ મોટા મળસકે કોણ આવ્યું હશે?" એમ વિચારતો પુષ્પાયુધ તંબુની બહાર નીકળ્યો. દ્વાર આગળ ધર્મસિંહ ઉભા હતા, ઝાંખા પ્રકાશમાં પણ પુષ્પાયુધે તેમને તરત ઓળખી લીધા અને મારા માનવંતા સરદાર! આપ અત્યારે અહિં ક્યાંથી, કહી કુમાર તેમને ભેટી પડ્યો. ધર્મસિંહે તેના સામે હસ્તે વદને જોઇ કહ્યું. "કુમાર! હું તમારા સસરાને બંધનમુક્ત કરવા મધુપુર ગયો હતો અને તેમાં ફતેહ મેળવી અહિં આવ્યો છું. જુવો, આ મારી પાછળ તમારા સસરા અને તમારા પ્રધાન ઉભા છે તેમને નિહાળો."

પુષ્પાયુધ ગળગળો થઇ બન્નેને મળ્યો. તેણે ધર્મસિંહનો ઉપકાર માન્યો, બાદ સઘળાને લઇ તંબુમાં આવ્યો. અંદર બેઠેલાં માધવસિંહ અને વિષકન્યાને પુષ્કરરાજનું ઓળખાણ કરાવ્યું. પુષ્કરરાજ જાલીમસિંહની રાણી અને સરદારને મળી ગએલા જોઇ આશ્ચર્ય પામ્યો. તેણે જાલીમસિંહના સઘળા કારસ્થાનની અથઇતિ વાર્તા કહી સંભળાવી. સઘળાએ તે દુષ્ટ રાજાપર ધિક્કારનો વર્ષાદ વરસાવ્યો. અમૃતરાય દિવાન અને પુષ્કરરાજના આગમનથી કુમારના માથેથી સઘળી વ્યવસ્થાનો ભાર ઓછો થયો. છેવટે પ્રાતઃકાળ થયો. સઘળા નિત્ય કર્મમાં રોકાયા. આ વખતે ચંપાનગરથી થોડાક સૈન્ય સાથે ત્યાંનો પ્રધાન આવી પહોંચ્યો. પુષ્કરરાજ તેને જોઇ આનંદ પામ્યા. પ્રધાનના આનંદમાં પણ વધારો થયો. બાદ સઘળા ભોજનકાર્યથી પરવારી તંબુમાં એકત્ર થયા. પુષ્પાયુધે અમૃતરાય દિવાનને મનહર ખુશીમાં

છે તે વાત જણાવી. પુત્ર હજી હયાત છે ધારીને દિવાને પ્રભુનો ઉપકાર માન્યો. તે પછી યુદ્ધ કેવા પ્રકારે કરવું તેની મસલત ચાલી. અમૃતરાયે અને ધર્મસિંહે એકદમ હલ્લો કરવાની સલાહ આપી; પણ પુષ્કરરાજે એમ નહિ કરતાં સામી છાતીએ લઢી તેને પાયમાલ કરવો એવી સલાહ આપી. છેવટે સામ સામે મયદાનના યુદ્ધનો નિશ્ચય થયો. તેજ ક્ષણે પુષ્પાયુધે યુદ્ધ આમંત્રણની પત્રિકા આપી એક દૂતને વિદાય કર્યો. દૂતના ગયા પછી સઘળા સૈનિક વ્યવસ્થા કરવાના કામમાં રોકાયા.

વાચકો! ચાલો આપણે હવે અહિંથી નીકળી દૂતની પહેલાં જાલિમસિંહના દરબારમાં જઇ ત્યાંનો રંગ અવલોકીએ.

---

## પ્રકરણ ૩૦ મું.

---

### યુદ્ધનું આમંત્રણ.

પુષ્પાયુધના આગમનથી મધુપુરમાં ગભરાટ ફેલાઇ રહ્યો છે. રાજા જાલીમસિંહના મુખ પર હર્ષનું એક પણ ચિહ્ન જણાતું નથી. નગરમાં સૈન્યને દરબારગઢના ચોગાનમાં વ્યવસ્થા પૂર્વક ગોઠવવાનું કામ ચાલી રહ્યું છે. ઘોડેસ્વારોની દોડાદોડીથી અવાજ ઉત્પન્ન થઇ રહ્યા છે. પ્રજા પણ હતાશ બની જાણે સર્વસ્વ નાશ પામ્યું હોય એમ શોક સીંધુમાં ડૂબી ગઇ હોય એમ જણાય છે. ઠેક-ઠેકાણે યુદ્ધ સંબંધીજ વાતો ચાલી રહી છે. આજે કોઇને ખાવું-પીવું સુઝતું નથી. જાલીમસિંહે સત્યપુર નગર લૂંટ્યું હતું તો હવે પુષ્પાયુધ મધુપુરને વેરાન જંગલ સમાન કેમ નહિ બનાવે? આવા વિચારથી કેટલાક લોકો બીજે નગર રહેવા જવાની

તૈયારી કરવા લાગ્યા. કેટલાક ભોંયમાં દ્રવ્ય દાટવા લાગ્યા. નામર્દ—વ્યસની ભયથી ધ્રુજી ભોંયરાંઓમાં છૂપાવા લાગ્યા. મધુપુરમાં ધોળે દિવસે શ્વાનના રૂદન ધ્વનિથી શોર મચાવવાં લાગ્યાં. કિલ્લાના કોટપર કાળા કાગડા કકર્શ ધ્વનિથી અમંગળ સૂચવવા લાગ્યા. પવન પ્રચંડ વેગથી વ્હાઇ અશુભ સૂચવવા લાગ્યો. આવા અશુભ શુકનોથી પ્રજામાં વિશેષ ગભરાટ વ્યાપી રહ્યો. તેઓમાં અનેક પ્રકારની વાતો ચાલવા લાગી. સ્ત્રીયો કુવે જળ ભરવા જતાં ભય પામવા લાગી. પુષ્પાયુધનું લશ્કર હવે એક ગાઉ દૂર છે, કોઈ કહે છે કે તેનો રાત્રે હલ્લો કરવાનો વિચાર છે. હાય હવે બચવું મુશ્કેલ છે, સર્વ નાશ થઇ જશે; હવે શું કરીશું. બાળબચ્ચાંનું રક્ષણ કેવી રીતે કરીશું ? આવી રીતનો કોલાહલ સર્વત્ર સંભળાઇ રહ્યો હતો, કોઇ વળી જાલીમસિંહને માથે દોષ મૂકી કહે છે કે આપણા રાજાએ હાથે કરીનેજ આ ઉપાધી માગી લીધી છે. જ્યારે સર્વસ્વ નાશ પામવાનું હોય છે ત્યારેજ મનુષ્યોની બુદ્ધિ ભ્રષ્ટ થાય છે. જો રાજાએ પુષ્પાવતીનું હરણ કર્યું ના હોત તો આવી ભયાનક આફત કદાપિ આવત નહિ. રાજાએ હાથે કરીનેજ તેના પગ પર કુહાડાનો ઘા માર્યો છે. તે પેલા ભૂત જેવા બડબંગ ભૈરવાચાર્યની સલાહથીજ ખરાબ થયો છે. અરેરે ! જુઓને તેણે આપણને પણ કેટલું દુઃખ દીધું છે. તેની તિજોરી ખૂટી કે તરત પ્રજાપર ધોંશ. ભગવાન તે ક્યમ ના કોપે ? સારૂં થાય, તે દુષ્ટનું રાજ્ય જાય તો. બીજા રાજાના અમલથી સુખી તો થઇશું. જ્યારે એક આમ બોલે છે ત્યારે બીજો કહે છે કે, બાઇ ! એમાં રાજાનો શું દોષ ? એતો જે પળે જે થવાનું છે એજ થયા કરે છે. જ્યારે રાજા પ્રજાના દ્રવ્યનો ભૂખ્યો થાય છે; અને પ્રજાને દુઃખમાં રીબાવી તેને હાલ હવાલ કરી પોતે પોતાનો સ્વાર્થ સાધે છે, તેની પર કુદરત કોપે

છે; અને તે અન્યાય પરાયણ રાજા એક ઘડીના છઠ્ઠા ભાગમાં હતો નહતો થઇ જાય છે. આપણા રાજા જાલીમસિંહનું રાજ્ય જો કે મોટું છે; પણ તે પુષ્પાયુધના સામે કદાપિ વિજય પ્રાપ્ત કરી શકનાર નથી, કારણ કે જાલીમસિંહના પક્ષમાં અન્યાય છે અને પુષ્પાયુધના પક્ષમાં ન્યાય છે. જ્યાં સત્ય છે ત્યાંજ વિજય છે. આ જુલ્મીરાજાએ આજ સુધીમાં આપણને કેટલું બધું દુઃખ દીધું છે તે તો વિચારો? ન્યાય માગવા જઇએ ત્યાં પણ પૈસાથીજ વાત. ન્યાયાસનના દરબારમાં પગ મૂકયો કે દ્રવ્યનો વરસાદ વરસાવ્યા વિના છૂટકોજ નહિ. સિપાહી પટાવાળા, ન્યાય કરનારાના કારકુનો, અને છેવટે ન્યાય કરનારને પણ પાનસોપારી આપ્યા વિના ચાલતું નથી. તેમ દ્રવ્ય ખરચતાં પણ બરાબર ન્યાય મળતો નથી. આ જાલીમના રાજ્ય અમલમાં પૈસાવાળાનેજ ન્યાય મળે છે. તેણે ન્યાયખાતું ફક્ત દ્રવ્યનું હરણ કરવાને માટેજ સ્થાપ્યું છે. દ્રવ્ય લેવાને માટે તેણે અનેકાનેક કર નાખ્યા છે. જમીનમાં પાક થયો હોય યા ન થયો હોય પણ તેનો લાગો પહેલો. કોઇ નવો વેપારી થયો કે રાજાનું લાકડું પેઠું. કોઇ ગાડીમાં ફર્યો કે તરત રાજાની આંખ્યે ચઢયો; ટુંકાણમાં તેના આવા અનેક જુલ્મથી હવે તેના રાજ્યને જવાનો વખત આવ્યો છે. તે ભલેને મોટું મહાસાગર જેટલું લશ્કર એકઠું કરે પણ પુષ્પાયુધના સૈનિકોના એકજ ધસારામાં તેનું લશ્કર હાલહવાલ થઇ જશે. મારી પણ પ્રાર્થના છે કે, હે પ્રભુ! આ પ્રજા ભક્ષક પિશાચનું રાજ્ય જજો અને તેની જગાએ પુષ્પાયુધનું પવિત્ર રાજ્ય થજો. આવી રીતે જ્યારે બીજા જન ઉદ્દગાર કાઢતા હતા ત્યારે વળી કોઇક એમ પણ કહેતો હતો કે તમે શા માટે આપણા રાજાની નિંદા કરો છો? આપણો રાજા તો કદાપિ હારવાનો છેજ નહિં. શું તેની પાસે સૈન્ય નથી? અરે તેને કેટલાક

રાજાઓ તો સૈન્ય સાથે મદદ કરવાને આવ્યા છે અને કેટલાક હજી તૈયારી કરી આવવાનાં કહેણુ મોકલે છે. જે જાલીમસિંહની આખા દેશમાં હાક વાગે છે અને જે મહારાજાધિરાજ કહેવાય છે તે કદી હારેજ નહિ. તે એક પલકવારમાં શત્રુઓને હરાવી નસાડી મૂકશે. આપણા રાજા પુષ્પાવતીને લાવી સત્યપુર નગરપર ચઢયા હશે તેમાં તેમનો કંઈક છૂપો હેતુ હશે. મોટા રાજ્યનો માલીક કંઇ મૂર્ખ નહિ હોય કે જેથી તે વગર વિચાર્યું પગલું ભરે. ભલેને બેવકુફો બૂમો પાડયાજ કરે કે રાજ્ય જશે પણ તેમના કહેવાથી કંઇ પણ થનાર નથી. આપણી ફરજ છે કે આપણે આપણા રાજાને અત્યારે તન મન અને ધનથી મદદ કરવી જોઇએ. જે રાજાની અવગણા કરે તે રાજ્યદ્રોહી છે; અને અંતે તે નર્કમાં જાય છે." આવી રીતની વાતો ચર્ચાઇ રહી છે. કોઇ ઠેકાણે કેટલાંક માણસોનું ટોળું એકત્ર થઇ હાર–જીતની શરતો મારી રહ્યું છે. અફીણીયા અને દારૂડીયામાં પણ વાતોની રમુજ મચી રહી છે. એક બીજા પ્રત્યે કહે છે કે જો રાજાએ આપણું ધન લઇ દારૂ અને અફીણની દુકાનો મફત ખોલી હોત તો તેની વ્હારે અત્યારે પરમેશ્વર ઉતરત. રાજાએ મોટી ભૂલ કરી છે કે તેણે આપણા જેવા શોખી-નોને અને પરાયા ધનની ધાપો મારી સફાઇ બંધ ફરનારાપર ઉંડો વિચાર કર્યા વિના કર નાખી લુંટી લીધા. એમાં આપણું શું ગયું. આપણે પણ કર ભરવાને માટે કોઇનાં ખીસ્સાં કાતરવાના અને કોઇનાં ઘર ફાડવાનો ધંધો ધમધોકાર ચલાવવાના. જો એમ ના કરીયે તો કર ક્યાંથી ભરીયે? કોઈ નોકરી રાખતું નથી, કોઇ વ્હેપારને માટે નાણાં ધીરતું નથી; ત્યારે આવો ધંધો કર્યા વિના ગુજરાન શી રીતે ચલાવવું? જો અમારા ધંધામાં કંઈ પણ પાપ હોય તો તે પાપ અમારા રાજાને માથે; અમારે તો લેવા કે દેવા. કારણ કે તેના પ્રતાપથીજ

અમે ખાલી થઇ આવા ધંધામાં જોડાયા અને મનમાં બહુ દુઃખ ના લાગે તેને માટે અફીણીયા દારૂડીયા થયા. પ્રજાને આવી રીતે દુઃખ દેનાર જો દેવ હોય તો પણ તે આખરે નાશ પામે છે. જાલીમસિંહનો આ યુદ્ધમાં નાશજ થવાનો છે. એવામાં તેની પાસે બેઠેલો એક બીજો બોલી ઉઠયો, "લે હવે રહેવા દે એવી વાત. જો આ સામે પેલા સપઇ દાદા ઉભા છે. જો તે તારી વાત સાંભળશે તો પકડી જશે અને રાજા તને સુળીએ ચઢાવશે. ભાઇ! આપણે આપણા હૃદયની મનમાંજ સમાવવી. રાજાની પ્રત્યે આપણાં હૃદય કેટલાં ઉકળેલાં છે તે ભગવાન જાણે છે. આપણે સૌને દેખાડવા અને રાજાના પક્ષના માણસોને ખુશ રાખવા જાલીમસિંહના વિજયની પ્રાર્થના ઉપર ઉપરથી કરવી. આપણા શાસ્ત્રમાં કહ્યું છે કે ઉપરની પ્રાર્થના કામ આવતી નથી; પણ જે ખરા હૃદયથી ભકતી કરે છે, તેનેજ શ્રીહરી સ્હાય કરે છે. આપણી ઉપર ઉપરની પ્રાર્થના નકામી જવાની. ભલેને ગમે એમ થાઓ તેમાં આપણે શું?" કહી તે શાન્ત રહ્યો કે તરત તેની નજીકમાં ઉભેલો એક યુવક બોલી ઉઠયો, "ભાઇ! રાજાને દુઃખ તે આપણને દુઃખ. આપણે મનમાં શોક કર્યા વિના બીજું શું કરી શકીએ એમ છીએ? આપણે તો દૂર રહી જોયા કરવું કે શું થાય છે. ભલેને બીજાને હાની થાય પણ આપણને તો આ યુદ્ધ થવાથી લાભ થનાર છે. હું એક મોટો લેખક છું. મારી કીર્તિ ચારે તરફ ફેલાઇ રહી છે; હું આ યુદ્ધ વિષે એક પુસ્તક પ્રગટ કરનાર છું."

એવામાં ત્યાં થઇને એક જનાર માણસ ત્યાં આવી બોલ્યો, "મહેરબાન સાહેબ! આપના પુસ્તકને મારા છાપખાનામાંજ છાપવાને મોકલી આપશો. નાણાંની હાલ જરૂર નથી, ઘણાંએ અપાશે." કહી, તે માણસ ચાલતો થયો. એવામાં દૂરથી સૈન્યની ટુકડીયો આ-

પવા લાગી. સિપાહીઓએ ગપગોળા લગાવનારા માણસોને દંડા લગાવી કાઢી મૂક્યા. રસ્તો સાફ થયો. સૈનિક ટુકડીયો દરબારના વિશાળ ચોગાનમાં જવા લાગી. આવી રીતની ધમાલ સવારથી તે બપોર સૂધી મચી રહી. પુનઃ થોડીવારને માટે શાન્તિ સ્થાપિત થઇ. સઘળે શૂન્યકાર જણાવા લાગ્યું. મનુષ્યોનો અવર જવર બંધ થઇ ગયો હતો. ફક્ત લશ્કરી અમલદારો કવચિત આવતા જતા હતા. મધુપુરમાં હડતાળ પડી હોય એમ જણાતું હતું. દૂકાનોમાં તાળાં વાસેલાં જણાતાં હતાં, જ્યારે સઘળા રસ્તા નિર્જન હતા ત્યારે દરબાર ગઢમાં અપૂર્વ ધમાલ મચી રહી હતી. સરદારો પોતપોતાની ટુકડીયોને યુદ્ધ વિષે શિક્ષણ આપી રહ્યા હતા. રાજમહેલમાં રાજા જાલીમસિંહ સભા ભરીને બેઠો હતો. તેની જોડે મદદ કરવાને આવેલા ચાર બીજા રાજાઓ બેઠા હતા. રાજાની જમણી બાજુએ ભૈરવાચાર્ય બેઠો હતો. સઘળાંનાં મુખ ઉતરેલાં જણાતાં હતાં; પણ ભૈરવાચાર્યનો ઉત્સાહ હજી કાયમ હતો. તે યજ્ઞનાં લુગડાં સાથેજ ત્યાં બિરાજ્યો હતો. થોડીવાર ચૂપકિદી ફેલાઇ રહી. અંતે ભૈરવાચાર્યે લાલચોળ નેત્રોવડે રાજા સામે જોઇ પૂછ્યું. "તું આટલો બધો ગમગીન કેમ જણાય છે? હું તને કહું છું કે તું બીલકુલ ચિંતા કરીશ નહિ. આજ રાત્રેજ ભૈરવદાદાએ મને સ્વપ્નમાં દર્શન આપી જણાવ્યું હતું કે તારો રાજા જીતશે. માટે હવે હિંમતવાન થા. આજ સાંજે આપણે પેલાઓનો ભોગ આપવો છે; કહે, તેનું ત્હેં શું કર્યું?"

"તેઓ તો તૈયારજ છે; ફક્ત આપની આજ્ઞાનીજ વારે વાર છે." રાજાએ કહ્યું. ભૈરવાચાર્ય થોડીક ક્ષણ વિચાર કરી બોલ્યો, "ત્યારે હવે તેમને મંદિરે મોકલી આપો. હજી તેમને નવરાવવા પડશે, સારાં લુગડાં પહેરાવવાં પડશે અને મિષ્ટ અન્ન જમાડી સંતોષવા પડશે.

બરાબર સાયંકાળેજ તેમનો વધ કરવાનું ચોઘડીયું છે. જો તે ચોઘડીયું વિત્યું તો આપણું કર્યું કારવ્યું ધુળજ મળ્યું સમજવું; માટે તેમને જેમ બને એમ જલ્દીથી મંદિરે મોકલાવી દે, હું તેમને માટે સઘળી વ્યવસ્થા કરીનેજ અહિં આવેલો છું."

તરત જાલીમસિંહે બે સરદારોને પાસે બોલાવી કહ્યું કે, "તમે પેલા રાજદ્દારી કેદીયોને રાખવાના સ્થળે જાઓ, અને ત્યાંથી પુષ્કરરાજ અને પ્રધાન અમૃતરાયને ભૈરવના મંદિરે લઇ આવો, પણ તે પહેલાં આટલું યાદ રાખજો કે તેમના જાણુવામાં કંઇ પણ વાત આવવી જોઇએ નહિ. તેમને તમે માન આપજો; અને સાથે એક સુખપાલ લેતા જજો. તેની અંદર તેમને માન પૂર્વક બેસાડી ત્યાં લઇ આવજો. ત્યાં તેમની સારવારને માટે સઘળી તૈયારી કરી રાખી છે. વળી તેમને જણાવજો કે જાલીમસિંહ મહારાજા સાયંકાળે અહિં આવશે." આવી રીતની સુચના આપી જાલીમસિંહે સરદારોને વિદાય કર્યાં. તેમના ગયા પછી પુનઃ ભૈરવાચાર્યે પૂછ્યું; "વારૂ, પુષ્પાવતી તરફના શું સમાચાર છે?"

"તે તો છે એમને એમ છે; તેનું પણ છેવટે બળીદાન આપીજ દેવું પડશે."

"ઠીક, ત્યારે તેને પણ આજથી સુખમાં રહે એવો બંદોબસ્ત કરાવજે. તું મનમાં કંઇ પણ ચિંતા કરીશ નહિ. આ મન ગમતાં બળીદાનોથી શ્રી ભૈરવ તારી પર ખુશ-ખુશ થઇ જશે. વારૂં હાલ તારી પાસે લશ્કર કેટલું છે?"

"ફકત દસહજાર, તે પણ પાયદળ અને ઘોડેસ્વારો મળીને."

"આપણા શત્રુ પાસે કેટલું છે?"

"તેની પાસે લગભગ પંદરેક હજારનું સૈન્ય હશે; બરાબર

તપાસ થઇ શકી નથી; કારણકે તેની છાવણીમાં જવાનો સખ્ત પ્રતિબંધ રખાયો છે. ત્યાં તપાસને અર્થે ગએલા આપણા જાસુસો નિરાશ થઇને પાછા આવ્યા છે." જાલીમસિંહે જણાવ્યું.

"વારૂ આ રાયપુરના મહારાજા અપયશસિંહ કેટલું સૈન્ય લઇને મદદે આવ્યા છે?" ભૈરવાચાર્યે તે રાજાના સામે જોઇ પૂછ્યું.

"હું સાત હજાર બહાદુર સૈનિકો સાથે અત્રે આવેલો છું." અપયશસિંહે કહ્યું.

"વારૂં આ વિરોધપૂરના વિરોધસિંહ કેટલું લાવ્યા છે?"

"મારી સાથે પાંચ હજાર છે." વિરોધસિંહે જણાવ્યું.

"ઠીક, અનંગપુર પતિ અસર્જુનસિંહ તમે?" ભૈરવાએ ત્રીજાને પૂછ્યું.

"મહારાજ! મારી સાથે એક હજાર બખ્તરીયાઓ આવેલા છે." અસર્જુનસિંહે જવાબ આપ્યો.

"વારૂં; નવરંગપૂર પતિ શયતાનસિંહ તમે શું કહો છો?"

"હું પણ મારા ગજા પ્રમાણે એક હજાર ઘોડેસ્વારો લઇને રાજાધિરાજની મદદે આવ્યો છું." શયતાનસિંહે કહ્યું.

"ત્યારે હવે આપણા સઘળા સૈન્યનો સરવાળો કરો જોઇએ કે જેથી હું ગણીત ગણી જય-પરાજય જોઇ આપું." કહી પંડીત ભૈરવાચાર્ય મહાન્ આડંબરથી પગપર પગ ચઢાવીને બેઠો. તે નસકોરાં ફુલાવતો હાથનાં આંગળાંના વેઢા ગણવા લાગ્યો. ગાંજાની ચલમના સપાટાથી વ્યાપેલા નિશાવડે તેની લીંબુની ફાડ જેવી આંખ્યો અગ્નિવર્ણી દેખાતી હતી. એવામાં જાલીમસિંહે પોતાના સૈન્ય સાથે મદદે આવેલા રાજાઓના સૈન્યનો સરવાળો કરી જણાવ્યું કે "મહારાજ! બધું થઇને ચોવીસ હજાર થાય છે.

"વારૂ, તેને ત્રણે ભાગી નાખ જોઇએ." ભૈરવાએ ભાગાકાર કરાવ્યો.

"મહારાજ ! ભાગ્યા."

"નીચે શું વધ્યું ?"

"નીચે કંઇ ના વધ્યું."

"નીચે તો ફક્ત મીંડું વધ્યું." અપયશસિંહે જણાવ્યું.

"બસ, તેથી જ હવે સમજી લ્યો કે તમારૂં કામ પાર પડયું. જો નીચે કંઇક વધ્યું હોત તો નક્કી તમારો પરાજય થાત. હું પણ જે કંઇ કામ કરૂં છું તે આવી ગણત્રીથીજ. આવી ગણીત વિદ્યા મારા વિના આખા દેશમાં કોઇ જાણતું નથી. રાજાઓ ! તમે હવે કોઇ પણ હલકા વિચારને મનમાં સ્થાન આપશો નહિ. હું ભૈરવનાં દૂતોને પણ તમારી મદદે મોકલી આપીશ." ભૈરવાએ ગપ ઠોકી.

"ત્યારે તેમને પણ હવે બોલાવોને; કારણકે તેમને તે વખતે યુદ્ધ વિષયક જ્ઞાન કોણ આપશે ?" જાલીમસિંહે કહ્યું.

"તેમને યુદ્ધનું જ્ઞાન જોઇતું નથી. તેમાંનો એક દસને ખાઇ જાય એવો છે. તેઓ તમારા યુદ્ધે ચઢયા પછી આવશે. તમે પ્રથમ શત્રુઓ સાથે લઢી તમારૂં પૂર્ણ પરાક્રમ દેખાડો. તમે જે કામ નહિ કરી શકો તે મારા દૂતો કરી દેખાડશે." ભૈરવાચાર્યે કહ્યું.

"ઠીક ત્યારે હવે આપ આશિર્વાદ આપો કે જેથી વિજય મળે."

"શ્રી ભૈરવદાદાની કૃપાથી તમને વિજય મળશે, એવો મારો આશીર્વાદ છે; બોલો બીજું કોઇ ?" ભૈરવાચાર્યે આશિષ દઇ પૂછ્યું.

"આપ યુદ્ધ ભૂમિમાં પધારશોકે નહિ ?" શયતાનસિંહે પૂછ્યું.

"નહિ, મારૂં ત્યાં કંઈ કામ નથી. હું અહિં યજ્ઞમાં રોકાએલો છું. હું અહિં રહી મારા મંત્રના પ્રયોગે તમારી સ્હાય કરીશ."

આમ વાતો ચાલે છે એટલામાં પુષ્કરરાજ અને દિવાન અમૃત-રાયને લેવા ગએલા સરદારો ઉતરેલા ચહેરે ત્યાં આવ્યા. જાલીમસિંહે તેમના સામે જોયું. તે સરદારોમાંના એકે કહેવા માંડયું, "મહારાજ! ઘણો ગજબ થઇ ગયો છે. કોઇક શત્રુ બરાબર પ્રપંચ કરી કેદખાના માંથી કેદીયોને છોડાવી લઇ ગયો છે."

"હેં!" સર્વના મુખમાંથી આ એકજ અક્ષર નીકળયો.

"શું શત્રુઓ પસાર થઇ ગયા?" જાલીમસિંહે કપાળ કુટી પૂછ્યું. "હા, અન્નદાતા! વિશેષ ખાત્રીને માટે આ ત્યાંના પહેરેગીરોને પૂછો, અમે તેમને સાથે લેતા આવ્યા છીએ."

"તમે આ બાબતમાં શું કહો છો?" જાલીમે રોષ યુક્ત વદને પૂછ્યું.

"મહારાજ! આમાં અમારો કંઇ પણ દોષ નથી. જે વખતે આપે ત્યાં પધારી અમને કહ્યું હતું કે આ કેદીયોની પર બરાબર દેખરેખ રાખજો અને હું મોકલું તે સરદાર સાથે તેમને મોકલી આ-પજો. આવું કહી આપ ચાલ્યા ગયા અને તે પછી મોડી રાત્રે એટલે લગભગ મધ્ય રાત્રિના સુમારે બે માણસો ત્યાં આવ્યા. તેમાં એક તો કોઇક સરદાર જેવો હતો અને બીજો આ ગુરૂ મહારાજનો શિષ્ય પ્રાણશંકર હતો. તે બન્નેએ ત્યાં આવી કેદીયોને લઇ જવાની આપની આજ્ઞા જણાવી. અમે તેમનું કહેવું સત્ય માની કેદીયોને તેમના હવાલે સોંપ્યા. બાદ તેઓ ત્યાંથી ચાલતા થયા. મહારાજ! આવી રીતની હકીકત બની છે." પહેરેગીરો બોલતા બંધ થયા. ભૈરવાચાર્ય એકાએક બોલી ઉઠયો, "શું મારો શિષ્ય પ્રાણીયો જાતેજ ત્યાં આવ્યો હતો?"

"હા મહારાજ." પહેરેગીરોએ જણાવ્યું.

"તમે સોગન ખાઇને કહો છો કે ખુદ પ્રાણીયોજ ત્યાં આવ્યો હતો?" પુનઃ ભૈરવાચાર્યે પૂછ્યું.

"હા, અમે ઇશ્વરના સોગન ખાઇને કહીએ છીએ કે પ્રાણશંકર મહારાજ જાતેજ ત્યાં આવ્યા હતા."

સઘળા વિચારમાં પડયા. કંઇ રહસ્ય જણાયું નહિ. જાલીમસિંહે ગુરૂ સામે જોઇ પૂછ્યું, "મહારાજ! આ શું સત્ય હશે?"

"હા, અકાળે મરણને પ્રાપ્ત થનારા અવગતીયા થાય છે; તેઓ જ્યારે જીવતા હોય છે ત્યારે આપણને વફાદાર રહે છે; પણ મૃત્યુ પશ્ચાત તે આપણને નડે છે. એ પ્રમાણે મારો પ્રાણીયો કદાચ પ્રેત થયો હોય તો નવાઇ નથી. કેદખાનામાંથી કેદીઓને છોડાવી જવા તે જીવતા માણસનું ગજું નથી. તે પ્રાણીયાને પણ હવે મંત્ર તંત્રથી વશ કરવો પડશે." ભૈરવાચાર્યે જણાવ્યું. આવી રીતે વાતોમાં સાંજ પડવા આવી. ભૈરવાચાર્યે મંદિર તરફ જવાની તૈયારી કરી; એટલામાંજ દ્વાર રક્ષક સિપાહીએ અંદર આવી જણાવ્યું કે, "શત્રુ તરફથી દૂત આવ્યો છે; તે આપ નામદારની મુલાકાત કરવાને ઇચ્છે છે."

"તેને આવવાદે." ભૈરવાચાર્યે પુનઃ શાન્તિથી સ્થાન લઇ ભભકાથી દૂતને આવવા દેવાની આજ્ઞા આપી. સિપાહી ચાલ્યો ગયો અને થોડીવારે હાથમાં શ્યામ વાવટો પકડી પુષ્પાયુધનો દૂત ત્યાં આવી ઉભો રહ્યો. તેણે નીચા નમી નમન કરી પત્ર રાજાના હાથમાં આપ્યો. રાજાએ તે પત્ર અપયશસિંહને વાંચવા આપ્યો. અપયશસિંહ પત્રને ઉકેલી સઘળા સાંભળે એમ મોટેથી વાંચવા લાગ્યો.

રણમયદાન.

"મધુપુરાધિપતિ જુલ્મી જાલીમસિંહ!

અત્યંત દિલગીરી સાથે આ પત્ર લખી આપને જણાવવાનું કે તમે હદ ઉપરાંત અધમ કર્મોમાં તદ્રુપ બન્યા છો. તમે રાજકુળમાં જન્મ ધારણ કરી જેવાં નીચ કૃત્યો કરેલાં છે; તેવાં કુકૃત્યો અજ્ઞાની માણસ

પણ કદી કરી શકેજ નહિ. તમે અવિવેકે વર્તી તમારૂં જીવન રદ કર્યું છે. તમે અનિતીથી વર્તી આજ પર્યંત ઘણું સુખ માન્યું છે; પણ હવે સમજજો કે તમારા સુખી સૂર્યને અસ્ત થવાની તૈયારી થઇ ચૂકી છે. તમે તમારી પુત્રી જેવી પુષ્પાવતીનું હરણ કરી માથે મ્હોત માગી લીધું છે. તમે અમારી પર પણ સંકટ ગુજારવામાં કંઇ બાકી રાખ્યું નથી. તમે અમારા મહાન અપરાધી છો; અમે તમને દંડ દેવાનેજ તમારી સરહદ પર પડાવ નાખીને પડયા છીએ; માટે જો તમારે તમારૂં સર્વસ્વ નાશ થતું અટકાવવું હોય તો આ પત્ર વાંચી આજ સાંજ સૂધીમાં પુષ્પાવતીને લઇ અમારી છાવણીમાં આવી અમારી ક્ષમા યાચી જજો. તમારી રાણી વિષકન્યા પણ હાલ અમારા કબજામાં છે. તમે પુષ્પાવતીને સોંપશો તો અમે તમારી રાણીને વિના વિલંબે તમારે સ્વાધિન કરીશું. આ પત્ર છેવટનોજ સમજજો. તમારી અમે સાયંકાળ સૂધી રાહ જોઈશું. તે અરસામાં તમારી તરફથી કંઇ પણ સંતોષકારક જવાબ નહિ મળે તો તરત મધુપુર ઉપર હલ્લો કરીશું. તમે પણ અમારી ભેટ લેવાને તૈયાર થજો. આ પત્રને યુદ્ધના આમંત્રણ રૂપજ સમજજો. હાલ એજ, વિશેષ રૂબરૂમાં યાતો રણમયદાનમાં. સંવત ૧૨૪૬ ફાગણ વદ ૦)).

લી.

રાજરાજેન્દ્ર પુષ્કરરાજ.

દા. કુમાર પુષ્પાયુધ.

પત્ર પૂરો કરી અપયશસિંહે રાજાના સામે જોયું. જાલીમસિંહનો ચ્હેરો લાલચોળ બની ગયો હતો. તેના હોઠ ફરકતા હતા. પુષ્કરરાજની પર તેને અપાર ક્રોધ ચઢયો. રાણી વિષકન્યા શત્રુના કબજામાં છે જાણી તેની આંખ્યોમાંથી અગ્નિના તનખા ઝરવા લાગ્યા. તેણે

અપયશસિંહના હાથમાંથી પત્ર લઇ ચૂરેચૂરા કરી નાખ્યા. એટલાથી પણ તેના ક્રોધની સમાપ્તિ થઇ નહિ. તેણે પાછળ બેઠેલા સરદારો પ્રતિ જોઇ કહ્યું કે, "તમે આ પત્ર લાવનાર દૂતનો શિરચ્છેદ કરી નાખો."

રાજાની આવી ભયાનક આજ્ઞા સાંભળી તેની પાસે બેઠેલા ચાર રાજાઓએ પ્રાર્થના કરી દૂતનો વધ ધર્મ વિરૂદ્ધ જણાવી કહ્યું કે, "આ બિચારાનો શો અપરાધ છે કે જેથી આપ તેને મૃત્યુના મુખમાં હોમવાની આજ્ઞા આપો છો ? આપણે પણ પત્ર લખી આવા દૂતને મોકલી શકીએ છીએ. આતો બિચારા ગરીબ નોકર છે. તેમને મારવામાં મહા પાપ છે. માટે શાન્તિ ધારણ કરી આને જે જવાબ આપવો હોય તે આપી વિદાય કરી દયો." ચારે રાજાને એકમત થએલા જોઇ જાલીમસિંહે દૂત તરફ કોપ યુક્ત નેત્રે જોઇ કહ્યું, "જા, તારા રાજાને મુખથીજ જણાવજે કે જાલીમસિંહને પત્રમાં લખેલા શબ્દો અસહ્ય થઈ પડયા છે, તે તમારી ભેટ લેવાને તૈયાર છે; માટે સુખેથી આ તરફ આવજો." દૂત ચાલ્યો ગયો. તે પછી જાલીમસિંહ તેના મદદગારો સાથે બહાર નીકળી યુદ્ધની તૈયારી કરવા લાગ્યો. ભૈરવાચાર્ય તેના સ્થાન પ્રતિ ગમન કરી ગયો.

## પ્રકરણ ૩૧ મું.

### " મહિમાતાના કોતરમાં તૈયારી. "

પાછલી રાત્રિનો સમય છે. આકાશમાં ચંદ્ર ઉગેલો છે. શાન્તિનું સામ્રાજ્ય વ્યાપેલું છે. આ વખતે મહિનદીના વિશાળ મયદાનમાં અસંખ્ય માણુસો એકત્ર થઇને ઉભા છે. સઘળા શસ્ત્ર અસ્ત્રથી સજ્જ થએલા

છે. તેઓ આતુરતાથી કોઇકની રાહ જોઇ રહ્યા છે. તે મયદાનમાં મહીસાગરના કિનારે એક શિવાલય આવેલું છે. શિવાલયની ઉપર આવેલી ભગવી ધ્વજા પવનથી ફડફડાટ કરી રહી છે. તે શિવાલયની અંદર અત્યારે એક વૃદ્ધ પુરૂષ શ્રી શંકરની મહા પૂજા કરી રહ્યો છે. શંકર સમિપ ઘીના દીપકો ઝળહળી રહ્યા છે. પુષ્પ અને બિલ્વ પત્રથી શોભાની વૃદ્ધિ થઇ રહી છે. તે વૃદ્ધ પુરૂષ પુજન કરી શિવ સાનિધ્યે ધ્યાનસ્થ થઇને બેઠેલો છે. તેના મુખ પર અત્યારે અલૌકિક તેજની છાયા છવાઇ રહી છે. તેણે સફેત વસ્ત્રો ધારણ કરેલાં છે. ભષ્મના લેપનથી તેનું ભવ્ય લલાટ પ્રકાશી રહ્યું છે. ત્રિવીધી તાપને ટાળનારી રૂદ્રાક્ષમાળા તેના કંઠમાં શોભી રહી છે. એ વૃદ્ધ પુરૂષથી થોડેક દૂર શુદ્ધ વસ્ત્રો પહેરી એક યુવક અને એક યુવતી હાથ જોડીને બેઠેલાં છે. તેઓ વૃદ્ધની મહાપૂજા ધ્યાનથી અવલોકી રહ્યાં છે. આ યુવકને યુવતી અન્ય કોઇ નહિ પણ આપણાં પરીચિત મનહર અને પેલી ભેદી રમણી છે. જે વૃદ્ધ પુરૂષ ધ્યાન મગ્ન છે તે તેમનો ગુરૂ છે; કે જે અસંખ્ય માણસો સાથે મહિમાતાનાં ગહન કોતરોમાં નિવાસ કરી દુષ્ટોને દંડ દેતો અને કવચિત્ રાજા જાલીમસિંહને પણ પોતાના બળનો ચમત્કાર બતાવતો. તે આવા અગમ્ય સ્થળે રહીને બહારની તમામ વાતો જાણતો. તે સદા-સર્વદા સૌનું કલ્યાણ કરતો. તેણે પુષ્પાયુધ મધુપુર પર ચઢયો છે વગેરે વાત જાણી હતી. આ લઢાઇ હવે છેવટનીજ છે અને દુષ્ટ જાલીમને દંડ દેવાની પળ આવી પહોંચી છે ધારીને તેણે પુષ્પાયુધની મદદે જવાની તૈયારી કરી છે. તેણે તૈયારીની તમામ હકીકત પોતાના બહાદુર લડવૈયાઓને જણાવી સરદારી પદ મનહરને આપ્યું હતું. ભેદ ભરેલી રમણી મનહરની સાથે જવાને તૈયાર થઇ હતી. સઘળી તૈયારી કરી

પોતાનાં માણસોને મયદાનમાં એકત્ર કરી તે વૃદ્ધ પુરૂષે મનહર અને રમણી સાથે મહીમાતામાં સ્નાન કરી મહાદેવની મહાપૂજાનો આરંભ કર્યો હતો. સઘળી તૈયારી આખી રાત્રિથી ચાલતી હતી. કારણ કે મોટે મસળકે સૌને પ્રયાણ કરવાનું હતું. વૃદ્ધ પુરૂષે શ્રી શંકરના બાણુને તથા અન્ય મૂર્તિયોને ગંગાના જળથી સ્નાન કરાવી ચંદન, સુવાસીક પુષ્પો બિલ્વપત્રો વગેરે ચઢાવી શોભામાં વૃદ્ધિ કરી હતી. બાદ સુગંધીમય ધૂપ સળગાવી દીપકો પ્રકટ કરી તેણે પ્રભુને સાકાર માની ધ્યાન ધર્યું હતું. તેનું મન પ્રભુમાં તન્મય થઇ રહ્યું હતું. બહારનો એક પણ વિચાર આ વખતે તેના હૃદયમાં નહોતો. મનહર અને રમણી પણ મનમાં પ્રભુનું રટણ કરતાં ત્યાં બેશી રહ્યાં હતાં. આવી રીતે ધ્યાનમાં થોડોક સમય વહી ગયો. મસળકાના કુકડા બોલ્યા. પૂર્વમાં ગુલાબી રંગ પથરાએલો જણાયો. તે વખતે વૃદ્ધ પુરૂષે નેત્રો ઉઘાડ્યાં. તેણે સહર્ષ વદને મનહર તથા રમણીના સામે જોયું. ધ્યાનમાં તેને અત્યાનંદ પ્રાપ્ત થએલ હોય એમ તેના પ્રફુલ્લ મુખ પરથી જણાયું. તેણે પાસે બેઠેલાં પ્રત્યે કહ્યું, "બેટા! આ યુદ્ધમાં આપણો અવશ્ય વિજય થશે. જુલ્મી જાલીમ રાજ્ય કરતો બંધ થશે અને તેના અત્યાચારથી ધ્રુજતી ધરા સ્થિર થશે." આટલું કહી પુનઃ તેણે શંકરને બે હાથ જોડી પ્રણામ કર્યા. આરતીનો સમય થયો. તે પહેલાં તેણે માનસીક પૂજનનો પ્રારંભ કર્યો. તે સંસ્કૃત વાણીથી પ્રભુને રીઝવવા લાગ્યો. મનહર—રમણી સાંભળી રહ્યાં. તે વૃદ્ધ પુરૂષ એકાગ્ર દ્રષ્ટે બોલતો હતો કે,"

रत्नैः कल्पितमासनं हिमजलैः स्नानं च दिव्याम्बरं
नानारत्नविभूषितं मृगमदामोदान्वितं चंदनम् ।जातीचम्पक-

बिल्वपत्र सहितं पुष्पं च धूपं तथा दीपं देव दयानिधे पशुपते हृत्कल्पितं गृह्यताम् ॥ सौवर्णे मणिरत्नखण्डरचिते पात्रे धृतं पायसं भक्ष्यं पंचविधं पयोदधियुतं रम्भाफलं पानसम् । शाकानामयुतं जलं रुचीकरं सुस्निग्धशाल्योदनं ताम्बूलं मनसा मया विरचितं पूजां फलं स्वीकुरु ॥ छत्रं चामरयोर्युगं व्यजनकं चादर्शकं निर्मलं वीणाभेरिमृदङ्ककाहलकलागीतं च नृत्यं तथा । साष्टाङ्गप्रणतिः स्तुतिर्बहुविधा चैतत्समस्तं मया संकल्पेन समर्पितं तव विभो पूजां गृहाण प्रभो ॥ आत्मात्वं गिरिजा मतिः सहचराः प्राणाः शरीरं गृहं पूजाते विषयोपभोग रचना निद्रा समाधिस्थितिः । संचारः पदयोः प्रदक्षिणाविधिः स्तोत्राणिसर्वा गिरो यद्यत्कर्म करोमि तत्तदखिलं शम्भो तवाराधनम् ॥ करचरणकृतं वा कायजं कर्मजं वा श्रवणनयनजं वा मानसं वाऽपराधम् । विहितमविहितं वा सर्वमेतत्क्षमस्व जय जय करुणाब्धे श्री महादेव शम्भो. ॥

વૃદ્ધ પુરૂષે સ્તુતિ કરી પ્રભુને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. બાદ ઉભા થઇ પાંચ દીપકો વાળી આરતી ઉતારી. આરતિની સમાપ્તિ સાથેજ તેમણે હરહર મહાદેવનો જય ધ્વનિ કર્યો. તે ધ્વનિ બહાર ઉભેલા અસંખ્યે માણુસોએ ઉપાડી લઇ ગગન ગજાવી મૂકયું, તે પછી પૂજન કાર્ય પૂર્ણ કરી મનહર અને રમણી સાથે તે વૃદ્ધ પુરૂષ શિવાલયમાંથી બહાર નીકળ્યો. તેને બહાર નીકળતાંજ યોદ્ધાઓએ

જયગર્જનાથી વધાવી લીધો. સઘળાને શાન્ત રહેવાના સૂચનને અર્થે હાથ લાંબો કરી તે વૃદ્ધ એક ઉંચા ટેકરાપર ચઢીને ઉભો રહ્યો. પુનઃ સર્વ યોદ્ધાઓ શાન્ત ગઇ ગયા. વૃદ્ધ પુરૂષે બોલવું શરૂ કર્યું. “ભાઇઓ! આપણો ધારેલો સમય હવે આવી પહોંચ્યો છે. જે જુલ્મી રાજાથી તમે હાલ હવાલ થઇ મારી પાસે આવીને રહ્યા છો. જે અત્યાચારી રાજાએ પ્રજાને પાયમાલ કરી ભીખારી બનાવી દીધી છે; તે દુષ્ટ રાજાની ઉપર હવે કુદરત રૂઠી છે. તેનો પાપ કુંભ સંપૂર્ણ ભરાઇ ગયો છે. પ્રજા પાલક ભૂપતિ સત્યપુર નગરના રાજાનો કુમાર પુષ્પાયુધ તે દુષ્ટને દંડ દેવા ચઢયો છે. તેની મદદે આપણે જવાનું છે અને તે ઘાતકી રાજાને આપણા બળનો ચમત્કાર દેખાડી પાયમાલ કરવાનો છે. તમે સૌ યાદ રાખજો કે જે ચઢે છે તેજ પડે છે. અતીશયમાં મઝા નથી. જાલીમસિંહે હદ ઉપરાંત કુકર્મ કીધાં છે. તેણે ધોળે દિવસે સતી સન્નારીયોનાં શીયળ નષ્ટ કર્યાં છે, ધનવાનોનાં ધન હરી લીધાં છે. વ્યભીચારમાં રાત્રિ દિવસ મસ્ત થઇને પડયો રહ્યો છે, તેવા રાક્ષસી રાજાની ઉપર હવે દૈવ કોપજ થયો છે. મારા બહાદુરો! તમે તે શયતાન રાજાને તમારૂં પાણી બતાવજો અને બકરાનાં ટોળામાં કેશરી પડે એ પ્રમાણે તેના સૈન્ય પર આક્રમણ કરી યુદ્ધનો રંગ રાખજો. આજથી તમારો સરદાર આ મનહર છે. તે પુષ્પાયુધનો પ્રાણપ્રિય મિત્ર છે, તે શૂરો અને યુદ્ધ નિપુણ છે. તમે સઘળા તેની આજ્ઞા પ્રમાણે ચાલજો અને તેનું શત્રુઓથી રક્ષણ કરવાનું ધ્યાન આપજો. કારણ કે ઘણી વખતે શત્રુઓની નજર રાજા યાતો સરદારના પ્રાણ હરવા ઉપરજ રહે છે. મને સંપૂર્ણ આશા છે કે યુદ્ધમાં તમે વિજય મેળવશોજ. બહાદુરો! લ્યો, આ લીલા રંગનો યતો ધર્મ સ્તતો જય. નો વાવટો. તેને હવામાં ફરકાવજો.

તેના પ્રતાપથી તમે અવશ્ય વિજય પ્રાપ્ત કરશો." આટલું બોલી તેણે નીચે ઉતરી એક સૈનિકના હાથમાં વાવટો આપી પુનઃ કહેવા માંડયું. તમારે હવે જવાનું છે. હું પણ આ પવિત્ર બાળા સાથે અત્યારે મધુપુર તરફ જાઉં છું. ત્યાં એક રાજકન્યા તે કસાઇ રાજાના પંજામાં સપડાઇ દુઃખ ભોગવે છે. હું જો ત્યાં ન જાઉં તો તે નિર્દોષ બાળાનું અકાળે મરણ થાય તેમ છે. હું તે રાજકન્યાને બનશે તો સાથે લઇ બેચાર દિવસમાં તમને આવી મળીશ. મારા સૂરાઓ એકવાર શ્રી હરહર મહાદેવનો વીર ધ્વનિ ઉચ્ચારો."

સઘળાએ હરહર મહાદેવનો જયઘોષ કરી કોતરો ગજાવી મૂક્યાં. મનહર ગુરૂને પ્રણામ કરી ઘોડેસ્વાર થયો. ગુરૂએ આશિષ આપી. રમણી કુમકુમની કંકાવટી લઇ આવી અને મનહરના કપાળમાં તિલક કરી પુષ્પની વિજયમાળા પહેરાવી. પુનઃ સૈનિકોએ વિજય ધ્વની કર્યો. ઇંદ્ર રાજા વત્રાસુરનો નાશ કરવાને ચઢયો હોય એમ મનહર જણાવા લાગ્યો. તેણે પ્રફુલ્લ વદને રમણી સામે નિહાળ્યું. આ વખતે રમણીની આંખ્યોમાં ઝળઝળીયાં જણાતાં હતાં; તે પર મનહરની નજર પડે એ પહેલાં રમણીએ હાથમાંના રૂમાલ વતી જળ લ્હોઇ નાખ્યું. તે પછી સૌને ચાલવાની આજ્ઞા થઇ. પ્રભાતના પ્હોર-માંજ સઘળું સૈન્ય મધુપુરના માર્ગે ઝડપથી કુચ કરવા લાગ્યું. જતાં શુભ શુકુન થયા. ગુરૂએ હર્ષનાદ કર્યો. ગુરૂ અને રમણી સૈન્યને થોડેક દૂર સુધી વળાવી પાછાં આવ્યાં. સઘળાના ગયાથી ત્યાંનું સ્થાન શૂન્યકાર જણાવા લાગ્યું. થોડીવાર કંઇક નિર્ણય કરી ગુરૂએ રમણીને પૂછ્યું, " બ્હેન ! હવે આપણે પણ ચાલીશું કે ? "

"હા, પણ આવા કટાકટીના વખતમાં આપણે નગરમાં દાખલ થઇ આપણું કામ કેવી રીતે પાર પાડી શકીશું? આપણે ત્યાં પહોંચીશું એ પહેલાં

તો ભયાનક યુદ્ધ મચી રહ્યું હશે. મધુપુરના દરેક દરવાજે સખ્ત ચોકી પહેરો રખાયો હશે; એવા સખ્ત પ્રતિબંધમાંથી આપણે કેવી રીતે અંદર પ્રવેશીશું ?" રમણીએ હૃદયની વાત જણાવી. "બ્હેન ! તે બાબતથી તું બેફિકર રહે. મ્હેં સઘળી તૈયારી કરી મૂકી છે. શ્રી ઇષ્ટદેવની સ્હાયતાથી આપણને કંઇ પણ વિઘ્ન આવી નડશે નહિ. આપણું ધારેલું કામ પૂર્ણ કરી શકીશું." કહી તે વૃદ્ધ પુરૂષે જોઇતાં હથીઆરો સજી લઇ ઉપર ભગવો જમ્ભો પહેરી લીધો. માથા પર પંજાબી ઢબનો ફેંટો બાંધી દીધો. હાથમાં લાંબી લાકડી પકડી. રમણીએ પણ પુરૂષ પોશાક પહેરી, જોઇતાં શસ્ત્રો બાંધી લીધાં. તેણે બદન પર કાળો જમ્ભો ઓઢી અંદરનાં શસ્ત્રો છૂપાવ્યાં. માથે ફેંટો બાંધી દીધો. પુરૂષ પોશાકથી તે મૂછ વિનાનો મર્દ મનહર જણાવા લાગ્યો. વૃદ્ધ પુરૂષ ગુફામાં જઈ એક ઝોળી લઈ આવ્યો. તે ઝોળીમાં કેટલીક ડબ્બીઓ હતી. રમણીએ ગુરૂના હાથમાંથી ઝોળી લઇ ખભે ભરાવી દીધી. તે પછી ત્યાં વધુ વાર નહિ રોકાતાં તેઓ પંથે પડયાં. પ્રભાતનો શીતળ પવન વ્હાતો હતો, સૂર્યનાં બાળ કિરણો જગતને પ્રકાશીત કરી રહ્યાં હતાં, કુન્જ વનમાં કોયલો ટહુકાર કરી પ્રભાતનું રમણીય ગાન ગાઇ રહી હતી. સૃષ્ટિ સુરમ્ય જણાતી હતી. આવા ખુશનુમા સમયે પારકાનું કલ્યાણ કરવાની ઇચ્છાવાળો વૃદ્ધ પુરૂષ તેની શિષ્યા સાથે મધુપુરના માર્ગે ઝડપથી ગમન કરી રહ્યો હતો. રમણી અને વૃદ્ધ અલ્પ સમયમાં તો દૂર નીકળી જઇ દૃષ્ટિ મર્યાદામાંથી અદ્રશ્ય થઇ ગયાં.



# પ્રકરણ ૩૨ મું.

## " ભયંકર યુદ્ધ. "

મધુપુર નગરથી થોડેક દૂર આવેલા એક મોટા મયદાનમાં બન્ને સૈન્યો સામે સામે ઉભાં રહ્યાં છે. યુદ્ધને માટે ફક્ત આજ્ઞાનીજ વાર છે, રણનાં રણતુરો વાગી રહ્યાં છે, વીરયોદ્ધાઓ ડોલી રહ્યા છે. જાલીમસિંહ હાથીપર મૂકેલી સુવર્ણ અંબાડીમાં બેઠો છે. તેની આસપાસ તેના મદદગાર રાજાઓ ઘોડેસ્વાર થઇને ઉભા રહ્યા છે. વીરયોદ્ધાઓની આંખોમાં ખૂન વરસી રહ્યું છે. પ્હો ફાટતાંજ બન્ને પક્ષને યુદ્ધની આજ્ઞા મળી. હરહર મહાદેવના અવાજથી ગગન ગજાવી સૈનિકો એક બીજાની પર ટૂટી પડયા. મારો કાપોનો પોકાર મચી રહ્યો. તલવાર—ભાલા—જમૈયા નીચા ઉંચા ઉછળવા લાગ્યા. તીરો તીડની માફક જતાં જણાવા લાગ્યાં. બંદુકોમાંથી ગોળીયો છૂટવા લાગી. પુષ્પાયુધ—પુષ્કરરાજ—અમરસિંહ—માધવસિંહ વગેરે વીરયોદ્ધાઓ પૂર્ણ પરાક્રમ દાખવવા લાગ્યા. રાણી વિષકન્યા બખ્તર ધારણ કરી યુદ્ધમાં આવી હતી; અને તે પુષ્પાયુધના અશ્વની જોડે પોતાનો અશ્વ રાખી તલ્વારથી શત્રુઓનો સંહાર કરતી હતી. પેલી તરફ જાલીમસિંહ હાથીપર બેઠો બેઠો બંદુકોના બ્હાર કરતો હતો. તેના સરદારો અને સૈનિકો પૂર્ણજોસથી યુદ્ધનો ખેલ ખેલી રહ્યા હતાં. બન્ને પક્ષમાં તુમુલ યુદ્ધ મચી રહ્યું. આકાશ તીરોથી છવાઇ ગયું અને બંદુકોના ધુમાડાથી ધુમ્રવર્ણું જણાવા લાગ્યું. અનાજની કાપણી થતી હોય એ પ્રમાણે મનુષ્યોની કાપણી થવા લાગી. અશ્વોના પગના પ્રહારથી, સૈનિકોનાં શસ્ત્ર ખડખડાટથી અને ઘાયલ થઇ પડતા યોદ્ધાઓની ચીસોથી રણભૂમિ ગાજી રહી. વારંવાર હરહર મહાદેવના વિજયધ્વની સંભળાવા લાગ્યા. સૈનિકો પર્વતની માફક

અડગ થઇ રણરંગ ખેલી રહ્યા હતા. પુષ્પાયુધના પરાક્રમી સૈનિકોએ જબરો ધસારો કરી શત્રુ સૈનિકોમાંના ઘણાનો સંહાર કરી નાખ્યો. મૃત સૈનિકોના ઢગલે ઢગલા થવા લાગ્યા. જાલીમસિંહનો બળવાન સેનાપતિ ઉગ્રસિંહ ભારે પરાક્રમ દર્શાવી રહ્યો હતો. તે અને માધવસિંહ સામસામે આવી ગયા. માધવસિંહને જોતાંજ ઉગ્રસિંહે 'નિમકહરામ' શબ્દથી સંબોધી તેની પર ભાલો ફેંકયો. માધવસિંહે નીચા નમી ભાલો ચૂકાવ્યો અને તે સાથેજ અશ્વને એડી મારી કુદાવ્યો. તેણે એકજ ઝટકે ઉગ્રસિંહનો જમણો હાથ કાપી નાખ્યો. બન્નેમાં ભયાનક યુદ્ધ મચી રહ્યું. રણચંડી ત્યાં તૃપ્ત થતી હોય એમ જણાવા લાગ્યું. પોતપોતાના સેનાપતિઓની મદદે મદદગારો આવી પહોંચ્યા. રાજા અપયશસિંહની સામે ચંપાનગરનો પ્રધાન, પુષ્કરરાજની સામે અસર્જ્જનસિંહ, દિવાન અમૃતરાયની સાગે વિરોધસિંહ અને વિષ-કન્યા અને શયતાનસિંહ સામસામે યુદ્ધ કરવા લાગ્યાં. આ વખતે ધર્મસિંહ બહારવટીયાનું પરાક્રમ અપૂર્વ હતું. તેણે જાલીમસિંહના અસંખ્ય સરદારો અને સૈનિકોનો ઢગલો કરી નાખ્યો હતો. તેણે રૌદ્ર સ્વરૂપ ધારણ કર્યું હતું. તેનું આખું શરીર લોહીથી રંગાઈ ગયું હતું, તે પ્રચંડ વીર ભયાનક ભાસતો હતો. તે વારંવાર જાલીમસિંહને આગળ આવવાને માટે બૂમો પાડતો હતો. તેના બળથી શત્રુઓ ચકિત થઇ પાછળ હઠવા લાગ્યા. તે ઉન્મત બની ચારે તરફ ત્રાસ વર્તાવી રહ્યો હતો. પેલી તરફ માધવસિંહે સેનાપતિ ઉગ્રસિંહને રામ શરણ કરી દીધો. શત્રુ સેનાપતિના પડવાથી પુષ્પાયુદ્ધના સૈનિકોએ જયઘોષ કર્યો. જાલીમસિંહના મદદગાર રાજાઓ પોતાના સૈન્યને ઉશ્કેરી લઢવા લાગ્યા, સેનાપતિના મરણથી સૈનિકોને ઘણું લાગી આવ્યું. તેમણે કીકીયારી કરી જબરો ધસારો કર્યો. આ વખતનો ધસારો વેગવાળો હતો. પુષ્પાયુધના સૈનિકો પાછળ હઠવા લાગ્યા.

આગળ વધતા સૈનિકોને જાલીમસિંહ ઉશ્કેરી મોટા મોટાં ઇનામોની લાલચો બતાવવા લાગ્યો. તેના સૈનિકો ઉત્સાહમાં આવી શત્રુઓને કાપવા લાગ્યા. પુષ્પાયુધ, માધવસિંહ પણ શત્રુઓના પ્રબળ વેગથી પાછળ ખસવા લાગ્યા. શત્રુઓ ભૂતની માફક ઘુમતા હતા. તેમણે પુષ્પાયુધના સૈન્યને છિન્નભિન્ન કરી નાખ્યું. સૈન્યમાં અવ્યવસ્થા થઇ રહી. આ વખતે સૂર્ય માથે આવ્યો હતો. જીતની બાજી પરાજયમાં જતી જોઇ પુષ્પાયુધ વગેરે સૈનિકોને વ્યવસ્થિત કરવાને અપાર પ્રયત્ન કરવા લાગ્યા. શત્રુઓનો ધસારો ચાલુ હતો. યુદ્ધનો મામલો રંગપર ચઢયો હતો. જોત જોતામાં શત્રુઓએ પુષ્પાયુધ વગેરેને ઘેરી લીધા. તેમના જીવ જોખમમાં આવી ગયા. એ અરસ્સામાંજ પાછળ ઉભેલા અપયશસિંહે પુષ્પાયુધનો વધ કરવાને તલ્વાર ઉચકી; પણ તેની તલ્વાર પુષ્પાયુધના ગળાપર પડે એ પહેલાંજ રાણી વિષકન્યા અપૂર્વ હિંમતથી ત્યાં ધસી આવી અને એકજ ઝટકે અપયશસિંહના શિરનું ચ્છેદન કરી તેને અશ્વેથી નીચે નાખ્યો. અપયશસિંહના મૃત્યુથી બાકીના રાજાઓને ઘણું લાગી આવ્યું. સૈનિકો પણ ઉશ્કેરાયા. પુનઃ જબરૂં યુદ્ધ મચી રહ્યું. પુષ્પાયુધના સૈનિકો રાજા તથા કુમારનો પ્રાણ બચાવવા પ્રબળ પરાક્રમ દર્શાવવા લાગ્યા; પણ શત્રુઓ આગળ તેઓ નિસ્તેજ જણાવા લાગ્યા; જેમ જેમ સમય થતો ગયો તેમ યુદ્ધનો રંગ બદલાવા લાગ્યો. પુષ્પાયુધના યોદ્ધાઓનો ઘાણ નીકળી ગયો. બાકીના જીવતા રહેલ જીવનની દરકાર કર્યા વિના લઢતા હતા. બહાદુર યોદ્ધો ધર્મસિંહ પોતાના સૈન્યની રાહ જોવા લાગ્યો; કારણકે તેનું સૈન્ય આજેજ આવનાર હતું. વિજયદેવી શત્રુ તરફ વળતી જોઇ સઘળાઓને ઘણું લાગી આવ્યું, પણ પ્રભુ હમેશાં સત્યનોજ સ્હાયક હોય છે એ ભુલવું જોઇએ નહિ. સાંજ પડતાં તો સમયનો રંગ બદલાયો. ઉત્તર-દક્ષિણથી નવા સૈનિકો આવતા જણાયા. એક તરફ સફેત

રંગનો તો બીજી બાજુએ લીલા રંગનો વાવટો પવનમાં ફરકતો હતો. તે બન્ને સૈન્યના સરદારો કવચ બખ્તરોથી શોભતા સૌને મોખરે ઘોડેસ્વાર થઇને આવતા હતા. તેમણે યુદ્ધની સ્થિતિ જાણી પોતાના સૈન્યને આક્રમણ કરવાની આજ્ઞા આપી. તે સૈનિકો ધર્મસિંહ અને વૃદ્ધ પુરૂષના હતા. તે અસંખ્ય વીરોએ જયધ્વની પોકારી પ્રબળ વેગથી આક્રમણ કર્યું. નિરાશ થયેલા પુષ્પાયુધના સૈન્યમાં હિંમત આવી. જાલીમસિંહના સૈનિકો ભયભીત થઇ ગયા. તેમનો ઉત્સાહ મંદ પડી ગયો. જાલીમસિંહ અને તેના મદદગાર રાજાઓ પણ આભા બની સૈનિકોનો પ્હાડ ફાટેલો જોઈ રહ્યા. મનહર, પુષ્પાયુધ તથા પિતાને મળ્યો. ધર્મસિંહનું તેના સરદાર તથા સૈન્ય સાથે મિલન થયું. પુનઃ ઘોર યુદ્ધ મચી રહ્યું. આવેલા યોદ્ધાઓ શત્રુઓને ઘાસની માફક કાપવા લાગ્યા. મનહર દુઃખ યાદ કરી શત્રુઓને કાપવા લાગ્યો. તે તેના સરદારો સાથે શત્રુઓના દળને ચીરી જાલીમસિંહના હાથીની આગળ આવી ઉભો. મનહરને જોતાંજ જાલીમસિંહ ભયભીત થઇ ગયો. મનહરે તેના મ્હાવતને નીચે ઢાળી પાડયો, હાથી નીરંકુશ થઇ પાછે પગલે નાઠો અને પોતાનાજ સૈન્યનું સથરાણ વાળવા લાગ્યો. સૈનિકો જીવ બચાવવાને પાછળ નાસવા લાગ્યા. પુષ્પાયુધના સૈન્યમાં વારંવાર જયગર્જનાઓ સંભળાવા લાગી. હવે લઢવું નિરર્થક છે ધારીને જાલીમસિંહે પોતાના સૈન્યને નગરમાં પેશી જવાની આજ્ઞા આપી. સૈનિકો પૂરવેગે નાસવા લાગ્યા. જાલીમસિંહ પણ હાથી પરથી ઉતરી ઘોડેસ્વાર થઇ તેના મદદગારો સાથે યુક્તિ પૂર્વક નાશી છૂટયો. પુષ્પાયુધના પરાક્રમી વીરો પાછળ દોડી શત્રુઓનો નાશ કરવા લાગ્યા. જાલીમસિંહનું ઘણું સૈન્ય મરાયું. સાયંકાળ થતાંમાં તો સઘળું સૈન્ય નગરમાં પેશી ગયું. નગરના દરવાજા ઝપાટાબંધ બંધ થઇ ગયા. પુષ્પાયુધના સૈનિકોને નગરના દરવાજામાં પ્રવેશતા અટકાવવાને જાલીમસિંહના

ઘણા સૈનિકોએ પ્રાણ આપ્યા. પુષ્પાયુધે તમામ સૈન્ય સાથે ત્યાં આવી મલ્લપુરને ઘેરો ઘાલ્યો. સૈનિકો કિલ્લાની આસપાસ પડાવ નાંખીને પડયા. છેવટે રાત્રિ પડી સૈનિકો મૃત સૈનિકોની અને ઘાયલ થએલા· ઓની વ્યવસ્થા કરવા લાગ્યા. રણભૂમિનો રાત્રિના સમયનો દેખાવ ઘણોજ ભયાનક થઇ રહ્યો હતો. શીયાળવાં ઉજાણી કરવાને ટોળે ટોળાં મળી મુડદાંની ખેંચતાણ કરી રહ્યાં હતાં. ઘાયલ સિપાહીઓની કરૂણ ચીસો સંભળાવા લાગી. પુષ્પાયુધની આજ્ઞાથી ઘાયલ થયેલા શત્રુ સૈનિકોની પણ સારવાર થવા લાગી. સઘળાને મશાલો સળગાવી છાવ· ણીમાં લાવી મલમ પટાઓ કરવામાં આવ્યા. ઘાયલ શત્રુઓ ઉપકા· રમાં દબાઇ ગયા. આખી રાત્રિ એવા કામમાં પસાર થઇ. પુષ્પાયુધ સર્વની સાથે જરીયાનના તંબુમાં સભા ભરી બિરાજ્યો, સઘળાની સલાહથી નગરમાં જતી દરેક વસ્તુઓ અટકાવવાનો નિર્ણય થયો. સૈનિકો સખ્ત જાપતો રાખવા લાગ્યા.

બીજા દિવસે કિલ્લાપર હલ્લો શરૂ થયો. દરવાજા પર હથોડાના પ્રહાર થવા લાગ્યા. જાલીમસિંહના સૈનિકો કિલ્લા ઉપર ઉભા રહી તીર, બંદુક વગેરેથી શત્રુઓના હલ્લા નિષ્ફળ કરી કિલ્લાનો બચાવ કરવા લાગ્યા. એવી રીતે આખો દિવસ ચાલ્યો ગયો. તે દિવસના પ્રયત્નનું કંઇ પણ પરીણામ આવ્યું નહિ. રાત્રિ પડતાં પુષ્પાયુધની આજ્ઞાથી કિલ્લો તોડવાનું કામ બંધ રહ્યું. સઘળાને વિશ્રાન્તિની જરૂર હતી. છાવણીમાં સખ્ત પહેરો મૂકી યોદ્ધાઓને વિશ્રામ લેવાનું સૂચન થયું. પુષ્પાયુધ-પુષ્કરરાજ મનહર વગેરે એ પોતપોતાના તંબુમાં આવી વિશ્રાન્તિને અર્થે શયન કર્યું. અતિશય પરિશ્રમે તેઓ થોડી વારમાંજ નિદ્રાના શાન્ત શરણમાં મશગુલ થઇ પડયા.

==

## પ્રકરણ ૩૩ મું.

### " રાત્રિનો બનાવ. "

મધુપુરનોમહારાજા પરાજય પામ્યો. તેને હાર ખાઇને નગરમાં પેશી દરવાજા બંધ કરવા પડયા. જાલીમસિંહ શોક સમુદ્રમાં ડુબી ગયો. તેના સરદારો–સૈનિકો નિરૂત્સાહિ બની ગયા. તે રાત્રે જાલીમસિંહે સર્વની વચ્ચે ભાષણ કરી છેવટ સૂધી નગરનું રક્ષણ કરવાનું સૂચવ્યું. બાદ જીવતા રહેલા સૈન્ય સાથે તે કિલ્લા પર ચઢગો; અને શત્રુઓના હલ્લા નિષ્ફળ કરવામાં જોઇતી વસ્તુઓ એકત્ર કરવા લાગ્યો. આખા નગરમાં પણ સર્વ વાતની ખબર પડી ગઇ. પ્રજાજનો ગભરાઇ મકાનો બંધ કરી અંદર ભરાઇ ગયાં. સઘળાંને કિલ્લો ટૂટવાના ભણકારા વાગી રહ્યા. પુષ્પાવતીને પણ સઘળી બાબતની ખબર પડી હતી. તેણે પુષ્પાયુધના વિજયને માટે પ્રાર્થના કરી. જાલીમસિંહના પરાજયથી તે આનંદ પામી હતી; અને હવે જલ્દીથી મારો છૂટકો થશે ધારીને આશામયી બની હતી. મધ્યરાત્રિ થવા આવી. હજી પણ પુષ્પા જાગતી હતી. ઘેરો ઘાલી પડેલા સૈનિકોનો કોલાહલ હજી શાન્ત થયો નહોતો. પુષ્પા એક સાદડી પર બેશી પ્રભુનું ધ્યાન ધરવા લાગી. રાત્રિ અંધકારમયી હતી. તારાઓનું સ્હેજ સ્હાજ અજવાળું પડતું હતું. મધુપુરના સરીયામ રસ્તા જનશૂન્ય જણાતા હતા. શ્વાનના રૂદન ધ્વનીથી સર્વત્ર ભયનો ભાસ થતો હતો. દિશાઓ ખાવા ધાય એવી લાગતી હતી. ભૂત–પ્રેતો–યોગીણીઓ ભક્ષ મળવાથી નાચતા–કુદતાં હોય એમ જણાતું હતું. ઘુવડ–ચીબરી અમાંગલિક શબ્દોચ્ચાર કરી મધુપુરની પડતી સૂચવતાં હતાં. આવી રીતનો કાર્યક્રમ ચાલી રહ્યો હતો. આવા વખતે મધુપુરના પશ્ચિમ દરવાજે

એક વૃદ્ધ પુરૂષ અને એક યુવક આવીને ઉભા રહ્યા. તેમણે શરીર પર કાળી ચાદરો ઓઢેલી હતી. આ બન્ને જણા અન્ય કોઇ નહિ પણ પુષ્પાવતીના ઉદ્ધારની ઇચ્છાથી આવેલો પેલો કાતર વાળો યોગનિષ્ટ વૃદ્ધ પુરૂષ અને પેલી ભેદ ભરેલી રમણી હતી. તે બન્નેનું ઘેરા ચીરી મધ્યરાત્રે દરવાજા આગળ આવવું આશ્ચર્ય ઉત્પન્ન કરતું હતું. તે વૃદ્ધ પુરૂષે અને રમણીએ જે શ્યામ ચાદરો ઓઢેલી હતી; તેમાં અજબ ચમત્કાર રહેલો હતો. તે ચાદરોના ઓઢવાથી તેઓને કોઇ જોઇ શકતું નહોતું; જો કોઇ જોનાર હોય તો ફક્ત તેમની છાયાઓજ જોઇ શકે. બન્નેએ દરવાજા આગળ આવી ધીમેથી કહ્યું, "ભાઇ દરવાન! આ દરવાજાની બારી ઉઘાડ."

"અત્યારે બારી ઉઘાડી શકાશે નહિ. મહારાજાની સખ્ત આજ્ઞા છે." દરવાને જણાવ્યું.

"જો તું બારી ઉઘાડી અમને અત્યારે અંદર દાખલ નહિ કરે તો મહારાજા જાલીમસિંહને ઘણું નુકશાન થશે. અમને તેમણે એક અગત્યની મદદ લેવાને મોકલ્યા હતા; ત્યાંથી સમાચાર લઇ અમે શત્રુઓના ઘેરામાંથી મહા મુશીબતે અહિં સુધી આવી પહોંચ્યા છીએ. મહારાજાને અગત્યની વાત જણાવવાની હોવાથીજ અમે આટલો આગ્રહ કરીએ છીએ. જો જલ્દીથી અમને અંદર આવવા દઇશ તો તને પણ મહારાજા તરફથી ઇનામ અપાવીશ. માટે હવે વાર કર નહિ. કોઇક શત્રુની નજર પડશે તો અમે પકડાઇ જઇશું અને અમારૂં કર્યું કારવ્યું ધુળ મેળવીશું." વૃદ્ધ પુરૂષે જણાવ્યું.

દરવાન વિચારમાં પડયો. તેણે એક બાકામાંથી દૃષ્ટિ કરી પણ અંધકારને લીધે કંઇ જણાયું નહિ, આથી તેણે પૂછયું; "તમે કેટલા માણસો છો?"

"ફક્ત બેજ."

"જો ત્રીજો હશે તો અંદર આવવા નહિ દઉં."

"બહુ સારૂં."

વૃદ્ધ પુરૂષે અને રમણીએ શરીર પરથી ચાદરો દૂર કરી. દરવાને દરવાજાની બારી ઉઘાડી. બન્નેએ અંદર પ્રવેશ કર્યો. પુનઃ બારી બંધ કરી દીધી. દરવાને ફાનસના પ્રકાશમાં બન્નેના ચહેરા તપાસ્યા. વૃદ્ધ પુરૂષે તેને તેજ વખતે પાંચ સોના મ્હોરો આપી ત્યાંથી ચાલવા માંડયું. દરવાન ખુશ થઇ તેમની પાછળ જોઇ રહ્યો. થોડે દૂર જઇ વૃદ્ધે અને રમણીએ પાછી ચાદરો ઓઢી લીધી. તેઓ થોડીવારમાં રાજ મહેલ આગળ આવ્યાં. ત્યાં આ વખતે પાંચ પહેરેગીરો પહેરો ભરતા હતા. વૃદ્ધ અને રમણી તેમની નજીક ઉભાં રહ્યાં; પરંતુ પહેરેગીરો તેમને જોઇ શકયા નહિ. વૃદ્ધ પુરૂષે રમણીના કાનમાં કંઇક ધીરેથી વાત કરી; કે જેથી રમણીએ ખભે ભરાવેલી ઝોળીમાંથી એક ચોરસ લાકડાની નાની પેટી બહાર કાઢી તેમાંથી રાખ જેવી ભૂખરી વસ્તુ હાથમાં લઇ પહેરેગીરો પર ફેંકી. તે પછી લાકડાની પેટીને ઝોળીમાં મૂકી અંદર ચાલવા માંડયું. પેલી વસ્તુની અસરથી પહેરેગીરોની આંખ્યો ઘેરાવા લાગી. તેમણે ઉંઘ આવતી જોઇ જાગવાની ઇચ્છાથી આંખ્યો પર પાણી છાંટયું; એ સાથેજ આંખ્યો વધારે બળવા લાગી. તેઓ થોડીવારમાં તો ત્યાંજ જમીન પર સલેટ થઇ પડયા. મહેલમાં પ્રવેશેલાં આ બે આસપાસ બારીક નજરે તપાસ કરતાં એક ઓરડામાં આવ્યાં. ત્યાં આગળ જોઇએ તેવાં વસ્ત્રો ગોઠવેલાં હતાં. રમણીએ વિચાર કરી પુરૂષ પોશાક લઇ લીધો; તે પછી તેમણે દાદર ચઢી ઉપર ચઢવા માંડયું. તેઓ ઉપરના માળે આવ્યાં. એક ઓરડામાં દીપક સળગતો જણાયો. રમણીએ ડોકીયું કરી જોયું તો જણાયું કે પુષ્પાવતી હજી

જાગૃત અવસ્થામાં બેશી રહી છે. તેનાથી થોડેક દૂર તેની પાસે રહેતી બે બુઢ્ઢીયો નિદ્રાને શરણ થઇ પડેલી છે. આ સિવાય અન્ય કોઇ અંદર જણાતું નથી. બન્ને અંદર આવ્યાં. ચાદરોના ઓઢવાથી પુષ્પાવતી તેમને જોઇ શકી નહિ. રમણીએ ગજવામાંથી બીજી ભૂકી બુઢ્ઢીઓના નાક આગળ ભભરાવી તેમને ઘોર નિદ્રામાં નાખી. વિચાર વશ પુષ્પાને જમીન ભારે લાગવા માંડી. કોઇકના ચાલવાનો ભાસ થયો. તેણે ચમકીને આસપાસ જોવા માંડ્યું. એવામાં તેની નજરે બે છાયાઓ જણાઇ. 'અરે આ શું?' કહી પુષ્પા વિકળ વદને એ તરફ જોઇ ધ્રુજવા લાગી. તેને ધ્રુજતી જોઇ રમણી ધીમેથી બોલી. "પુષ્પાવતી! ભય પામીશ નહિ; અમે તને અહિંથી લઇ જવાને આવ્યા છીએ."

પુષ્પા અદૃશ્ય મૂર્તિઓનો અવાજ સાંભળી વિશેષ ચોંકી, તેણે મૃત્યુ દૂતની કલ્પના કરી. તે બોલી, "તમે કોઇ અદૃશ્ય દેવતા હો એમ જણાય છે. જો મૃત્યુ દેવ હો તો મને તરત લઇ જાવ. હું આ સ્થળે ઘણી દુઃખી છું."

"તને આ દુઃખમાંથી મૂક્ત કરી સુખી કરવાનેજ આવ્યા છીએ." વૃદ્ધે જણાવ્યું. જુદા જુદા અવાજ પરથી પુષ્પાએ જાણી લીધું કે આ સ્થળે દેવ—યા ભૂત પણ ગમે એ બે જણ છે. તેણે ગદ્ગદ કંઠે પૂછ્યું, "તમે મને સુખી કરવાને આવ્યા હો તો પ્રત્યક્ષ થાઓ, હું ઘણી ગભરાઉં છું."

"અમારાથી ગભરાવાનું યા ભય પામવાનું કંઇ પણ કારણ નથી." કહી વૃદ્ધ પુરૂષે અને રમણીએ શરીરપરથી ચાદરો દૂર કરી. પુષ્પાની નજરે એક વૃદ્ધ અને એક યુવક ત્યાં ઉભેલા જણાયા. તેમનાં પ્રકાશ-

મય વદન જોઇ પુષ્પાની ખાત્રી થઇ કે નક્કી દેવજ મને મૂક્ત કરવાને આવ્યા છે. તેણે બે હાથ જોડી પ્રણામ કરી સજળ નયને પૂછ્યું. "આપ કોણ છો ?"

"તેની તને બહાર નીકળ્યા પછી ખબર પડશે. પુત્રી ! તું જલ્દીથી આ પુરૂષ પોશાક પહેરી અમારી સાથે ચાલી નીકળ. સમય અમૂલ્ય જાય છે." કહી વૃદ્ધ પુરૂષે રમણીના હાથમાંથી પોશાક લઇ પુષ્પાને આપી પહેરવાને સૂચવ્યું. પુષ્પા પોશાક પહેરવા લાગી. રમણી તેની સામે જોઇ રહી. પુષ્પાવતીનું નિસ્તેજ મૂખ અને કાષ્ટવત્ શરીર જોઈ રમણીને ઘણું લાગી આવ્યું. તેની આંખોમાં અશ્રુ ઉભરાયાં. વૃધ્ધે તેના સામે જોઇ કંઇક છૂપી ઇશારત કરી કે તરત તે રમણી આંસુ લ્હોઇ સાવધ થઇ. પુષ્પા પોશાક પહેરી તૈયાર થઇ ગઈ. ત્રણે જણાં ત્યાંથી નીકળી નીચે આવ્યા. પહેરેગીરો ઘોર નિદ્રામાં પડયા હતા. પુરૂષ પોશાકથી પુષ્પા નવયુવક જેવી જણાતી હતી, આ વખતે રમણીએ અને વૃધ્ધે ચાદરો ઓઢી નહિ. ઉલટા તેમણે શરીરપરના કાળા જબ્બા દૂર કર્યા. અંદરના સૈનિક પોશાકથી તેઓ લઢવૈયા જેવા જણાવા લાગ્યા. તેમણે તેમના મુખપર રૂમાલ ફેરવી ચ્હેરા પર લગાવેલો રંગ લ્હોઇ નાખ્યો. મુખાકૃતિયો પણ બદલાઇ ગઇ. એ ત્રિપુટી થોડીવારમાં આવ્યા હતા તે દરવાજે આવીને ઉભી રહી. દરવાન તેમને લશ્કરી પોશાકમાં જોઇ ઉભો થયો અને આ કોઇ ફરવા નીકળેલા સરદાર હશે ધારીને જમીન સુધી નીચો નમ્યો. પુરૂષ પોશાકમાં નવયુવક રમણીએ રૂવાબથી કહ્યું. "કેમ આ તરફ તો કંઇ તોફાન બોફાન નથીને ?"

"ના, નામદાર."

"તું ઘણીજ સાવધતા રાખજે. કારણ કે કાલે આ દરવાજા ઉપર

હલ્લો થનાર છે. તું હવેથી કોઇપણ માણસને અંદર આવવા દઇશ નહિ. સમજ્યો ?"

"બહુ સારૂં."

"વારૂ, હવે આ બારી ઉઘાડી અમને બહાર નીકળી જવા દે. અમે અત્યારે શત્રુની છાવણીમાં તપાસને અર્થે જઇએ છીએ. અમે આ દરવાજે હવે આવીશું નહિ; તું બારી બંધ કરી દેજે."

તરત દરવાને બારી ઉઘાડી. ત્રિપુટી બહાર નીકળી." વૃધ્ધે ચાદર ઓઢી. રમણીએ અર્ધી પોતે ઓઢી અર્ધી પુષ્પાને ઓઢાડી. ત્રણે જણાં અદૃશ્ય સ્વરૂપે પુષ્પાયુધના સૈનિકોના ઘેરામાંથી આસપાસ જોતાં જોતાં પસાર થવા લાગ્યાં. રમણી પુષ્પાને સઘળું બતાવતી હતી. પુષ્પા આનંદથી સ્વામીના સૈનિકોને અવલોકતી હતી. તે પછી ત્રણે જણાં છાવણી પસાર કરી ભૈરવના મંદિરમાં આવી પહોંચ્યાં. આ વખતે મંદિરમાં કોઇ જણાતું નહોતું. લડાઇને લીધે ભૈરવની પૂજા પણ બંધ થઇ હતી. અંદર ચોમેર અંધકાર પ્રસરી રહ્યો હતો. તેઓએ મંદિરના ઓટલા-પર સ્થાન લીધું. થોડીવારે પુષ્પાએ સાથેની રમણીને પૂછ્યું. "તમે મારે માટે અતિશય પરીશ્રમ ઉઠાવ્યો છે. તમારી કૃપાથીજ હું કસા-ઇના કારાગૃહમાંથી મૂક્ત થવા પામી છું. હવે કૃપા કરી મને જણાવો કે આપ કોણ છો ?"

"પુષ્પા ! બ્હેન !" કહી તે રમણીએ તેના કાનમાં ધીરેથી કંઇક વાત કરી. પુષ્પા સ્તબ્ધ બની આંખો ફાડી તેના સામે જોઇ રહી, એવી રીતે થોડોક સમય વ્યતિત થઇ ગયો; એવામાં એકાએક સામેથી કોઇ એક માણસ મંદિર તરફ ચાલ્યો આવતો જણાયો. ત્યાં બેઠેલી ત્રિપુટી તેને જોતાંજ ત્યાંથી ઉભી થઇ નજીકના એક વૃક્ષ નીચે બેશી આવ-

નાર પ્રતિ જોઇ રહી. તે આવનારે હાથમાં ફાનસ પકડયું હતું. તેના બીજા હાથમાં લાંબી ડાંગ હતી. તે ઉતાવળે પગલે મંદિર તરફ ચાલ્યો આવતો હતો. તેનું ચાલવું શંકાયુક્ત હતું. તે વારંવાર પાછળ દૃષ્ટિ કરતો થોડીવારમાં મંદિર આગળ આવી આસપાસ જોઇ અંદર પ્રવેશ્યો. તે અંદર જઇ શું કરે છે એ જાણવાની ઇચ્છાથી વૃદ્ધ પુરૂષ રમણી અને પુષ્પાને ત્યાં બેસી રહેવાનું સૂચવી મંદિરમાં ગયો અને એક ખૂણામાં ઉભો રહી અંદર પ્રવેશેલો માણસ હવે શું કરે છે તે ધ્યાનપૂર્વક જોઇ રહ્યો.

પાઠકો! અત્યારે ભૈરવના મંદિરમાં આવેલો માણસ બીજો કોઇ નહિ પણ આપણો ઓળખીતો પ્રાણશંકર હતો. ધર્મસિંહની સાથે રહેવાથી તેનામાંના તમામ અવગુણો નાશ પામ્યા હતા. ગાંજાનું વ્યસન પણ નાશ પામ્યું હતું. તે પોતાનામાં ફેરફાર થયેલો જોઇ આનંદ પામ્યો હતો. તેને પોતાના ગુરૂ ભૈરવાચાર્યને ખોટા રસ્તેથી ખરે રસ્તે લાવવાની લાગણી થઇ. કારણ કે તે ભૈરવાચાર્યેજ તેનું બાલ્યકાળથી પાલણ પોષણ કર્યું હતું. ભૈરવાચાર્ય જાતનો બ્રાહ્મણ હતો. તેનાં માતા પિતા તેને પરણાવીને મરણ પામ્યાં હતાં. પિતાની પાસે સારી પુંજી હોવાથી ભૈરવાચાર્ય કે જે સમયે તેનું નામ ભાનુશંકર હતું તેણે વિદ્યાભ્યાસ કર્યો નહિ. તે પિતાના પૈસાથી મોજ શોખ મારવા લાગ્યો. જાતે વિદ્યાવિહીન્ હોવાથી તેને અજ્ઞાનોનીજ સોબતમાં આનંદ પડવા લાગ્યો. તેના મિત્રો તેના ઘેર પડયા પાથર્યા રહી ભાંગ–ગાંજો–ચડસ વગેરેનું સેવન કરવા લાગ્યા, સાયંકાળે સાધુવેરાગીઓના અખાડામાં આ મિત્ર મંડળ ફરવા જતું. ઘણા સમયને અંતે ભૈરવાચાર્ય ઉર્ફે ભાનુશંકર એક ભૈરવનાથ નામના સાધુના સહવાસમાં આવ્યો, તે સાધુ તેને આખો દિવસ ગાંજાના નીશામાં રાખી તેનું ધન ધુતવા

લાગ્યો. ભૈરવનાથની મોહિની વિદ્યાથી ભાનુશંકર તેનેજ દેખવા લાગ્યો. જ્યારે મનુષ્યની ખરાબી થવાની હોય છે ત્યારેજ અવળાં આચરણો આચરે છે અને તેથી તેને દુઃખ પડવું શરૂ થાય છે છતાં તે અનાચાર તજે નહિ તો છેવટ સુધી તેના પ્રારબ્ધમાં કષ્ટ સૃજાએલું હોય છે. આખરે ભાનુશંકરનું દ્રવ્ય વ્યસનથી અને મંદિરમાં આવતી જતી સેવીકા ભામિનીઓના વિલાસથી ખલાસ થયું. અંતે તેની સ્ત્રી પણ મરી ગઇ. ભાનુશંકર જંજાળ મૂક્ત થયો અને ભૈરવનાથની સલાહથી તેનો શિષ્ય બન્યો. તે ત્યાં રહી ગુરૂની સેવા કરવા લાગ્યો. ભૈરવનાથના ખાલી દમામથી ભૈરવાચાર્ય પણ ખોટો દમ રાખવા લાગ્યો. ગુરૂ ચેલો સાથે રહી ચમન ઉડાવવા લાગ્યા. અંતે ભૈરવનાથ પણ મૃત્યુને આધિન થયો. ભૈરવાચાર્યે ત્યાંની તમામ મિલકત વેચી દ્રવ્ય કરી ત્યાંથી પ્રયાણ કર્યું. તે દરેક સ્થળે ફરતો ફરતો છેવટે મધુપુરમાં આવ્યો અને ત્યાંના પડી ભાગેલા ભૈરવના મંદિરે રહ્યો. તેણે સાથે આણેલા દ્રવ્યથી મંદિર સુધરાવ્યું. તે મહાન આડંબરથી ત્યાં રહી ભૈરવની પૂજા કરવા લાગ્યો. મધુપુરના નરનારીઓ દર્શને આવવા લાગ્યાં. ધીમે ધીમે ભૈરવાચાર્યે સેવકો બનાવવા માંડયા. કોઇને પ્રસાદ આપીને તો કોઇ અજ્ઞાનોને ઉપદેશ આપીને સમજાવવા લાગ્યો. તેના આડંબરથી કેટલીક સ્ત્રીઓ બાધા લેવાને આવતી. ભૈરવાચાર્ય તેમની મનકામના પૂર્ણ કરતો, વંઝા સ્ત્રીઓ પુત્રને માટે આવતી તે સર્વને આશીર્વાદ આપતો. સોએકમાંથી પાંચને આશીર્વાદ ફળતો. આથી એ પાંચ જણાં પાંચસોમાં મહારાજની તારીફ કરી અન્ય જનોને તેનામાં વિશ્વાસ ઉત્પન્ન કરાવતાં.

ધીમે ધીમે પુષ્કળ માણસો તેના મંદિરે એકત્ર થવા લાગ્યાં ભૈરવાચાર્ય સઘળાંને ભૈરવનું પૂજન સ્વીકારવાનું કહી કંઠીયો બાંધતો. આખા નગરમાં તેની વાહવાહ થઈ રહી; એ અરસ્સામાંજ પ્રાણશંકર ત્યાં ફરતો ફરતો

ચઢયો. તે વખતે તેની ઉમ્મર પંદરેક વર્ષની હશે. તેનાં માબાપ પણ નાનપણમાંજ મરી ગએલાં હોવાથી તેના કોઇક સગાએ તેને મોટો કર્યો હતો; ઉમ્મરે વધતાં સગાંના સંતાપથી કંટાળી તે નીકળી પડયો હતો અને ફરતો ફરતો છેવટે મધુપુરના ભૈરવ મંદિરમાં આવી ચઢયો હતો. તે ત્યાં રહી ભૈરવાચાર્યને ગાંજો બનાવી પીવરાવવા લાગ્યો. થોડા દિવસમાં તેની પર ભૈરવાચાર્યની કૃપા ઉતરી. તેને માથે કોઇ ન હોવાથી તેને શિષ્ય પદ આપ્યું. બન્ને આનંદથી રહેવા લાગ્યા. ભૈરવાચાર્ય વર્ષમાં છ વખત ભૈરવની મહાપુજા કરતો અને અનેક પશુઓનો ભોગ આપતો. તે દિવસે તેના તમામ ભકતો ત્યાં હાજર રહેતા. પૂર્ણ ઠાઠમાઠ થતો. જો તે દિવસે કોઇનો એકનો એક પુત્ર મરી ગયો હોય તો પણ તે સ્ત્રીપુરૂષોને ત્યાં હાજર રહેવું પડતું. સઘળાં તે દિવસે શોક દુઃખ ભૂલી જતાં, તે દિવસે મંદિરમાં રસોઇ થતી. ભૈરવની પૂજા પછી મંદિરના દરવાજા બંધ થતા. સર્વ જમવાને માટે લાઇન સર બેસી જતાં. સ્ત્રી પુરૂષોની લાઇનો સામ સામે બેસતી. ભોજન પીરસાયા પછી દરેકની આગળ મદ્યનાં પાત્ર ભરીને મૂકવામાં આવતાં. સઘળું પીરસાઇ ગયા પછી ભૈરવાચાર્ય તેની બે સેવીકાઓને લઇ વચ્ચે બાજઠ પર બેસતો. તેના જમણા હાથ તરફ પ્રાણશંકર બેસતો. તેની સાથે પણ એક સેવિકા બેસતી. પ્રથમ ગુરૂને સેવિકા મદ્ય પિવ-રાવી જમાડી જમતી. તે પછી સઘળાં જમવા બેસતાં. મદ્યનો યથેચ્છ ઉપયોગ થતો. છેવટે સઘળાં નીશાથી ચકચુર બની જતાં. બાદ ગુરૂની આજ્ઞાથી ત્યાં સ્વયંવર રચાતો. તે વખતે પતિ પત્નીનો સંબંધ વિસારી સ્ત્રીઓ મનપસંદ પુરૂષને પ્રાપ્ત કરી ગુરૂને વંદન કરી ચાલી જતી. બાદ ગુરૂ પણ ચાલ્યા જતા. આવું કુટિલ વર્તન ભૈરવાચાર્ય ચલાવવા લાગ્યો. આ બાબતની રાજા જાલીમસિંહના

સેનાપતિ માધવસિંહને છાની ખબર મળી. તે પણ લંપટ અને વ્યસની હોવાથી ભૈરવને મંદિરે આવી મોટી ભેટ મૂકી ભૈરવાચાર્યને ગુરૂ કરી કંઠી બંધાવી. માધવસિંહ ગુરૂના ધર્મમાં આનંદ જોઇ ખુશ ખુશ થઇ ગયો. તેણે રાજા જાલીમસિંહને વાત કરી. જાલીમસિંહ પણ નામ પ્રમાણે જ ગુણ વાળો હતો. તે પણ ધીમે ધીમે ગુરૂનો શિષ્ય થઇ વ્યભિચારમાં અધિકાધિક સુખ માની પ્રભુનો ગુન્હેગાર થવા લાગ્યો. જ્યાં ભૈરવાચાર્ય રાજગુરૂ થયો પછી બાકી શું? તેણે મનધાર્યું કરવા માંડયું. રાજ્યમાં અંધાધુંધી ચાલવા લાગી. પવિત્ર જનો દુઃખી થવા લાગ્યાં. લુચ્ચા લફંગાઓ ખુશી થવા લાગ્યા. પ્રજાનો કેટલોક ભાગ કંટાળી પરદેશ જતો રહ્યો. ભૈરવાચાર્યે રાજાની મદદથી એક ગુપ્ત એકાન્તભુવન બંધાવ્યું. તેમાં એક સુરંગ ખોદી તેનું મુખ રાજમહેલના દિવાનખાનામાં રાખ્યું કે જેથી રાજાની ઇચ્છા થાય તે વખતે વગર વિલંબે સુરંગમાં થઇને એકાન્ત વિલાસ ભુવનમાં આવી આનંદ કરે. તે એકાન્ત ભુવનમાં અનેક બાળાઓને ઉપાડી લાવી રાખવામાં આવતી. રાજા જાલીમસિંહ હમેશાં ત્યાં આવી કોઇને ખુશીથી તો કોઇને જુલમથી ભ્રષ્ટ કરતો. અનેક પવિત્ર અબળાઓએ જુલમી જાલીમના જુલમથી ધર્મરક્ષાને માટે પ્રાણ ત્યાગ્યા હતા. રાણી વિષકન્યા ભૈરવાચાર્યના પ્રતાપથીજ જાલીમસિંહની પટરાણી થઇ મહારાણી બની હતી. તે ચંચળ ચાલાક હતી. ભૈરવાચાર્યની પ્રથમ કૃપા તેના પર થઇ હતી. આવી રીતનું અયોગ્ય વર્તન ચાલી રહ્યું હતું. તેવામાંજ પુષ્પાવતીના પ્રસંગથી સર્વ બનાવ ઉપસ્થિત થયો. ભૈરવાચાર્યથી પ્રાણશંકર છૂટો પડી સુધર્યો. તેણે ગુરૂને સુધારવાનો નિશ્ચય કર્યો; કારણકે ધર્મસિંહે તેને એક વખતે કહેલું કેઃ—“ જેણે આપણું પાલન પોષણ કર્યું હોય તેનાથી કદી નિમકહરામ થવું નહિ. તે જો દુષ્ટ

હોય, અયોગ્ય વર્તન વાળો હોય તો પોતે પ્રથમ સુધરી તેને સુધારવો જોઇએ. પોતાના મિત્રો–સ્નેહિયો યાતો ગુરૂઓ જો જગતની નજરે ખરાબ જણાતા હોય યાતો તમને પોતાને તેમનું વર્તન સત્યતાથી વિરૂદ્ધ જણાતું હોય તો તાબડતોબ તેનો પરીત્યાગ કરી સામ દામ–ભેદ–દંડનો પણ ઉપયોગ કરી તેમને સત્ય સમજાવવું જોઇએ. જે આ ફરજ વિસારે છે તે નરકગામી ગણાય છે." આ વાક્યથી જ પ્રાણશંકરે ગુરૂને સત્ય રસ્તે લાવવાનો નિશ્ચય કર્યો હતો અને તેથી જ તે જાતે આજ મધ્યરાત્રિએ સર્વના નિદ્રીત થયા પછી છાનો માનો છાવણીના તંબુમાંથી નીકળી ગુરૂની પાસે જવાને ભૈરવના મંદિરે આવ્યો હતો. પુષ્પાને છોડાવી વૃક્ષ નીચે બેઠેલો વૃદ્ધ પુરૂષ તેની પાછળ મંદિરમાં પ્રવેશી તેની ચિકિત્સા જોવા લાગ્યો. પ્રાણશંકરે મંદિરમાં ચારે તરફ ફરી વળી મંદિરનાં દ્વાર પાસે આવી બારણાં બંધ કરી અંદરથી સાંકળ વાસી. તે પછી ભૈરવની વિકાળ મૂર્તિ સમિપ આવી હાથમાંનું ફાનસ નીચે મૂકી ત્યાં વચ્ચો વચ્ચ બનાવેલા અગ્નિ કુંડમાં ઉતર્યો, કુંડ ઉંડો હતો. વૃદ્ધ પુરૂષને વ્હેમ પડવાથી તરત ત્યાં ગયા અને કુંડ નજીક બેશી અંદર જોઇ રહ્યા. અંદર ઉતરેલા પ્રાણશંકરે વેદી ઉપર ગોઠવેલી ઇંટો દૂર કરી. ઇંટો દૂર થતાં અંદર એક ચળકતો વાંકો હાથો જણાયો. પ્રાણશંકરે તે હાથો પકડી ખેંચ્યો કે તેની સાથે જ એક લોખંડનું ઢાંકણું ઉપર ખેંચાઇ આવ્યું. કુંડની દિવાલો જમીન પર પડી ગઇ. ત્યાં બેઠેલો વૃદ્ધ પુરૂષ ખુલ્લો પડયો. પ્રાણીઆની અને તેની દૃષ્ટો દૃષ્ટ મળી. વૃદ્ધ પુરૂષ વિસ્મયતાથી પ્રાણીઆ સામે જોઇ રહ્યો. પ્રાણીયો કૃત્રિમ ચિત્રવત્ બની દિઙ્મૂઢ નેત્રે વૃદ્ધ સામે નિહાળી રહ્યો. જોવા લાયક દેખાવ થઇ રહ્યો. થોડીવારે તે વૃદ્ધ પુરૂષે ગંભીરતાથી પૂછ્યું, " તું કોણ છે? અહિંથી ક્યાં જતો

હતો ? યાદ રાખજે કે જો જુઠું બોલીશ તો શીક્ષાને પાત્ર થઇશ."

પ્રાણશંકરે કહ્યું, "હું કદી અસત્ય બોલતો જ નથી. સારા સહવાસથી મ્હેં સત્ય બોલવાની પ્રતિજ્ઞા કરી છે, તે મરણ પર્યંત પાળીશ. તમે ભલે ગમે તે હો; હું સત્યના આધારેજ સર્વ હકીકત જણાવું છું. સાંભળો. હું આ રસ્તે થઇને એક પરોપકારનું કાર્ય કરવાને જતો હતો. હું બ્રાહ્મણ છું. મારો ગુરૂ બ્રાહ્મણ થઈ ભ્રષ્ટ થયો છે. તે આ ગુપ્ત રસ્તાના એકાન્ત ભાગમાં રહે છે, તેનું નામ ભૈરવાચાર્ય છે. તેણે મારૂં પાલન કર્યું છે. હું પ્રભુ કૃપાએ સત્ય સમજી ગયો છું અને તેથી મારી ફરજ સમજી તે ભ્રષ્ટ ભૈરવાચાર્યને પાપનો પંથ ત્યાગ કરાવી સુમાર્ગે લાવવાને ઇચ્છું છું." આટલું કહી પ્રાણશંકરે તમામ હકીકત તેને કહી સંભળાવી. વૃદ્ધ પુરૂષ સઘળાને ઓળખતો હતો. તેણે પ્રાણીઆને શાબાશી આપી કહ્યું, "તું આવી રીતે તારા ગુરૂને સુધારવામાં ફતેહમંદ થઇશ નહિ. તે તને જોતાં જ ભૂત સમજી ધિક્કારી કાઢશે. જાલીમસિંહ તને મારી નાખવાનો યત્ન કરશે, માટે તારે ઉઘાડા નહિ પડતાં યુક્તિ પૂર્વક કામ લેવું જોઇએ."

"હું શું યુક્તિ કરૂં ? મારી ગુરૂ પ્રત્યેની લાગણી અંત્યંત છે. આપ કંઇક રસ્તો બતાવો ?" પ્રાણશંકરે પૂછ્યું.

"તું મારા કહેવા પ્રમાણે વર્તીશ ?" વૃદ્ધે પ્રશ્ન કર્યો.

"હા, આ પ્રાણશંકર પુણ્યાત્માઓનો દાસ છે. હું..." તે આગળ બોલતો અટક્યો; કારણકે ભુગર્ભમાં થઇને કોઇના ઉપર આવવાનો અવાજ સંભળાયો. પ્રાણશંકરે વૃદ્ધને શાન્ત રહેવાની ઇશારત કરી ધીરેથી હાથમાંનું ઢાંકણું મૂકી દીધું. અંદરથી ઉપર આવનારનો અવાજ હવે સ્પષ્ટ સંભળાવા લાગ્યો. અંદર ઉતરવાની

ભોંયખંડની સીડી પર થઇને ઉપર આવનારનાં પગલાં સંભળાયાં. પ્રાણુશંકર અને વૃદ્ધ પુરૂષ ચૂપચૂપ બેશી રહ્યા. અલ્પ સમયમાં ઢાંકણુ ઉઘાડી એક માણુસ બહાર નીકળ્યો. તે એક સૈનિક સિપાહી હતો. તેણે ઉપર આવી પુનઃ દ્વાર બંધ કર્યું; અને કુંડમાંથી બહાર એક પગલું આગળ ભર્યું કે તરતજ પ્રાણીઆએ પાછળથી છલંગ મારી તેની ગરદન ઝાલી પકડી. સિપાહી ધ્રુજવા લાગ્યો. વૃદ્ધ પુરૂષ હાથમાં કટાર પકડી તેની સન્મુખ ઉભો રહી બોલ્યો, " તું કોણુ છે ? "

" હું એક ગરીબ સિપાહી છું. " તેણે જવાબ આપ્યો.

" આ સ્થળે કયાંથી આવ્યો ? " પુનઃ તે વૃદ્ધપુરૂષે પૂછ્યુ.

સિપાહી કંઇ પણ જવાબ આપ્યા વિના ઉભો રહ્યો; એટલામાં પ્રાણુશંકરે તેને કહ્યું. " તું કંઇ પણ ભય રાખીશ નહિ. અમે તને મારી નાખીશું નહિ. અમે તારા રાજા જાલીમસિંહ જેવા ક્રૂર અને દુષ્ટ ભૈરવાચાર્ય જેવા દયાહીન નથી. હું પણ તારી માફક તે ભ્રષ્ટ ગુરૂની સેવા કરતો હતો; પરંતું એક દેવ પુરૂષના સહવાસથી હવે શ્રેષ્ટ રસ્તે ચઢયો છું. જો તું મને ઓળખતો હોય તો સાંભળ, મારૂં નામ પ્રાણુશંકર છે. "

"હેં ! શું તમે ગુરૂ મહારાજના શિષ્ય પ્રાણુશંકર પોતેજ ? અરે ! તમે તો મરી ગયા હતા ને ? " સિપાહીએ આશ્ચર્ય પામી પૂછ્યું.

" હું હજી જીવતો છું અને તે દુષ્ટ ગુરૂની આંખ્યો ઉઘાડવાને આવ્યો છું. બોલ હવે તારો શો વિચાર છે ? તારે જીવીને સુખ ભોગવવું છે કે મરીને નર્ક કુંડમાં પડવું છે ? તું માણુસ જાત છે; સારા ખોટા વિચાર કરવાનું તને જ્ઞાન છે, તો તું પોતેજ વિચારી જો કે તું કેવા દુષ્ટાત્માઓની ગુલામી ઉઠાવી ટુંક પગારથી તારૂં ઉદર પોષી પાપનો ભોક્તા થઇ રહ્યો છે. " પ્રાણુશંકરે સમજાવ્યું.

સિપાહીને તેનું કહેવું સત્ય સમજાયું. તે હાથ જોડી બોલ્યો, "હું શું કરૂં ? ગુરૂ અને રાજાના અત્યાચારથી હું પણ કંટાળેલો છું; પણ આ પેટ ભરવાને માટેજ બળાત્કારે અહિં પડયો રહ્યો છું. મહારાજ! મને જો મારા પેટ પૂરતો પગાર કોઇ આપનાર મળે તો હું આ પળેજ તે જાલીમોની સેવા ત્યાગ કરવાને તૈયાર છું."

"તેની ફીકર કરીશ નહિ, હું જે દેવ પાસે રહું છું તેની પાસે તને લઇ જઇશ અને તને સારો પગાર અપાવીશ. બોલ બીજું કાંઇ ?" પ્રાણીયાએ કહ્યું. વૃદ્ધપુરૂષે પણ તેને સુખી કરવાનું વચન આપ્યું. સિપાહી દબાઈ ગયો. એટલામાં પુનઃ તે વૃદ્ધે કહ્યું "હવે સઘળી હકીકત જણાવ ?"

"મારી હકીકત ભયંકર છે. ગુરૂ ભૈરવાચાર્યે યજ્ઞ આરંભ્યો છે. આ લડાઇનું મૂળ પુષ્પાવતી છે સમજીને તેમણે જાલીમસિંહની આજ્ઞાથી આજ મધ્યરાત્રે તે નિર્દોષ રાજકન્યાનો ભૈરવને ભોગ આપવાનો નિશ્ચય કર્યો છે. પુષ્પાવતીને સમજાવી અહિં લઇ આવવાની મનેજ આજ્ઞા થઇ છે. તેને લઇ આવવાની હજી વાર છે તે પહેલાં તે કર્મ ચંડાળ ગુરૂએ મને અહિં મોકલી આ ભૈરવનું ત્રિશુળ મંગાવ્યું છે અને તેની કોટડીમાંથી બીજી પૂજાની સામગ્રી લાવવાની આજ્ઞા કરી છે. આજ પુષ્પાના જીવનની છેવટની રાત્રિ છે. મને ઘણુંએ લાગી આવે છે પણ શું કરૂં ? આ પાપી પેટજ મને અત્યાચારીયોની વેઠ કરાવી રહ્યું છે. હું પાપ કર્મ કરતાં કંપું છું. મહારાજ ! કહો હવે શું કરવું ? જાલીમસિંહ હાર ખાવાથી ગભરાઇ ગયો છે અને વિજયને માટે પુષ્પાવતીનું ભૈરવને બળિદાન આપી ભયંકર પાપ કરવાને તત્પર થયો છે." તે સિપાહીએ કર્મચંડાળોનાં કુટિલ કારસ્થાનોની વાત ટુંકમાં સમજાવી દીધી. તે પછી વૃદ્ધપુરૂષે કહ્યું,

"વારૂં અંદરના ભાગમાં છૂપાઇ રહેવાય એવી કોઇ જગા છે કે ?"

"હા, એવી અનેક જગાઓ છે, સઘળી મ્હેં જોએલી છે." સિપાહીએ કહ્યું.

"તું જ્યારે હવે અમારા શરણમાં આવ્યો છે; ત્યારે હું પણ તને હવે સત્ય વાત જણાવું છું. હુ પુષ્પાવતીને છોડાવવાનેજ આવ્યો હતો. અમારૂં સૈન્ય મધુપુરની ચારે તરફ ફરી વળ્યું છે. તે થોડાક દિવસમાં કિલ્લો તોડી વિજય મેળવશે. હુ તને પુષ્પાયુધનો ખાસ અંગ રક્ષક બનાવીશ. તું અમારી સાથે વિશ્વાસઘાત નહિ કરે એમ હુ ઇચ્છું છું. અમે પુષ્પાવતીના બચાવને અર્થે તારી સાથે અંદર આવીએ છીએ. અમને તું ગુપ્ત સ્થળે છૂપાવી રાખજે અને તને જ્યારે પુષ્પાવતીને લઇ આવવાની આજ્ઞા થાય ત્યારે મારી પાસે આવજે. હું પુષ્પાવતીની સાથે ત્યાં હાજર થઇશ. તારો રાજા અને ગુરૂ જે પુષ્પાવતીનો ભોગ આપવાની ઇચ્છા રાખે છે તે પુષ્પા તો ક્યારનીએ દુષ્ટના મહેલનો ત્યાગ કરી મારી સાથે આવી છે. તારી ખાત્રી કરવી હોય તો ચાલ મારી સાથે, હું તને આ પળેજ પુષ્પાને બતાવું." તેમની વાત સાંભળી સિપાહી વિસ્મય પામ્યો. પુષ્પાવતીને જોવાની ઇચ્છાથી તે વૃદ્ધ પુરૂષની સાથે બહાર આવ્યો. વૃદ્ધપુરૂષે ભેદી રમણીની જોડે વૃક્ષ નીચે બેઠેલી રાજકન્યાને બતાવી. પુષ્પાને ત્યાં જોઇ સિપાહીના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેણે તેજ વખતે વફાદાર રહેવાના સોગન ખાઇ વૃદ્ધપુરૂષનું શરણ સ્વીકાર્યું. વૃદ્ધ પુરૂષે સઘળી વાત પુષ્પાને જણાવી તેનો સ્ત્રી પોશાક માગ્યો. પુષ્પાએ ગાંસડીમાં બાંધેલો પોશાક તેને આપ્યો. વૃદ્ધપુરૂષે સ્ત્રી પોશાક પ્રાણશંકરને આપી પહેરવાને સૂચવ્યું. પ્રાણીયાએ વગર વિલંબે સ્ત્રી પોશાક પહેરી લીધો. તેના શરીરનો રંગ ગૌર હોવાથી સ્ત્રી શૃંગારથી તે સ્વરૂપવાન સુંદરી

જેવો જણાવા લાગ્યો. તેણે સાડીમાં કટાર છૂપાવી દીધી. પ્રાણીયો પુષ્પાવતી બની ગયો. સિપાહી સઘળું રહસ્ય સમજી ગયો. તે પછી વૃદ્ધપુરૂષે પેલી ભેદી રમણીને કહ્યું, "હું હવે અંદર જાઉં છું, તું પુષ્પાની સાથે પુષ્પાયુધની છાવણીમાં જા; ત્યાં મનહર આવ્યો હશે. ત્યાં જઈ આ પુષ્પાનો પરીચય કોઇને આપીશ નહિ, તેને તું તારા મિત્ર તરીકે ઓળખાવજે. મારા આવ્યા પછીથીજ સઘળો ભેદ ખુલ્લો થવો જોઇએ. બેટા! જા, હવે ખૂબ સાવધ રહેજે. હું જલ્દીથી તને આવી મળીશ."

આટલી સૂચના આપી વૃદ્ધ પુરૂષ તેમને વિદાય કરી પ્રાણશંકર અને સિપાહી સાથે મંદિરમાં આવ્યો. સિપાહી ગુરૂએ મંગાવેલી ચીજો લઇ સઘળા સાથે અંદર ઉતર્યો. પ્રાણશંકરે ઢાંકણુ બંધ કરી દીધું. અંદર આવી સિપાહીએ તે બન્નેને જ્યાંથી સઘળું દ્રશ્ય દેખાય એવે સ્થળે છૂપાવી ગુરૂની પાસે આવી મંગાવેલી વસ્તુઓ ત્યાં મૂકી. પેલી તરફ ભેદ ભરેલી રમણી પુષ્પા સાથે છાવણીમાં આવી મનહરને મળી ત્યાં રહેવા લાગી.

---

## પ્રકરણ ૩૪ મું.

---

### "આખરે ખરા રસ્તે ચઢયો."

મધ્યરાત્રે ભૈરવના મંદિરના ગુપ્તગૃહમાં ભયંકર વેશધારી ભરવાચાર્ય ત્યાંના યજ્ઞકુંડની નજીક બેસી રહી મનમાં કંઇક બરબડી રહ્યો હતો. કુંડમાં અગ્નિ ભડભડાટ સળગી રહ્યો હતો. કુંડની સામે ભૈરવની બીજી એક નાની મૂર્તિ સિંહાસન પર પધરાવેલી જણાતી

હતી. થોડાક ભૈરવ ભક્તો ગુરૂની આજ્ઞા ઉઠાવવાને ઉભા રહ્યા હતા. એક તરફના ખૂણામાં બે માણસો આખા શરીરે કાળાં વસ્ત્રથી ઢંકાઇ બેઠા હતા. તેમની નજીક બે ફરસીઓ પડેલી હતી. તેમનો દેખાવ આ વખતે બીહામણો જણાતો હતો. મુખ વાંકાં અને કદરૂપાં દેખાતાં હતાં. તેઓ બળીદાનનો વધ કરનારા હત્યાકારીયો હતા. આજે પુષ્પાવતીનું બળીદાન આપવાનું હોવાથી તેઓને આ સ્થળે હાજર રાખ્યા હતા. રાજા જાલીમસિંહ આ વખતે શોકાતુર વદને ગુરૂની નજીક પડેલા એક પાટલા ઉપર બેઠો હતો. તેણે હવે વિજયની આશા મૂકી હતી. ભવિષ્ય ભયંકર જોતો હતો. બગડેલા ભાવિને સુધારવા ભૈરવાચાર્યને વારંવાર :પ્રાર્થના કરતો હતો. ભૈરવાચાર્ય તેને અનેક દ્રષ્ટાંતો આપી તને અવશ્ય વિજય મળશે કહી આશ્વાસન આપતો હતો. જાલીમસિંહનું મુખ ઉતરી ગયું હતું. અનેક પાપ કર્મોથી તેના મુખ પર શ્યામતા છવાઇ ગઇ હતી. તે વારંવાર મુખથી નિઃશ્વાસ નાખતો હતો. સર્વત્ર શાન્તિ પથરાએલી હતી; ફક્ત ભીંતોમાં કંસારીઓ તીણા સ્વરે બોલી શાન્તિમાં ઝીણો અવાજ ઉત્પન્ન કરતી હતી. ભૈરવાચાર્ય ઘડીકમાં યજ્ઞ કુંડ તરફ તો ઘડીકમાં જાલીમસિંહ સામે જોતો હતો. તેના નસકોરા ફૂલતાં હતાં. કપાળ પર કરચલીઓ પડતી હતી. તેણે થોડીક વાર કંઇક બરબડી યજ્ઞ કુંડમાં ખીર–અડદ હોમવા શરૂ કર્યા. ગુપ્ત જગાએ છૂપાઇ રહેલા વૃદ્ધ પુરૂષ અને પ્રાણશંકર એકાગ્ર દ્રષ્ટે ભૈરવાચાર્યનો યજ્ઞ અવલોકી રહ્યા હતા. વૃદ્ધ પુરૂષને તેની પ્રત્યે ધિક્કાર ઉત્પન્ન થયો. આ દુષ્ટને વશ કરવા માટે મહાશ્રમ કરવો પડશે, તે સમજાવ્યાથી સમજનાર નથી; તેને મારે ભયાનક ચમત્કાર દેખાડવા પડશે. હશે જેવી ઇશ્વરેચ્છા. આમ વિચાર કરતો વૃદ્ધ પુરૂષ શાન્ત વદને થઇ જોઈ રહ્યો. વૃદ્ધને અને

પ્રાણશંકરને અંદર લાવનાર સિપાહી ક્યારનોએ ગુરૂની આજ્ઞા ઉઠાવવાને રાજાની પાછળ જઇ ઉભો રહ્યો હતો. દીપકો ઝગઝગાટ સળગી રહ્યા હતા. ગુપ્તગૃહ દીપકોથી અને કુંડના અગ્નિની જ્વાળાઓથી પ્રકાશ મય થઇ રહ્યું હતું. આહુતીયો આપવામાં લગભગ એક કલાક ગુમાવી ભૈરવાચાર્યે જાલીમસિંહ સામે જોઇ નાક લુછતાં પૂછ્યું, "બચ્ચા ! તારી ઇચ્છા હવે જણાવી દે. ભૈરવ આહુતીયોથી પ્રસન્ન થઇ ગયા છે. તે હવે મનુષ્ય બળીદાન માગે છે. પુષ્પાવતી તૈયાર છે, પરંતુ તે પહેલાં આપણે આપણા મનની ઇચ્છાઓ ભૈરવદાદાને જણાવવાની જરૂર છે. જાલીમસિંહ ! તું બીલકુલ ગભરાઇશ નહિ. ભૈરવના પ્રતાપથી હું તારા એકે એક શત્રુઓને ચકલીઓ બનાવી એક પલકવારમાં ઉરાડી મૂકીશ." જાલીમસિંહ નિઃશ્વાસ નાખી બોલ્યો, "મહારાજ! આપ સઘળું જાણો છો છતાં વારંવાર શામાટે પૂછી મને દુઃખી કરો છો? હાય ! મધુપુર બે એક દિવસમાં તો દુષ્મનો લઇ લેશે. તેમણે ઉત્તર તરફના જીર્ણ થએલા કોટની આગળ ખાડા ખોડી દારૂની સુરંગો ભરી છે. તે કાલ અગર પરમ દિવસે ફોડી કોટ ઉરાડી મૂકશે. જ્યારે માણુસના માથે દુઃખ આવી પડે છે, ત્યારે ચારે તરફથી આવી પડે છે. તે વખતે દુઃખી માણુસ જીવતો છતાં મુએલા સમાન જણાય છે. હું પણુ ચિંતા અને દુઃખથી નિર્માલ્ય જેવો બની ગયો છું. હૃદયમાં વારંવાર ભયના ભણકાર વાગ્યા કરે છે. સ્વપ્નમાં શત્રુઓને શસ્ત્રો સાથે દોડી આવતા અવલોકું છું. યમરાજને કાળપાશ ફેંકતા પણુ નિહાળુ છું. મને શાન્તિ નથી. મારી પ્રજા પણુ મારાથી ફરી બેઠી છે. તે પણુ શું કરે ? દુશ્મનોએ ચારે તરફ ઘેરો નાખી અનાજ વગેરે વસ્તુઓ આવતી અટકાવી છે. મ્હેં પણુ અગમચેતી વાપરી અનાજ એકત્ર કર્યું નહિ; આથી ટુંક વખતના ઘેરાથી અનાજ ખૂટી ગયું છે.

નગરમાં ચારે તરફ ભૂખમરો વ્યાપી રહ્યો છે. નગરજનો બીજાની પાસે કંઇ ખાવાનું જુએ છે કે તરત લુંટફાટ કરી લુંટી લેછે. સર્વત્ર હાહાકાર વ્યાપી રહ્યો છે. અધુરામાં પુરૂં ભૂખથી અને દુઃખથી નગરજનો કાયર થઇ ગયાં છે. તેમણે મને ખાવાનું આપવાનું જણાવી કહ્યું કે; જો તમે બે દિવસમાં અનાજનો બંદોબસ્ત નહિ કરો તો અમે જાતે દરવાજા ઉઘાડી શત્રુઓને અંદર આવવા દઇશું. તમારા દુષ્ટ સૈનિકો અમારા ઘરમાંથી અનાજ લુંટી ગયા છે. તેઓને તમે એમ કરતાં અટકાવ્યા નથી; અમને તમારી હવે લગીર પણ પરવાહ નથી. ગુરૂ મહારાજ! આવી રીતની અનેક પ્રકારની ધમકીયો મને મળ્યે જાય છે. સૈનિકોમાં પણ બેદીલી ફેલાઇ રહી છે. કહો પ્રભુ! આવું અસહ્ય કષ્ટ હું તે કેવી રીતે સહન કરી શકું?" આટલું લંબાણ વિવેચન કરતાં જાલીમસિંહની આંખ્યોમાં જળ ઉભરાઇ આવ્યું. તેનો કંઠ રૂંધાયો. તે હાથ જોડી દીનવદને ભૈરવાચાર્યની સામે જોઈ રહ્યો. ભૈરવાચાર્ય સારી રીતે જાણતો હતો કે હવે વિનાશ પાસે આવ્યો છે, છતાં તે તેનો અડંબર હજી ત્યાગતો નથી. તેને પણ શત્રુઓથી પકડાઇ જવાની ધાસ્તી લાગતી હતી. પણ શું કરે? કયાં જાય? તેમનો એક પણ ઉપાય હવે રહ્યો નહોતો. રાજાની દીન વાણી સાંભળી તેણે થોડીકવાર વિચારમાં પડી અંતે એક જબરા ખોંખારાથી ગુપ્તગૃહ ગજાવી સ્હેજ ઉંચો થઇ કહ્યું, "મને લાગે છે કે તું થોડાક વખતમાં ગાંડો બની જઇશ. બચ્ચા! તું શામાટે દુઃખ દુઃખની બૂમો મારી દુઃખી થાય છે? દુઃખ તો ફક્ત મનનુંજ કારણ છે. તું મનમાંથી દુઃખના વચાર દૂર કર. તને દુઃખ છેજ નહિ. હું જ્યાં સુધી જીવતો છું, ત્યાં સુધી સાક્ષાત દેવ પણ તને દુઃખ દેવાને શક્તીવાન નથી. તું હવે જોયા કરજે કે પુષ્પાના ભોગ પછી કેવો રંગ જામે છે. મારો આ સઘળો પ્રયાસ ફક્ત

તારે માટેજ છે. શત્રુઓને પણ સારી રીતે ખબર પડશે કે મધુપુર પર ચઢાઇ કરવાથી શું ફળ મળે છે. હું તેમને પલકવારમાંજ હતા નહતા કરી નાખીશ" ભૈરવાચાર્યે આટલું કહી ત્યાં ઉભેલા સિપાહી સામે જોઇ કહ્યું, "રઘુમલ ! તું હવે જા અને પુષ્પાવતીને આ સ્થળે લઇ આવ. જલ્દી આવજે, રસ્તામાં ક્યાંઇ રોકાતો નહિ. ભોગ આપવાનો સમય થવા આવ્યો છે."

સિપાહી કે જેનું નામ રઘુમલ હતુ તે ત્યાંથી ચાલતો થયો; અને વૃદ્ધ પુરૂષની પાસે આવી કહ્યું, "ચાલો, બળીદાનનો સમય થયો છે, ગુરૂએ પુષ્પાવતીને લઇ આવવાની આજ્ઞા કરી છે."

"તું રાજમહેલે જઇને પાછો આવે એટલીવાર આપણે અત્રે રોકાવું જોઇએ, નહી તો કોઇને વ્હેમ પડી જાય. પછી હું આ પુષ્પાવતીને સાથે લઇ તારી સાથે આવું છું." વૃદ્ધ પુરૂષે કહ્યું.

"આપને જોઇ ભૈરવાચાર્ય વ્હેમાશે, તમે ત્યાં આવીને શું જવાબ આપશો ?" સિપાહીએ શંકા દર્શાવી. વૃદ્ધપુરૂષે વિચાર કરી કહ્યું, "તું બેફિકર રહે. દુષ્ટ ભૈરવાચાર્ય અને અત્યાચારી રાજા જાલીમસિંહ મારા ત્યાં આવવાથી છતી આંખ્યોએ અંધ થઇ જશે. તેઓ ફક્ત તમને જ જોઇ શકશે."

રઘુમલ આશ્ચર્ય પામ્યો અને તે વૃદ્ધપુરૂષની સામે માનની નજરે જોઇ રહ્યો. પછી તે વૃદ્ધે પ્રાણશંકરને કહ્યું, "કેમ પુષ્પાવતીનો પાઠ બરાબર ભજવી શકાશે ને ? ત્યાં જવાનો સમય થયો છે. કટા કટીનો પ્રસંગ છે. ખુબ સાવધ રહેજે, હૃદયમાંથી ભય કાઢી નાખજે, હું તારૂં રક્ષણ કરીશ."

"મારા હૃદયમાં બીલકુલ ભય છે જ નહિ. મારો ગુરૂ પણ શું જાણશે કે મારા પ્રાણીયાએ પુષ્પાવતીનો વેશ ધર્યો હતો ?" કહી પ્રાણશંકરે હાસ્ય કર્યું. આવી રીતે તેમણે લગભગ અર્ધો કલાક પસાર કર્યો. ભોગ આપવાનો સમય થયો. તેની નિશાનીમાં ઘંટ વાગવા

લાગ્યો. ઘંટનો અવાજ ભુગર્ભમાંથી આવતો હોય એમ સંભળાતું હતું. જ્યારે કોઇ કમનશીબનું મૃત્યુ થવાનું હોય ત્યારેજ એ ઘંટ વગાડવામાં આવતો. એ ઘંટને સઘળા મૃત્યુ ઘંટ કહેતા. ઘંટના અવાજથી ત્યાં રહેતા ભૈરવ ભક્તો વધની જગાએ આવીને હાજર થઇ ગયા; આ વખતે તેમાં થોડીક સ્ત્રીઓ પણ હાજર હતી. સઘળાએ ત્યાં આવી ગુરૂરાજને પ્રણામ કર્યા. ગુરૂએ ઘોઘારી અવાજે બોલી સર્વને આશિર્વાદ આપ્યો. સઘળાના મુખપર હર્ષ જણાતો હતો. ભૈરવાચાર્ય આતુરવદને પુષ્પાવતીની રાહ જોવા લાગ્યો. પેલી તરફ ઉભેલા વૃદ્ધપુરૂષે પ્રાણશંકરને ઘુમટો ખેંચી રઘુમલની સાથે જવાનું સૂચવ્યું. પ્રાણશંકર તેના ગુરૂના નામનું આખુ ઓઢી રઘુમલ સાથે ચાલ્યો. તેમની પાછળ વૃદ્ધપુરૂષે સાથે રાખેલી અંધાર ચાદર ઓઢી ચાલવા માંડયું. બહારથી આવવાનો રસ્તો એ તરફથી હતો. ભૈરવાચાર્ય રાજા અને સઘળું મંડળ એ તરફ જોઇ રહ્યું હતું. રઘુમલની સાથે પુષ્પાને આવતી જોઇ ભૈરવાચાર્યે હર્ષધ્વની કર્યો. સઘળા ભૈરવભક્તો એક બાજુએ જઇ લાઇન બંધ ઉભાં રહ્યા. થોડીવારમાં રઘુમલ પ્રાણશંકર સાથે ત્યાં આવી ગુરૂને નમન કરી ઉભો રહ્યો. વૃદ્ધપુરૂષ ભૈરવની નાની મૂર્તિની આગળ જઇ ઉભો. કોઇ તેને જોઇ શકતુ નહોતું. વૃદ્ધપુરૂષના હાથમાં આ વખતે એક ચળકતો સફેત પત્થર હતો. એ પત્થર પર પ્રયોગ કરી ભૈરવાચાર્યને ચમત્કાર દેખાડવાનો તેણે નિશ્ચય કર્યો હતો. જાલીમસિંહ અને ભૈરવાચાર્ય ઘુમટો ખેંચેલી પુષ્પા સામે જોઇ રહ્યા. તે પછી થોડીવારે ભૈરવાચાર્યે તેની નજીક જઇ કહ્યું. "પુષ્પાવતી."

"શું કહો છો ?" પ્રાણીએ ઝીણા ઘાટે જવાબ આપ્યો.

તેનો અવાજ પુરૂષ જેવો સાંભળી ગુરૂએ પૂછ્યું. "તારો અવાજ કેમ બદલાઇ ગયો છે."

"મ્હારે આજે મરવાનું હોવાથી ખૂબ ભજીઆં અને મસાલેદાર શાક ખાધાં હતાં; તેથી મારો ધાટો તમને જાડો લાગતો હશે. ગુરૂ મહારાજ! હવે જલ્દીથી મને મારી નાંખો."

"તને આટલી નાની અવસ્થામાં મરવાનું કેમ ગમે છે? ત્હેં જાલીમસિંહનો પ્રેમ સ્વીકાર્યો હોત તો કેટલી સુખી થાત."

"મુઓ જાલીમસિંહ. મારો રોયો એતો મને કાળ ભૈરવ જેવો લાગે છે. તેનું મુખ તો વાંદરા જેવું છે. કહો ગુરૂજી! હું એવાને પરણી તેની જોડે ઉભી રહું તો કેવી દેખાઉં? મારો વિચાર તો તમને જ પરણવાનો હતો, હું તમને પરણી તમારી એવી તો સેવા કરત કે તમે પણ મને યાદ કરત. હું જો કે અત્યારે મરીશ; પણ મારો જીવ તમારામાં રહી જશે. જો મારો તમારા પ્રત્યે આવો પ્રેમ હશે તો મારા વધની સાથે જરૂર તમારા પણ રામ રમી જશે. આપણે સાથેજ સ્વર્ગમાં જઇશું. ગુરૂજી! તમારૂં કામ હવે પૂરૂં થયું છે, તમે આ પૃથ્વી પર વધારે વખત રહેવાને લાયકના રહ્યા નથી. માટે હવે કૃપા કરી મને જલ્દીથી કાપી નાખી આ કુંડમાં હોમી તમે પણ મારી પાછળ ચાલ્યા આવો. આપણે બન્ને નર્કમાં પડી ઘણાં ખુશી થઇશું." પ્રાણીઆએ કહ્યું. તેના જવાબથી સઘળાં સ્તબ્ધ બની ગયાં. જાલીમસિંહ ચિત્રવત્ બની બેશી રહ્યો. ગુરૂ ભૈરવાચાર્ય પુષ્પાનું કોઇ દિવસ નહિ ને આજે આવું બોલવું સાંભળી આશ્ચર્યના મહાસાગરમાં ડુબી ગયો. અંતે પુનઃ ભૈરવાચાર્યે પૂછ્યું, "પુષ્પા! આજે તારૂં બોલવું કંઇક જુદાજ પ્રકારનું લાગે છે, તું મૃત્યુના કિનારા પર છે, શું તને શોક થતો નથી?"

"હું જો સુખમાં હોત તો જરૂર મને શોક થાત; પણ આ જુલમગાર રાજાના ત્રાસથી હું બહુ દુઃખી થઇ છું અને તેથી જલ્દી મરણને શરણ થઇ દુઃખ મૂક્ત થવા ઇચ્છુ છું. મને દુઃખમાં ડુબા-

વવાથી આ જુલ્મી જાલીમનું સાતે પહેડીએ નખ્ખોદ જશે એવો આ અંતઃકરણનો શ્રાપ છે."

"આ કળીયુગમાં કોઇને કોઇનો શ્રાપ લાગતોજ નથી. પણ વારૂ તેં આજે આટલો બધો ઘુમટો ખેંચી તારૂં મુખ કેમ છૂપાવ્યું છે?"

"હું જાલીમસિંહના કાળા ઠીકરા જેવા મુખને જોવા ઇચ્છતી નથી. તેણે અનેક કુકર્મો કર્યા છે. પાપીનું મુખ મરતી વખતે જોવાથી અસદ્ગતી થાય છે, એ કારણથીજ હું મુખ ઢાંકીને ઉભી છું."

રાજાનું અપમાન થતું જોઇ ભૈરવાચાર્યને ક્રોધ ચડયો. તેણે વક્રનેત્રે પૂછયું, "તારે મરણ પહેલાં કંઇ કહેવું છે?"

"ના, કહેવાનું કહી દીધું છે; વધારે સાંભળવું હોય તો સાંભળો કે તમે પણ દુષ્ટ રાજાની જોડે કર્મચંડાળ થયા છો. લોભી ગુરૂ અને લાલચુ ચેલા એ વાકય ખરૂં કરી બતાવ્યું છે. તમે રૌરવ નર્કના અધિકારી છો."

"બસ ચૂપ થા. ચાલ આગળ આવ." ભૈરવાચાર્યે ક્રોધથી કહ્યું.

"લ્યો આ આવી." પ્રાણશંકર આગળ વધ્યો.

"હવે ઘુમટો ખોલી નાખ."

"જાલીમસિંહ અહિંથી ખસે અગર મરે તોજ આ ઘુમટો દૂર કરીશ."

"ઝાઝો લવારો કર નહિ, ઘુમટો ઉઘાડ."

"નહી ઉઘાડું, તમારાથી થાય એ કરી લ્યો."

ભૈરવાચાર્ય રોષથી નસકોરાં ફુલાવતો તેની નજીક ધસ્યો, અને સ્વહસ્તે ઘુંઘટ દૂર કર્યો. ઘુંઘટ દૂર થતાંજ ગુરૂને માથે પ્હાડ તૂટી પડયો. તે રૂક્ષ કંઠે બોલી ઉઠયો, "અરે આતો પ્રાણીયો!"

"હા, હવે બરાબર મને જાણીયો?" આમ ટોળમાં બોલી પ્રાણશંકર હસવા લાગ્યો. ત્યાં ઉભેલાઓના આશ્ચર્યની સીમા રહી

નહિ. જાલીમસિંહ તરત સમજી ગયો કે દગો થયો છે. તે આમને નિંદતો મૌન ધારી સર્વ પ્રકાર અવલોકી રહ્યો. ભૈરવાચાર્યના ક્રોધમાં વધારો થયો. તેણે ગર્જના કરી પૂછયું," અલ્યા પ્રાણીયા! તું ક્યાંથી આવ્યો છે?"

"નર્ક કુંડમાંથી?"

"શા માટે અહિં આવ્યો છે?"

"મને ત્યાં તમારા વિના ગમતું નથી. હું મરીને અવગતીયો પ્રેત થયો છું. પુષ્પાને મ્હેં તેના મહેલમાંથી ઉંચકી જંગલમાં ફેંકી દીધી છે. તેનાં કપડાં પહેરી હું આ સિપાહી સાથે અહિં આવ્યો છું. ગુરૂ મહારાજ! ચાલો આપણે જલ્દીથી નર્ક કુંડમાં જઇ પડીયે. ત્યાં સારૂં સુખ મળશે." કહી પ્રાણશંકર ગુરૂને ભય પમાડવા નાચવા કુદવા લાગ્યો. ભૈરવાચાર્યની ખાત્રી થઇ કે તે નક્કી ભૂત થઇનેજ અહિં આવેલો છે, માટે તેને બળીદાન આપ્યા વિના અહિંથી જશે નહિ. આમ વિચાર કરે છે એટલામાં ગયબી ગંભીર અવાજ સંભળાયો કે, "બળીદાનની કેટલી વાર છે?"

સઘળા ચમકીને જોઇ રહ્યા. અવાજ ભૈરવની મૂર્તિ આગળથી આવતો હતો. આથી સર્વ સમજ્યા કે વાર લાગવાથી શ્રી ભૈરવનાથ બોલ્યા. ભૈરવાચાર્ય ફાટી આંખે તે તરફ જોઇ રહ્યો. કંઇ જવાબ નહિ મળવાથી પુનઃ અવાજ થયો, "કેમ કોઇ જવાબ આપતું નથી? મને અહિં બોલાવી શા માટે ખોટી કરો છો? લાવો, લાવો, બળીદાન જલ્દી લાવો; હું આતુર થઇ રહ્યો છું." ભૈરવાચાર્ય બે હાથ જોડી બોલ્યો, "પ્રભુ! ક્ષમા કરો. મનુષ્ય બળીદાન આ ભૂતે ભગાડયું છે, હું આ પળેજ પશુના બળીદાનથી આપને તૃપ્ત કરૂં છું."

"હું પશુનું બળીદાન ઇચ્છતો નથી. મારે માટે તો જે તૈયાર કર્યું હતું તેજ લાવો. પાપીઓ! તમે મને ઠગ્યો છે. તેમાં આ લુચ્ચા જાલીમસિંહનો હાથ છે. હું હમણાંજ તમને પાયમાલ કરૂં છું."

ભૈરવાચાર્યે જાલીમસિંહના સામે જોયું. તે થરથર ધ્રુજતો હતો. ભૈરવાચાર્યે પુનઃ બોલવું શરૂ કર્યું, "દાદા! એમાં જાલીમસિંહનો વાંક નથી, તે તો આપનો સાચો સેવક છે."

"નહિ, તે ઘણો પાપી છે; તેણે તને પણ બગાડયો છે. જ્યારે મારાથી સહન થયું નહિ ત્યારેજ મારે પ્રત્યક્ષ થઇ તને કહેવું પડયું છે. તું જો કે મારો સેવક છે; પણ તેં તારા ધર્મને વિસર્યો છે. મારા સેવકો પ્રાણાંતે પણ દુષ્કર્મો કરતા નથી. જે અજ્ઞાની છે તેજ ખરાબ રીતે વર્તી મને મદ્ય માંસનો ભોગ આપે છે; પણ હું તેથી તૃપ્ત થયો નથી. તે બળીદાન ખાવાને માટે હું ભૂત–પ્રેતોને મોકલું છું. આ જાલીમે એક પવિત્ર કન્યાને ઘણી દુઃખી કરી છે. તેજ કારણથી તેને માથે દુઃખ આવી પડયું છે. એક બે દિવસમાંજ તેના દુષ્મનો તેના નગરનો કબજો લેશે અને જાલીમસિંહ જીવતો કેદ પકડાશે. બસ આ તેનું છેવટનું ભવિષ્ય છે. તારે જો જીવવું હોય તો તું આ પળેજ જાલીમનો ત્યાગ કરી તારા શિષ્ય પ્રાણશંકર સાથે ચાલ્યો જા. હું તેનો ભૂતમાંથી મનુષ્યમાં ઉદ્ધાર કરીશ, કારણ કે તે અકાળે મરણ પામ્યો છે; હજી તેનો આવરદા બાકી છે. બોલ શું વિચાર છે?"

"પ્રભુ! દયા કરો, જાલીમસિંહનો મારાથી ત્યાગ કરી શકાશે નહિ. તેણે મારૂં આજ પર્યંત પાલન કર્યું છે."

"તેણે હરામના ધનથીજ તારૂં પાલન કર્યું છે; માટે જો જીવવું હોય તો માન."

"હું તેમ કરવાને અશક્ત છું. જાલીમસિંહ મારો સાચ્ચો સેવક છે."

"ત્યારે જોઈ લે કે હવે તમારી શું દશા થાય છે. તમે એક પણ માણસ આ સ્થળેથી જીવતાં બહાર જઇ શકનાર નથી. તમે મને બળીદાનની લાલચ આપી અહિં બોલાવી ઠગ્યો છે; તેનું તમને

ભયંકર ફળ મળવુંજ જોઇએ. હું એકને બદલે અનેકનાં બળીદાન લઇ સંતુષ્ટ થઇશ." આવી રીતનું બોલી અદશ્ય છૂપાઇ રહેલા વૃદ્ધ પુરૂષે હાથમાં રાખેલા પત્થરને ગોળ ફેરવવા માંડયો, તેની સાથેજ ચારે તરફથી અગ્નિના મોટા ભડકા નીકળી ત્યાં ઉભેલાઓની તરફ જવા લાગ્યા. ગુપ્ત સ્થળ પ્રકાશમય થઇ રહ્યું. ભૈરવ ભકતો ભયભીત થઇ ચીસો પાડી નાશ ભાગ કરવા લાગ્યા. ભૈરવાચાર્યના પણ હોંશ–કોશ ઉડી ગયા. તે પાંદડાંની માફક થરથરવા લાગ્યો. જાલીમસિંહ નાશી જવાની ઇચ્છાથી પાછે પગલે ધીમે ધીમે ખસવા લાગ્યો. અગ્નિની જવાળાઓ પાસે આવતી ગઇ. છેવટે ભૈરવાચાર્ય બૂમ પાડી ઉઠયો, "પ્રભુ ! બચાવો."

"મારૂં કહેવું માન."

"હું આપનું કહેવું કબુલ કરૂં છું. પ્રભુ ! આજ્ઞા જણાવો ?"

"તું પ્રથમ આ અગ્નિ કુંડમાં જાલીમસિંહને હોમી દે. જો, તે પણ તને દગો દઇને નાશી જાય છે. જો તે તારો સાચો સેવક હોત તો કદાપિ કાળે તને ત્યાગીને જવાનો પ્રયત્ન કરત નહિ."

ભૈરવાચાર્યે જાલીમસિંહ તરફ જોયું. પોતાને અગ્નિ કુંડમાં હોમવાનું સાંભળતાં જ તે મૂઠીયોવાળી નાઠો અને જોતજોતામાં બહાર નીકળી ગયો. ભૈરવાચાર્ય તેની પાછળ જોઇ રહ્યો. તેને અપાર ક્રોધ ચઢયો. તેણે તેજ ક્ષણે પોતાના સેવકોને તેની પાછળ દોડાવ્યા; પણ સેવકોને નિરાશ વદને પાછું આવવું પડયું. જાલીમસિંહ બહારનું બારણું બંધ કરતો ગયો હતો. અગ્નિની જવાળાઓથી સઘળા દાઝતા હતા. જ્વાળાઓ નજીક આવતી હતી. ભૈરવાચાર્ય પોક મૂકી બોલી ઉઠયો, "પ્રભુ ! બચાવો. હું હવે શું કરૂં ? જાલીમસિંહ તો પસાર થઇ ગયો."

"હું તેનું બળીદાન નક્કી લઇશ. હું તેને રાજપાટ વિનાનો બનાવી મારૂં વૈર વાળીશ. તું મારો સેવક છે. હું તને બચાવીશ; પણ

તે પહેલાં તારે સખ્ત પ્રતિજ્ઞા કરી તમામ પાપકર્મો અને વ્યસનોનો ત્યાગ કરી નેકીના રસ્તે ચઢી જન સમાજની સેવા સ્વીકારવી પડશે. બોલ, તને મારૂં આ કહેવું કબુલ છે ?"

"કબુલ, કબુલ, બાપજી ! હજાર વાર કબુલ. હું આપના સોગન ખાઇને કહું છું કે હવેથી આપના કહ્યા મુજબ જ વર્તીશ. પ્રભુ ! હવે આ અગ્નિની જવાળાઓને શાન્ત કરો. અમારાથી તાપ સહન થઇ શકતો નથી."

થોડીવારે અગ્નિની જવાળાઓ શાન્ત થઇ. ભૈરવાચાર્યે જમીન પર લાંબા પડી પ્રણામ કર્યા. પુનઃ વૃદ્ધપુરૂષે બોલવું શરૂ કર્યું. "તું મારો સેવક હોવાથીજ આજે બચી જાય છે. તારા અનેક અપરાધો છે. ત્હેં તારૂં સાધુ જીવન પાપ કાર્યો કરી નષ્ટ કર્યું છે. હવેથી એવું કરીશ નહિ. તારા સઘળા સેવકોને પણ હવે સુધારજે. હું હવે આ સ્થળનો ત્યાગ કરી સદાને માટે ચાલ્યો જાઉં છું અને જતાં પહેલાં તને જણાવું છું કે તું સઘળા ઢોંગ ધતુરા છોડી દઈ જન સમાજની સેવા કરી તેમને બોધ આપજે. ત્હેં અખૂટ દ્રવ્ય એકઠું કર્યું છે, તેને દુઃખી દરિદ્રીના દુઃખ દૂર કરવામાં વાપરજે. એથી કરીને તારી ચારે તરફ કીર્તિ ફેલાશે. હું તારા શિષ્ય પ્રાણશંકરને ભૂતમાંથી મનુષ્ય બનાવું છું. તે તારી સેવા કરશે. તેનું તું પુત્રવત્ પાલન કરજે. તેને તારા લીધે જ અકાળે મરીને ભૂત થવું પડયું છે. મારા અહિંથી ગયા પછી તું અને પ્રાણશંકર તારા આ તમામ સેવકો સાથે બહાર નીકળજે. બહાર નીકળયા પછી તને જમણી બાજુના એક વૃક્ષ નીચે એક વૃદ્ધ માણુસ ઉભેલો જણાશે. તે મારૂં બીજું સ્વરૂપ છે; તે સઘળી વાત જાણે છે. તેની પાસે તમે સઘળા જજો, તે તમારૂં રક્ષણ કરી સુમાર્ગે ચઢાવશે. આ રઘુમલ સિપાહીને પણ પાંચસો સોના મ્હોરો બક્ષીસ આપી સાથે લઇ જજે. તેને પુષ્પાયુધની સેવાનો લાભ મળશે. જ્યારે મધુપુરમાં

પુષ્પાયુધ પ્રવેશે ત્યારે તું તારૂં તમામ દ્રવ્ય અહિંથી લઇ જજે. મારા આ શબ્દો સ્મરણમાં રાખજે. મારો વખત હવે પૂરો થાય છે, હું હવે જાઉં છું; તું પણ હવે જલ્દીથી આ સઘળા સાથે ચાલ્યો જા. જો, જતાં પહેલાં તારા પ્રાણીયાને માણસ બનાવું છું." આટલું લંબાણ વિવેચન કરી તે અદૃશ્ય રહેલા વૃદ્ધે ત્રણ તાલી બજાવી; કે જેથી પ્રાણશંકર એક ચીસ પાડી જમીનપર પડયો. સઘળાએ ભૈરવનાથની જય ગર્જના પોકારી. શાન્તિ છવાઇ ગઇ. થોડીવારે પ્રાણશંકર સાવધ થઇ ભૈરવાચાર્યને નમ્યો. ગુરૂએ હસ્તે વદને તેના સામે જોઇ માથે હાથ મૂકયો. તેણે પુષ્પાના પોશાકનો ત્યાગ કરી પુરૂષ પોશાક પહેર્યો. બાદ ભૈરવાચાર્યે પોતાની સાથે આવવા ઇચ્છનારાંઓને તૈયાર થઇ સાથે આવવાનું સૂચવ્યું. સઘળાં પોત પોતાનો સામાન લેવાને ચાલ્યાં ગયા. ભૈરવાચાર્ય પ્રાણશંકર અને રઘુમલને લઇ ભંડારમાં ગયો. તે તકનો લાભ લઇ વૃદ્ધપુરૂષ આવ્યો હતો તે રસ્તે થઇને બહાર નીકળી પોતે જણાવેલા વૃક્ષ નીચે જઇને ઉભો. ભંડારમાં ગએલો ભૈરવાચાર્ય જોઇતો સામાન સાથે લઇ સઘળા સાથે ઉપર આવેલા ભૈરવનાથની મૂર્તિ આગળના કુંડમાંથી બહાર નીકળ્યો. તેણે બહાર નીકળી આસપાસ જોવા માંડયું. વૃદ્ધપુરૂષ વૃક્ષ નીચે ઉભેલો જણાયો. સઘળા તેને નમ્યા. તે વૃદ્ધે આશિષ આપી પોતાની સાથે ચાલવાનું જણાવ્યું. વૃદ્ધ તેઓને લઇ છાવણી તરફ જવા લાગ્યો.

## પ્રકરણ ૩૫ મું.

### "પાપી પકડાયો."

ભૈરવના મંદિરમાંથી નીકળેલું મંડળ મોટા પરોઢીઆના સમયે પુષ્પાયુધના તંબુ આગળ આવી પહોચ્યું. તેમને આવતા જોઇ સૈનિકોએ ગરબડ મચાવી મૂકી. કોલાહલથી બીજા તંબુમાં સુતેલો મનહર જાગી

ઉઠયો. તેણે બહાર નીકળી તપાસ કરી તો તેને ગુરૂનાં દર્શન થયાં. મનહરે તેમની પાસે દોડી આવી પ્રણામ કર્યાં. વૃદ્ધપુરૂષે તેના માથે હાથ મૂકયો. સૈનિકો આશ્ચર્યતાથી જોઇ રહ્યા. વૃદ્ધપુરૂષે સર્વનું કુશળ પૂછ્યું. મનહરે સર્વના સમાચાર જણાવ્યા. તે પછી મનહર ગુરૂ તથા ભૈરવાચાર્યને અને પ્રાણશંકરને સાથે લઇ બાકીનાઓને બહાર રાખી પુષ્પાયુધના તંબુમાં પ્રવેશ્યો. આ વખતે પુષ્પાયુધ પ્રાતઃ કર્મ કરતો હતો. પેલી ભેદ ભરેલી રમણી અને પુરૂષના પોશાકમાં ઢંકાએલી પુષ્પાવતી ધીના દીપકો પ્રકટાવી તેને પૂજનમાં મદદ કરતાં હતાં. ગુરૂની પર દૃષ્ટિ પડતાં તેમણે પ્રણામ કર્યાં. મનહરે આસન આપી સર્વને બેસવાનું સૂચન કર્યું. થોડીવારે રાજકુમાર પણ પૂજનમાંથી પરવારી ત્યાં આવ્યો. મનહરે પોતાના આશ્રય દાતા ગુરૂનો પરીચય કરાવ્યો. પુષ્પાયુધે મહાત્માને સહર્ષ પ્રણામ કરી શિર નમાવ્યું. ગુરૂએ આશિષ આપી બેસવાનું સૂચવ્યું. પુષ્પાયુધે નીચે બેશી પુષ્કરરાજ, અમૃતરાય—માધવસિંહ અને વિષકન્યાને બોલાવી લાવવા એક પહેરેગીરને આજ્ઞા કરી. પહેરેગીર સિપાહી તેઓને બોલાવી ત્યાં હાજર થયો. પુનઃ મનહરે ગુરૂનું સઘળાંને ઓળખાણ કરાવ્યું. વૃદ્ધપુરૂષે સઘળાને ભૈરવાચાર્યનો પરીચય કરાવી તેની અથઇતી વાર્તા કહી સંભળાવી. આ વખતે ભૈરવાચાર્ય નીચું વદન કરી વૃદ્ધ પુરૂષની પાછળ બેઠો હતો. પુષ્પાયુધે અને વિષકન્યાએ તેને આશ્વાસન આપી રાજમંદિરના ગુરૂની પદવી આપી. ભૈરવાચાર્યે ખુશ થઇ સઘળાંને આશિષ આપી. તે પછી વૃદ્ધ પુરૂષે હવે શું કરવા ધાર્યું છે તે વિષે પૂછ્યું. જવાબમાં પુષ્પાયુધ કહેવા લાગ્યો કે, "છેવટનું પરીણામ આજે જ આવવાનો સંભવ છે. મને સારી રીતે સમાચાર મળયા છે કે અંદરના લોકો પણ અકળાઇ ગયા છે. જાલીમસિંહના જુલ્મી સૈનિકો પ્રજાના ધન ભંડાર અનાજ વગેરે લૂંટી ગયા છે. પ્રજામાં ભૂખ મરો ફેલાયો છે. પ્રજાએ રાજા પાસે અનાજની માગણી કરી જણાવ્યું

છે કે જો અમને અનાજ નહિ આપો તો નગરના દરવાજા ઉઘાડી નાખીશું. આથી જાલીમસિંહ ભયભીત થઇ ગયો છે. તેના સૈનિકો અને સરદારો પણ કંટાળી ગયા છે. મ્હેં તેના જીર્ણ થએલા કિલ્લાના એક વિભાગ તરફ દારૂની સુરંગ ભરાવી છે. આજ પ્રાતઃ કાળમાંજ સુરંગ ફોડી કિલ્લાને જમીનદોસ્ત કરીશું. પ્રભુ કૃપાએ આજે આપણો વિજય છે."

પુષ્પાયુધનું કહેવું સાંભળી ભૈરવાચાર્ય બોલ્યો, "કુમાર ! અન્યાયી આખરે ડુબે છે અને ન્યાયી તરે છે. દુષ્ટ જાલીમે તને અને તારી પવિત્ર પત્નીને દુઃખ દેવામાં કંઇ બાકી રાખ્યું નથી. હું પણ તારો અપરાધી છું. પાપીના કહેવાથી હું પુષ્પાવતીને એક વખતે સમજાવવાને ગયો હતો. મ્હેં તેને અનેક પ્રકારે સમજાવી છેવટે ભય પણ બતાવ્યો હતો; પરંતુ તે પવિત્ર પ્રેમદા તેના દ્રઢ ટેકમાંથી લગીર પણ ચળીત થઇ નહોતી. ધન્ય છે, તે પવિત્ર પુષ્પાવતીને. જેવો રાજા તેવી પ્રજા. પાપી રાજાના સહવાસથીજ મારી બુદ્ધિ પાપમય બની હતી. હવે તે સઘળાંનો હું પશ્ચાતાપ કરૂં છું. કુમાર ! તું મારી સાથે થોડાક સૈનિકો મોકલ. હું ભૈરવનાથના મંદિરમાંના ગુપ્ત રસ્તે થઇને રાજાના મહેલમા જવા ધારૂં છું. ત્યાં તે પાપી રાજા છૂપાયો હશે. હું તેને જીવતો પકડી તારા ચરણમાં રજુ કરીશ."

ભૈરવાચાર્યનું બોલવું સાંભળી સઘળા વિચારમાં પડી ગયા. પુષ્પાયુધ કંઇ જવાબ આપે તે પહેલાં જ રાણી વિષકન્યા બોલી ઉઠી, "ગુરૂ મહારાજ ! આપનું કહેવું સત્ય છે. તે રસ્તાની મને અત્યારે જ સ્મૃતિ થઇ આવી છે. તે રસ્તે થઇને વગર પ્રયાસે અંદર જવાશે. ચાલો, હું પણ મારી સાથે બસો સૈનિકો લઇ આ પળેજ તમારી સાથે આવું છું." વિષકન્યાને ઓળખી ભૈરવાચાર્ય ક્યારનોએ વિચાર કરતો હતો, તે હવે તેનું આવું બોલવું સાંભળી આશ્ચર્ય પામ્યો; અને

રાજા જાલીમસિંહને હજારો શ્રાપ આપવા લાગ્યો. તેણે વિષકન્યાને સાથે આવવાની સંમતી આપી. વિષકન્યા સઘળાની રજા લઇ બસો સૈનિકો સાથે તેની સાથે જવાને તૈયાર થઇ. ભૈરવાચાર્યે ઉભા થઇ વૃદ્ધ પુરૂષના સામે જોયું. વૃદ્ધે તેને હસ્તે વદને જવાની રજા આપી. પ્રાણશંકર પણ સાથે જવાને તૈયાર થયો. બસો સૈનિકોને લઇ ભૈરવાચાર્ય વિષકન્યા સાથે ભૈરવના મંદિર તરફ ચાલ્યો. તે થોડીવારે મંદિરમાં આવી સઘળાં સાથે કુંડમાંના રસ્તે થઇને અંદર ઉતર્યો. અંદર કેટલેક સુધી અંધકાર આવતો હોવાથી બે મશાલો સળગાવી લીધી હતી. સઘળું મંડળ ચાલતું ચાલતું મહેલમાં જવાના દ્વાર આગળ આવી અટક્યું, કારણકે જાલીમસિંહે અંદરથી નાશી જઇ બહારથી બારણાંને બંધ કરી ઉપર તાળું લગાવ્યું હતું. તે બારણાં જલ્દી ટૂટી જાય એવાં પાતળાં હતાં. ભૈરવાચાર્યે અગાઉથી સાથે રખાવેલા હથોડા અને કુહાડા વડે બારણાંને તોડી પાડવાની આજ્ઞા કરી. બારણાં ઉપર હથોડા અને કુહાડાના ઘા પડવા લાગ્યા. ગુપ્તગૃહ ખળભળી ઉઠયું. થોડીવારમાં તો બારણાંની બહાર પણ સૈનિકોનો કોલાહલ થતો સંભળાયો. ભૈરવાચાર્યનો આ વખતે દેખાવ વિચીત્ર હતો. તેણે તેના ખભા પર ચળકતી ફરસી મૂકી હતી. જાલીમસિંહને બાંધવા માટે વણેલું દોરડું ડાબા ખભા પર ભરાવી દીધું હતું. તે વારંવાર વિષકન્યાના મુખ સામે જોતો હતો. તે મનમાં એમ વિચારતો હતો કે આ કુટિલ રાણી કદાપિ સુધરી નીતિના રસ્તે આવે એમ લાગતું નહોતું; પણ નક્કી તે વૃદ્ધના અવતારમાં રહેલા મારા ભૈરવદાદાએજ તેને ચમત્કાર દેખાડી સુધારી હશે. વીરવેષમાં સજ્જ થએલી રાણી વિષકન્યા સૈનિકોને બારણાં તોડવા ઉત્સાહ આપતી હતી. થોડીવારમાંજ બારણાં ટૂટી ગયાં. અંદરના સૈનિકોને અસંખ્ય સૈનિકો બહાર ઉભેલા જણાયા. ભૈરવાચાર્યે ભયંકર અવાજ કરી સઘળાને દુશ્મનો પર ટૂટી પડવાની આજ્ઞા આપી. બસો

સૈનિકો બહાર નીકળી સામેના હરીફો પર ટૂટી પડયા. વિષકન્યા ચારે તરફ તલવાર ફેરવી શત્રુઓને જમીન પર સૂવારવા લાગી. રાજ મહેલમાં મારો–કાપોના પોકાર મચી રહ્યા. ભૈરવાચાર્ય ફરશુરામનું સ્વરૂપ ધરી શત્રુઓના બે ભાગ કરી ચારે તરફ કુદતો હતો. પ્રાણશંકર હાથમાં તલવાર પકડી ગુરૂની પાછળ–પાછળ ભમતો હતો. ભૈરવાચાર્યની ભૈરવ મૂર્તિ જોઇ જાલીમસિંહના સૈનિકો ડરી ગયા અને રાજાના માનીતા ગુરૂનેજ રાજાથી વિરૂદ્ધ વર્તતો જોઇ તેઓ નિરાશ બની પાછા હઠવા લાગ્યા. જાલીમસિંહ પોતાના મહેલમાં ગરબડ સાંભળી ત્યાં દોડી આવ્યો અને જુએ છે તો ભૈરવાચાર્યને ભયંકર કૃત્ય કરતો જોયો. જાલીમે "ગુરૂ, ગુરૂ! આ શું કરો છો?" કહી એચાર બુમો મારી. તેના જવાબમાં ફરસીથી સિપાહીઓને કાપતો રૌદ્ર મૂર્તિ ભૈરવાચાર્ય બોલી ઉઠયો, "હું હવે તારો ગુરૂ નથી. તેં મને ડુબાવ્યો છે. હું આજે મારા ભૈરવને તારૂં બળીદાન આપનાર છું." આમ બોલતો ભૈરવાચાર્ય રાજાની સન્મુખ દોડયો. રાજાને બચાવવા તેના અંગ રક્ષકો વિંટાઇ વળ્યા. ત્યાં જબરી ધમાલ મચી રહી. નજીકમાં અનાજના કોઠારનો ઓરડો આવેલો હતો. તેમાં ગરીબ પ્રજાનું લુંટી લીધેલું અનાજ ભર્યું હતું. આ હરામનું અનાજ પાપીઓના પેટમાં જવું ના જોઇએ એમ વિચારી વિષકન્યાએ મશાલવાળાઓને કોઠાર સળગાવવાનું કહ્યું. મશાલવાળા યુક્તિથી કોઠાર આગળ ગયા; અને જલ્દી બળે એવા તેલ ઘી વગેરેના ડબ્બાને ઢોળી નાખી મશાલો ચાંપવા લાગ્યા. જોત જોતામાં અનાજનો કોઠાર ચારે તરફથી સળગી ઉઠયો. ધુમાડાના ગોટેગોટ નીકળવા લાગ્યા. અગ્નિની જવાળાઓથી સર્વત્ર પ્રકાશ પડી રહ્યો. જાલીમસિંહ ગભરાયો. પુરૂષ પોશાકમાં શોભતી વિષકન્યા અપૂર્વ પરાક્રમ દર્શાવવા લાગી. જાલીમસિંહને સ્વપ્ને પણ આશા નહોતી કે રાણી

વિષકન્યા મારી સામે યુદ્ધ કરવા આવી છે. તે શંકાશિલ દ્રષ્ટે યુદ્ધમાં ઘુમતા એ મૂછ વિનાના તરૂણ સામે જોઇ રહ્યો. રાજાને ત્યાં જોઇ સૈનિકો મરણીયા થઇ લઢતા હતા અને દીપકમાં પતંગીઆં પડે એમ ટપોટપ સામેના હરીફોની તલ્વારોથી કપાઇ જમીનપર પડતા હતા. ભૈરવાચાર્યના યોદ્ધાઓ શત્રુઓને મારતા–મારતા છેવટે રાજમહેલની બહાર લાવ્યા. ત્યાં જાલીમ-સિંહના બીજા સૈનિકો તૈયાર હતા. તેમણે રાજાની આજ્ઞાથી શત્રુઓ પર આક્રમણ કર્યું. એ અરસ્સામાંજ સુરંગ ફૂટવાનો ભયાનક ધ્વની થયો, તે સાથેજ અંદરના સૈનિકોએ હર–હર મહાદેવનો પ્રતિઘોષ કર્યો. એક બે ત્રણ એમ ઉપરા ઉપરી જબરા અવાજોની સાથેજ કિલ્લો જમીન દોસ્ત થયો. ભયાનક ધરતી કંપની પેટે ધરા ધ્રુજી રહી. બહારનું તમામ સૈન્ય મારોકાપોના પોકાર પાડતું અંદર દોડી આવ્યું. જાલીમસિંહ હતાશ–નિરાશ બની ભાગ્યદેવીની ભયંકરતા જોઇ રહ્યો. પાપી-ના સૈનિકો નાસવા લાગ્યા, કેટલાક શરણ થયા. આવું જોતાંજ ભૈરવાચાર્ય જાલીમસિંહ તરફ દોડયો. જાલીમે તેને મારવાના ઇરાદે સમશેર ઉંચી કરી, કે તરત પાછળથી વિષકન્યાએ દોડી આવી તેની ઉંચી થએલી શમશેર પર પોતાની લાંબી તલવારનો પ્રહાર કર્યો. જાલીમના હાથમાંથી સમ-શેર નીચે પડી ગઇ. ભૈરવાચાર્ય ભૂતની માફક રાજાના અંગ પર ધસી ગયો. પ્રાણશંકરે અને રઘુમલ સિપાહીએ રાજાને પકડયો. ભૈરવાચાર્યે તેને ચારે તરફથી દોરડાવડે જકડી લીધો; અને જેમ મદારી વાંદરાને ખેંચી જાય એ પ્રમાણે તેને દૂર ખેંચી જઇ ઉભો રહ્યો. આવી રીતે લગભગ બે કલાક ગરબડ મચી રહી. સવાર થઇ ગયું હતું. દિનમણીએ જગતને કયારનું એ પ્રકાશમય બનાવી દીધું હતું. હવે એક પણ શત્રુ સિપાહી યુદ્ધ કરતો નથી જાણીને સેનાપતિ માધવસિંહે વિજય પતાકા ચઢાવી યુદ્ધ બંધ કર્યું. સર્વત્ર જયજયકાર થઇ રહ્યો. જાલીમના જીવતા રહેલા થોડાક સરદારો

ક્યારનાએ હથીઆર સોંપી પુષ્પાયુધને શરણે થયા હતા. એવામાં ભૈરવાચાર્ય જાલીમસિંહને ત્યાં ઘસડી લાવ્યો. પુષ્પાયુધે તેની સામે વક્ર નેત્રે જોઇ તેને તે વખતે રાજમહેલના એકાદ ઓરડામાં પૂરતા બંદોબસ્તથી રાખવાનું ચંપાનગરના સેનાપતિને સૂચવ્યું. સેનાપતિ તેને લઇ ચાલ્યો ગયો. પુષ્પાયુધે રાજમહેલનો કબજો લઇ વિજય વાવટો ફરકાવ્યો. શાન્તિનાં વાજાં વાગવા લાગ્યાં.

## પ્રકરણ ૩૬ મું.

### છેવટ.

જાલીમસિંહનો પરાજય સાંભળી પ્રજાને અત્યાનંદ થયો. તેઓ જુલ્મી રાજાના પાશમાંથી છૂટયાં તેથી પ્રભુનો ઉપકાર માનવા લાગ્યાં. પુષ્પાયુધે પુષ્કરરાજની સલાહ લેઇ સાંજના દરબાર ભરવાનો નિર્ણય કર્યો. સેવકો સાંજના દરબારની તૈયારીને માટે દરબારગૃહ વાળી ઝુડી સાફ કરી આસનો ગોઠવવા લાગ્યા. રાજકુમારે પોતાના પિતાને મધુપુર બોલાવવાને એક ઘોડેસ્વારને સત્યપુર તરફ રવાને કર્યો. મધુપુર પર જોકે વિજય મેળવ્યો હતો પરંતુ તેના મુખ પર શોકની છાયા જણાતી હતી, કારણ કે તેની પ્રિય પત્ની પુષ્પા હજી તેને મળી નહોતી. તેણે આખા નગરમાં તપાસ કરાવી, જુના ખંડેરો જોયાં; પણ કોઇ સ્થળે પુષ્પાનો પત્તો મળયો નહિ. રાજકુમારે જાલીમસિંહને પૂછાવ્યું પણ તેણે તે વખતે સંતોષ કારક જવાબ આપ્યો નહિ. ભૈરવાચાર્યને પૂછતાં તેણે જણાવ્યું કે એક પ્રબળ પિશાચે પુષ્પાવતીને જંગલમાં ફેંકી દીધી છે. તેનું આવું બોલવું કોઇના ધ્યાનમાં ઉતર્યું નહિ. એ સમયે પુષ્કરરાજ—મનહર—ધર્મસિંહ

અને પેલો વૃદ્ધ પુરૂષ ત્યાં આવ્યા. પુષ્પાયુધે તેઓને આવકાર આપી આસનપર બેસાર્યા. કુમારનું શોકાતુર મુખ જોઇ વૃદ્ધ પુરૂષે કહ્યું, "પુષ્પાયુધ! તારા હૃદયમાં અત્યારે જે અસહ્ય દુઃખ ઉત્પન્ન થાય છે તેને દૂર કર. તારી પુષ્પાને હું થોડા વખતમાંજ તારી પાસે લાવીશ. તે અત્યારે ક્યાં છે તે કોઇ જાણતું નથી; ફક્ત હુંજ જાણું છું. તે હાલ નિર્ભય સ્થાને છે. હું તેનો અને તારો મેળાપ સાંજના દરબાર વખતે કરાવીશ, માટે તું હવે સ્વસ્થ થા."

વૃદ્ધના વચનોથી નિરાશ થએલા હૃદયમાં આશાનો સંચાર થયો. તેણે સાંજના દરબારમાં કરવા ધારેલી વ્યવસ્થાની મસલત ચલાવી. જાલીમસિંહને પણ સાંજના દરબારમાં બોલાવવાનો નિશ્ચય થયો. એવામા ભેદભરેલી રમણી, માધવસિંહ, અમૃતરાય રાણી વિષકન્યા વગેરે ત્યાં આવી બેઠાં.

છેવટે સાંજ પડી. દરબાર ભરાવાની તૈયારી થઈ. રાજમાર્ગપર સૈનિક ઘોડેસ્વારો દોડાદોડી કરવા લાગ્યા. સંભાવિત્ ગૃહસ્થો સારાં વસ્ત્રાભુષણ ધારણ કરી જવા લાગ્યા. રાજા અમરસિંહની સ્વારી પણ આવી પહોંચી. પુષ્પાયુધ પિતાને મળી ભેટી મહેલમાં લઇ ગયો. નિર્મીત સમય પહેલાં દરબારનો વિશાળ હોલ ચીકાર ભરાઇ ગયો. પુષ્કરરાજ, અમરસિંહ, ધર્મસિંહ, માધવસિંહ, અમૃતરાય વગેરે સરદારો અને સેનાપતિઓ દરબારગૃહમાં બિરાજમાન થઇ ગયા. સમય થતાં પુષ્પાયુધ રાજશાહિ પોષાક ધારણ કરી મનહરનો હાથ પકડી સભામાં આવ્યો. તેની પાછળ વૃદ્ધ પુરૂષ, ભૈરવાચાર્ય અને પ્રાણશંકર ચાલ્યા આવ્યા. સઘળા પોતપોતાની યોગ્યતા મુજબ ગોઠવેલાં આસનોપર બેશી ગયા. વચ્ચોવચ્ચ જાલીમસિંહનું સુવર્ણ સિંહાસન ખાલી પડ્યું હતું. તેની પાછળ ચક નાખી ભેદભરેલી રમણી, પુષ્પાવતી અને

રાણી વિષકન્યા બેઠાં હતાં. જાલીમસિંહનો પરાજય સાંભળી નજીકના અન્ય રાજા, ઠાકોરો પણ પુષ્પાયુધને અભિનંદન આપવાને આવ્યા હતા. રાજમહેલના ચોગાનમાં પુષ્કળ ભીડ થઇ રહી હતી. વાજીંત્રો મંગળસૂચક ગાનથી પ્રજાજનોનાં મન રંજન કરતાં હતાં. સભામાં શાન્તિ છવાઇ ગઇ. પુષ્પાયુધે રઘુમલ્લ જમાદાર સામે જોઇ જાલીમ-સિંહને લાવવાની આજ્ઞા કરી. રઘુમલ્લ ચાલ્યો ગયો અને થોડીવારે જાલીમને લઇ ત્યાં હાજર થયો. આ વખતે જાલીમસિંહ તદ્દન છૂટો હતો. તેનું મુખ ઉતરી ગયું હતું. માથું ખુલ્લું હતું. તેણે સભામાં આવી એકવાર આસપાસ નજર ફેંકી નીચું જોયું. સઘળાની નજર તેની તરફ ઠરી રહી. જાલીમસિંહને જોઇ મનહરે પૂછ્યું, "અત્યા-ચારી રાજા! ત્હેં હાથે કરીનેજ તારૂં સર્વસ્વ ગુમાવ્યું છે. તારાં પાપ કર્મને લીધેજ તું પૃથ્વીપતિ મટીને અત્યારે કંગાલ બન્યો છે. જો તારૂં પાષાણ હૃદય હવે નરમ થયું હોય તો જણાવ કે હાલ પુષ્પાવતી ક્યાં છે?" જાલીમસિંહે સ્હેજ ઉંચું જોઇ કહ્યું, "હું આ છેવટના વખતે હવે કદી પણ અસત્ય બોલનાર નથી. મ્હેં ચડતી પડતીના ચમત્કાર જોઇ લીધા છે. મારે હવે કંઇ પણ જોવાનું કે જાણવાનું બાકી રહ્યું નથી. આ દેહનું ગમે તેમ થાય તેની મને પરવાહ નથી. પુષ્પાવતીને જે મહે-લમાં મ્હેં રાખી હતી, ત્યાં તપાસ કરાવતાં તે ગૂમ થએલી માલુમ પડી છે. રણસંગ્રામને લીધે હું વિશેષ તપાસ કરી શક્યો નથી." તેનું બોલવું સાંભળી સઘળા વિચારમાં પડયા. જે હમેશાં અસત્ય વદ-નાર હોય છે તે કદાચ સત્ય બોલે પણ તેનું બોલવું કોઇ સત્ય માનતું નથી. જાલીમસિંહનું બોલવું સાંભળી મનહરને ક્રોધ ચઢ્યો. તેણે પુષ્પાયુધને તેનો ફેંસલો કરી નાખવાનું સૂચવ્યું. પુષ્પાયુધે પિતાના અને પુષ્કરરાજના સામે જોઇ ઇશારત કરી. તરત પુષ્કરરાજે વૃદ્ધ પુરૂષ સામે જોઇ કહ્યું, "હે મહાન્ પુરૂષ! આપની કૃપાવડેજ

અમે વિજય મેળવવાને ભાગ્યશાળી થયા છીએ; તો હવે કૃપા કરી આપ આ અન્યાયી રાજાનો ન્યાય કરો. અમે સઘળા આ સભાનો ભાર આપના શિરે મૂકીએ છીએ." પુષ્કરરાજનું બોલવું સાંભળી વૃદ્ધ પુરૂષે જાલીમસિંહ સામે જોઇ પૂછ્યું. "રાજા ! તું હવે શું કહે છે ?"

"હું ગુન્હેગાર છું, આપને ફાવે એ કરો." જાલીમે જણાવ્યું.

"પ્રથમ વિચાર નહોતો થયો કે આખરે પાપીનો પરાજય છે ?"

"માણસને જ્યારે સખ્ત ઠોકર વાગે છે ત્યારે જ સારાસારનું ભાન થાય છે."

"હું ધારૂં છું કે તારા હૃદયમાં અત્યારે પશ્ચાતાપ થતો હશે ?"

"તે જણાવવું અત્યારે નિરર્થક છે. રાંડયા પછીનું ડહાપણુ શું કામનું ?"

"પુષ્પાવતી પ્રત્યે હવે તારી કેવી ભાવના છે ?"

"તે હવે મારી પુત્રી છે. હું તેને જોઉં તો તેના ચરણુમાં પડી તેની ક્ષમા માગું. તે પુન્યવતીનાં દર્શન કરીને જ હું પાવન થનાર છું."

"તારે પુષ્પાને જોવી છે ?"

"હા, આ હૃદયની એવી પ્રબળ ઇચ્છા છે ખરી."

વૃદ્ધ પુરૂષે થોડીક્ષણુ વિચાર કરી મોટેથી બૂમ મારી, "બેટા પુષ્પા ! બહાર આવ."

તરત પુષ્પાવતી ઘુંઘટો ખેંચી સિંહાસનની પાછળ આવી ઉભી રહી. તેનું મુખ ઢંકાએલું જોઇ પુનઃ વૃદ્ધે કહ્યું, "પુત્રી ! આ સ્થળે ઘુંઘટની જરૂર નથી. આ પતિત રાજા તારા મુખદર્શનથી પાવન થવાને ઇચ્છે છે. તું તેની છેવટની એ ઇચ્છા પરીપૂર્ણુ કર."

પુષ્પાએ ઘુંઘટ દૂર કર્યો. જાલીમસિંહે તેના સામે જોઇ બે હાથ જોડયા. તેણે બોલવાનો પ્રયત્ન કર્યો પણુ તે બોલી શક્યો નહિ. તેની

આંખ્યોમાંથી જળ વહેવા લાગ્યું. પુષ્પાવતી ચક્રમાં ચાલી ગઇ. તે પછી વૃદ્ધપુરૂષે પૂછ્યું, "રાજા! જ્યારે મનુષ્યની પડતી આવે છે ત્યારે તેનાં છેક નીકટનાં સંબંધીયો પણ તેનો ત્યાગ કરીને ચાલ્યાં જાય છે. તે પ્રમાણે તારો સેનાપતિ માધવસિંહ અને તારી રાણી વિષકન્યા પણ તારો ત્યાગ કરી અમારાં મદદગાર થયાં છે. તેઓ તારા પ્રસંગથી અનીતિમય બન્યાં હતાં; પરંતુ હાલ તેમના હૃદય નિર્મળ થએલાં છે."

"તેમને પણ જોવાની મારી ઉત્કર્ષ અભિલાષા છે."

"જો તેઓ આ રહ્યાં." કહી તેણે માધવસિંહ અને વિષકન્યાને ત્યાં બોલાવ્યાં. બન્ને જણાં જાલીમસિંહના સામે જોઇ રહ્યાં. જાલીમ તેમને જોતાંજ રડી પડયો. તેણે ગદ્‌ગદ્‌ કંઠે કહેવા માંડયું, "હું તમારો અપરાધી છું. મ્હેં તમારા પ્રત્યેની મારી ફરજ બજાવી નથી. તમે ખરા હૃદયથી મને ક્ષમા આપજો. તમે સુજ્ઞજનોના શરણમાં જવાથી સુખી થયાં છો. તમે સદા સુખી રહી દુનિયાંનું શ્રેય કરજો એવી મારી તમને વિનંતી છે. રાણી! આપણે આ સંસારમાં આવી આપણું કર્તવ્ય વિસાર્યું છે. આ પાપીના પ્રસંગથી તું પણ પતિત થઇ છે. પરંતુ ત્હેં મારો ત્યાગ કરવાથી ઘણુંજ સારૂં કર્યું છે. તું તરી છે, હું ડુબ્યો છું; હું શું કરૂં?" કહી જાલીમ નીચું જોઇ અશ્રુ વહેવરાવવા લાગ્યો. માધવસિંહ મૌન રહ્યો. રાણીએ તેને આશ્વાસન આપી કહ્યું, "હવે શોક કરવાથી કંઇ વળનાર નથી. માટે તમે હજી પણ જો તમારૂં જીવન સુધારવાને ઇચ્છતા હો તો પરમકૃપાળુ પરમાત્માની મદદ માગો. તે અવશ્ય તમને સ્હાય કરશે. તમારે આ વખતે શું કરવું તે તમે સારી રીતે સમજી શકો છો; તેથી હું વધારે કહી શકતી નથી. મને તમારા માટે ઘણું લાગી આવે છે; પણ હું અત્યારે શું કરી શકું? આ ઉભેલા પવિત્ર

પુરૂષ તમારૂં શ્રેય કરશે એવી મારી આશા છે. તમે તમારા દુઃખી વિચારોનો ત્યાગ કરી હવે શ્રી નારાયણનું ધ્યાન ધરો. અંત વખતનો સાચો બેલી ફક્ત એજ છે. લ્યો હવે હું જાઉં છું.” કહી રાણી ત્યાંથી પાછી ફરી ચકમાં આવી. સ્વામીની દુર્દશા જોઇ તેની આંખ્યોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં હતાં. રાણીના ગયા પછી વૃદ્ધે પૂછ્યું, “ રાજા ! હવે તારી કંઇ ઇચ્છા બાકી રહી જાય છે ?”

“ ના, હું હવે મૃત્યુનીજ રાહ જોઇ રહ્યો છું.”

“ તારે તારા ગુરૂ ભૈરવાચાર્યને કંઇ પૂછવું છે ?”

જાલીમસિંહ જવાબ આપે તે પહેલાં તો ભૈરવાચાર્ય આસનપરથી ઉભો થઇ બોલી ઉઠયો:—“હું તે કર્મચંડાળનું બોલવું સાંભળવાને ચાહતો નથી. તેણે મારૂં અને તેનું જીવન રદ કર્યું છે. તેને તો હવે ભૈરવની સમક્ષ લઇ જઇ અગ્નિકુંડમાં હોમી દ્યો એટલે પત્યું.” ભૈરવાચાર્ય વિશેષ બોલે એટલામાં તો તેની નજીક બેઠેલા પ્રાણશંકરે તેને ખેંચી નીચે બેસાર્યો. ભૈરવાચાર્યના શબ્દોથી સઘળાએ હાષ્ય કર્યું. વૃદ્ધ પુરૂષે મનહર સામે જોઇ પૂછ્યું. “ મનહર ! આને હવે શી શિક્ષા કરવી ?”

“તેના કાપીને કટકેકટકા કરવા જોઇએ. તેણે અમને દુઃખ દેવામાં કંઇ કસર રાખી નથી.”

“ વારૂ ધર્મસિંહ તમે શું કહો છો ?”

“ જે જુલમગાર રાજાએ એક સુખી રાજાને ભીખારી બનાવી તેની સમક્ષ તેના પ્રધાનની પુત્રીપર અત્યાચાર ગુજાર્યો; અને જેને વને-વન રઝળતો કર્યો, તેના પ્રાણ ભયાનક રીતે પરહરવાની તેની તિવ્ર ઇચ્છા હોય એમાં શું નવાઇ, હું મારી સમશેર વડેજ તેના શિરને જમીનપર રઝળતું કરી, મારા વૈરની વસુલાત કરવા ઇચ્છું છું.”

“ બરાબર છે, બરાબર છે, એમજ થવું જોઇએ.” સઘળી સભા બોલી ઉઠી.

તે પછી વૃદ્ધે કુમારને પૂછયું, “પુષ્પાયુધ! તારો શું વિચાર છે?”

“હું આપની આજ્ઞાને આધિન છું.” રાજકુમારે જણાવ્યું.

“આપના પ્રયાસથીજ સૌ સારૂં થયું છે. જાલીમસિંહનો છેવટનો નિર્ણય તમારા હાથેજ થવો જોઇએ.” સર્વેએ અનુમતિ દર્શાવી.

“મેં એમાં કંઇએ કર્યું નથી. કરનાર નારાયણ છે. તેમાં મનુષ્ય રૂપે વિશેષ કરનાર તો એક ભલી બાળા છે. તેની મહેનતથીજ આપણો વિજય થયો છે.” વૃદ્ધે કહ્યું.

“તે વીરબાળા કયાં છે? તેને અત્રે બોલાવો.” સભા ગર્જી ઉઠી.

“બ્હેન! બહાર આવ.” વૃદ્ધ પુરૂષે બૂમ મારી. તરત ભેદભરેલી રમણી ચકમાંથી બહાર નીકળી સભામાં આવી ઉભા રહી. સઘળા તેની સામે જોઇ રહ્યા. વૃદ્ધ પુરૂષે તેને કહ્યું,” બ્હેન! આ જાલીમસિંહનું હવે શું કરવું છે?”

રમણીએ કહ્યું,” જો તેનો ભાર મારા મર મૂકતા હો તો હું તેને જીવતદાન દેવાને ઇચ્છું છું. ન્યાયી નૃપતિનો પણ એજ ધર્મ છે. તે હવે પસ્તાય છે, તે તમારા શરણમાં છે. તેને અભયદાન દઇ નીતિને રસ્તે ચઢાવવો એ આપણી ફરજ છે; અને તે સાથેજ આપણને મદદગાર થઇ પડેલી વિષકન્યાનું પણ ભવિષ્ય વિચારવાનું છે.”

તે બોલતી બંધ થઇ. સઘળાએ તેને અનુમોદન આપ્યું, જાલીમસિંહ પ્રથમ તેને પગે પડી, પછી દરેક રાજાઓને નમ્યો. તેણે ધર્મસિંહની ક્ષમા યાચી. ધર્મસિંહે તેને ક્ષમા આપી પોતાની જોડે બેસાર્યો. તે પછી વૃદ્ધ પુરૂષે જાલીમ પ્રત્યે કહ્યું,” તું આને ઓળખે છે કે?”

“ના, પ્રભુ! તે દિવ્ય બાળા કોણ છે?” જાલીમે પૂછયું.

“તેં જે સરદારનું ખૂન કરી તેની પુત્રીને પકડી આણી કેદ કરી હતી અને તે છેવટે પુષ્પાવતીની સાથે ગઇ હતી; તે આ વિમળા છે.” વૃદ્ધ પુરૂષે કહ્યું.

સઘળી સભા આશ્ચર્યમાં ગરકાવ થઇ ગઇ. વિમળાએ મુખ પર લગાડેલો કૃત્રિમ રંગધોઇ નાખી સઘળાને નમન કર્યું, સઘળાએ તેને અત્યંત ધન્યવાદ દીધો. તે પછી સઘળાએ વૃદ્ધ પુરૂષને પોતાનો પરિચય કરાવવાની વિનંતી કરી. વૃદ્ધ પુરૂષે મુખ ગંભીર રાખી કહેવા માંડયું, " હું રાજગુરૂ છું; મારૂં નામ હરિશ્ચંદ્ર છે; મને આ ભૈરવાચાર્યની આજ્ઞાથી જાલીમસિંહે યુક્તિ પૂર્વક પકડાવી મંગાવી મારા એના હાથમાં સોંપ્યો હતો. હું પ્રભુ કૃપાએ બચી યોગબળથી દુષ્ટોને અનેક ચમત્કાર દેખાવી છેવટે વિજય પ્રાપ્તિમાં ફતેહમંદ થયો છું." સઘળા ગુરૂને ઓળખી નમી પડયા. જયજયકાર થઇ રહ્યો. તે પછી બીજે દિવસે મધુપુરમાં ભારે ધામધુમ સાથે પુષ્પાયુધને રાજ્યાભિષેક કર્યો. પુષ્પાયુધ પુષ્પાવતીને મળી આનંદ પામ્યો. ધર્મસિંહને તેના રાજ્ય ઉપરાંત બીજાં ગામ મળ્યાં. મદદકર્તાઓને સંતોષવામાં આવ્યા. તે પછી મનહર અને વિમળાનું લગ્ન થયું, એક બીજાને ચાહનારાં સુખી થયાં. તેને મોટી જાગીર મળી. તે સાથે તેણે સેનાપતિપદ ધારણ કર્યું. ભૈરવાચાર્ય ભૈરવના મંદિરમાં પ્રાણશંકર સાથે રહી ધર્મનીતિનો બોધ કરવા લાગ્યો, અમરસિંહ, પુષ્કરરાજ વગેરે રાજાઓ પોતપોતાના માણસો લઇ પોતાના નગર પ્રત્યે ચાલ્યા ગયા. જાલીમસિંહ વિષકન્યા સાથે એક મહેલમાં રહી પ્રભુનું ભજન કરી નીતિમય જીવન ગુજારવા લાગ્યો. વૃદ્ધ પુરૂષ પુષ્પાયુધ પાસે રહી રાજનીતિ શીખવાડી નવા રાજાની કીર્તિ પ્રસરાવવા લાગ્યો. અંતમાં જણાવવાનું એજ કે જે મનુષ્ય હદ ઉપરાંત વર્તન કરે છે, તે આખરે દુઃખી થઇ પસ્તાય છે. આપણામાં એક જુની કહેવત છે કે " અતિશયમાં મઝા નથી " માટે સૌએ સંતોષ માની સુમાર્ગે જીવન વ્યતિત કરી મનુષ્ય જન્મની સાર્થકતા કરવી જોઇએ. પરમકૃપાળુ પરમાત્મા સૌની બુદ્ધિ સારી રાખે એજ અમારી અંતિમ્ પ્રાર્થના છે.

## સમાપ્ત.

# અગાઉથી આશ્રય આપનાર ગૃહસ્થોનાં મુબારક નામ.

૫ બુકસેલર કાલીદાસ એન્ડ મકનજીભાઇ.
૫ બુકસેલર જેસુખલાલ હીરાચંદભાઈ.
૨ બુકસેલર સી. હીમતલાલની કું.
૨ એમ. જી. દુવારકાંદાસ.
૧ અરજુનભાઇ કલાભાઇ.
C/O કંન્ટ્રાકટર કલાભાઇ સવાભાઇ.
૧ અલ્લીદીન મુસ્સાભાઇ C/O મેમન જમાત
૧ એનાનજીભાઇ C/O ધી કરીમભાઇની કું.
૧ અબદુલ્લકાદર હીપતુલ્લાજી.
૧ ઠક્કર અમીચંદભાઇ વાલજીભાઇ.
૧ કુમારશ્રી અહમદખાન રસુલખાન સાહેબ.
૧ અબદુલ્લ રહીમ સુલતાનભાઇ
C/O ગીગા સુમારભાઇ.
૧ એસ. કેશવજીભાઇ.
૧ કુમારશ્રી આણંદસંગજી દેવસંગજીભાઇ.
૧ પીટર કાથડજી ઉનડજીભાઇ.

૧ એમ. એફ. મુરીલીવાલાભાઇ.
૧ અખંડ સૌભાગ્યવંતાં જ્ઞાનકુંવરબા સાહેબ.
૧ એમ. એમ. બ્રધર્સની કું.
૧ એમ. એન. શાહ મેનેજર.
૧ કચ્છી ઇબરાહીમભાઇ ગોવાભાઇ.
૧ ઇશ્વરલાલ બી. આઇયા કરાંચીવાલા.
૧ તાલુકદાર મલેકશ્રી દાદાસાહેબ ઉમરખાનજી.
૧ કુમારશ્રી ઇબરાહીમખાનજી ગંભીરખાંનજી સાહેબ.
૧ કુંવરજી દામોદર ખીમજીભાઇ.
૧ ઠક્કર કરમસીભાઇ મોરારજીભાઇ.
૧ શેઠ કેશવલાલ મોનદાસભાઇ.
૧ પરી કૃષ્ણલાલ છોટાલાલભાઇ.
૧ કુંદનમલ મગુમલભાઇ ભાટીયા.
૧ કુંવરજી જી. જોશી. C/O આર. કે. ઓઇલ મીલ.
૧ જોસી કેશવજીભાઇ વાઘજીભાઇ.

૧ ગંગા સ્વરૂપ નામદાર બાસાહેબ શ્રી ધ્રાંગધ્રાવાળા.
૧ ગોપાળજી મકનજીભાઇ દેસાઇ.
૩ ગલજીભાઇ લખમણભાઇ.
૧ ગુલામહુસેન ઇસમાઇલભાઇ C/O ઇસ્માઇલ મોમદભાઇ.
૧ વકીલ ગીરધરલાલ મોરારજીભાઇ.
૧ ગુંસાઇ ગુલાબગર માનગીર.
૧ પરમાર ગગુભા પરતાપસંગ.
૧ ખારવા ચુનીલાલ મોહનલાલભાઇ.
૧ શાહ. ચુનીલાલ જેઠાલાલભાઇ.
૧ ઠાકોર છીતાભાઇ વીરમભાઇ.
૧ દા. જીવણદાસ વલભદાસભાઇ.
C/O રામદાસ ડોસાભાઇ.
૧ ગાંધી જમનાદાસ કાળીદાસભાઇ.
૧ પટેલ જમનાદાસ છગનલાલ વાસણાવાળા
૧ શ્રી જૈન પુસ્તક ભંડાર ઓફીસના મેનેજર સાહેબ.
૧ જીવણભાઇ ગોવીન્દભાઇની કું.
૧ જાદવજીભાઇ દામજીભાઇ.
C/O હરગોવનદાસ મોહનલાલ.
૧ શાહ જેઠાલાલ પી. નોબરદાસ.
૧ શાહ જેતશી દેવજીભાઇ.
૧ શેઠ જુસબ આમદભાઇની કું.
૧ ઠક્કર જમનાદાસ લાલજીભાઇ.
૧ જે. એમ. અબદુલ્લ કાદરભાઇ;
૧ પોષ્ટમેન જગુજી પારખાનજી.
૧ શેઠ જમનાદાસ ગીરધરદાસ.
૧ તુલશીદાસ જમનાદાસની કું.
૧ કાછીયા ત્રીકમલાલ ભીખાભાઇ.
૧ તુલશીદાસ રામદાસભાઇ.
૧ શાહ દામજીભાઇ ઘેલાભાઇ મુલજીભાઇ.
૧ દીપસંગજી જીજીભાઇ પોલીસ પટેલ.
૧ દાદુભાઇ અભરામભાઇ.
૧ ગુંસાઇ દલેલગીર વીરગીરભાઇ.
૧ ડુંગરસીભાઇ કેશવજીભાઇ.
C/O ધનજીભાઇ મોરારજીભાઇ.
૧ દોરાબજી એદલજીભાઇ મેવાવાળા.

૧ દામજીભાઇ ગોવિન્દજીભાઇ
૧ જસરાજભાઇ હીરારામ.
C/O ઉકારદાસ મહેતા.
૧ મીસ્ત્રી નરોતમદાસ લલ્લુભાઇ.
૧ દેસાઇ નરોતમભાઇ વસનજીભાઇ.
૧ ભાઇ નજરઅલ્લી ઇબરાહીમભાઇ
લીંમડીવાળા.
૧ નાનાભાઇ પીયરજીભાઇ C/O એ. એચ.
જી. વાજીની કું.
૧ નુરદીન સુલેમાનભાઇ C/O વોરા સુલેમા-
નજી મામદભાઇ.
૧ મોદી નરોતમદાસ તુલસીદાસ.
૧ શાહ નગીનદાસ દુલભજીભાઇ,
૧ નરેન્દ્રરાય નટવર લાલભાઇ દીવેટીયા.
૧ નાથાલાલ કામદાર સાહેબ.
૧ મી. નવરોજજીભાઇ.
૧ ધી મહેરઅલ્લીભાઇની કું.
૧ શાહ પરસોતમભાઇ હંસરાજભાઇ.
૧ કુમારશ્રી પ્રતાપસિંહજી સાહેબ વડોદરાવાળા.

૧ પોપટલાલ પરભુદાસ એન્ડ કું.
૧ પ્રભાશંકરભાઇ રામેશ્વરભાઇ ધોળામાસ્તર.
૧ કુમારશ્રી પૃથુરાજ કેશરીસિંહજી સાહેબ
દેવલીયા તાલુકદાર.
૧ પિતામ્બરદાસ પુજપરમાનંદદાસ કંદહારી.
૧ પીરશ્રી શકુર કાજી -આમદમીયાં મોતીમીયાં
કાદરી સાહેબ.
૧ ધી અલ્લાના બ્રધર્સની કું.
૧ કુમારશ્રી બાળસિંહજી કલ્યાણસિંહજી સાહેબ.
૧ ઠક્કર એચરજી માધવજીભાઇ.
૧ કુમારશ્રી ભવાનસિંહજી જીતસિંહજી સાહેબ.
૧ વિપ્ર ભક્તિપ્રસાદ ભવાનીશંકરભાઇ.
૧ ભાઇચંદભાઇ હીરાચંદભાઇ C/O કાનદાસ
વીઠ્ઠલદાસ.
૧ ભુરાભાઇ ભવાનદાસ.
૧ ઓઝા ભગવાનજી અજરામરભાઇ માસ્તર.
૧ પટેલ ભીમભાઇ જીવનભાઇ.
૧ પંડ્યા ભોગીલાલ નાથાભાઇ.
૧ બાલુ ભગુભાઇ વીરાભાઇ.

૧ મહમદમેધીડાવાળા થારેઆડોપણભાઇ
૧ કુમારશ્રી મુસ્તુનીખાંનજી જોરાવરખાંન
સાહેબ બાબી.
૧ ભટ મંગળજી ભગવાનજીભાઇ.
૧ મહમદહુસેન પલનાયકભાઇ.
૧ મોહનલાલ વિ. દેવજીભાઈ કારીયા.
૧ ભટ મોતીરામ દેવજીભાઇ.
૧ મોહનલાલ હરીભાઇ
૧ મહમદ અલ્લી ઇસ્માઇલભાઇ.
c/o વલ્લીભાઇ નજરઅલ્લી ઉનવાલા.
૧ પંડયા મુળશંકર લાભશંકરભાઇ.
૧ મોમદકાસમ બાળા c/o મી. ઇ. આઇ.
દાવજીભાઇ.
૧ દેસાઇ મણીભાઇ દયાળજીભાઇ,
૧ ગાંધી મગનલાલ મોતીરામ.
૧ પટેલ માધુભાઇ પરભુદાસ.
૧ મોહમદઅલ્લી અબદુલ્લાભાઇ c/o અબદુલ્લ
હુસેનજી વાજીની કું.
૧ દેસાઇ મગુજીભાઇ મણીભાઇ.
૧ દેસાઇ મગનલાલ દયાળજીભાઇ.
૧ ઠક્કર માવજીભાઇ પરસોતમભાઇ.

૧ લવાર મગનલાલ ભવાનદાસ.
૧ મોહનલાલ રણછોડદાસ.
૧ ગોરી માધવજીભાઇ નારાણ કંન્ટ્રાકટર.
૧ શાહ માધવજીભાઇ તારાચંદભાઇ.
C/o કરશનદાસ નારાણજીભાઇ.
૧ શાહ મગનલાલ ફકીરચંદભાઇ.
૧ રણછોડદાસ મુરારજી કાનજીભાઇ.
૧ કુમાર સાહેબ શ્રી રણજીતસિંહજી સાહેબ.
૧ રણછોડદાસ વલ્લભદાસભાઇ.
૧ બાવા રતીગર આણંદગર.
૧ કુમારશ્રી રામસિંહજી સાહેબ;
૧ કુમારશ્રી રણજીતસિંહજી માનસિંહજી સાહેબ.
૧ દેસાઇ રતનજી હરીભાઇ.
૧ રણછોડદાસ મુરારજીભાઇ.
૧ વીઠલદાસ કીસોરદાસ સીખરી.
૧ વીઠલરાય નાનારાય ઉપાધ્યાય નારદીરપુકર.
૧ વાઘજીભાઇ જેઠાભાઇ.
૧ મી. વાડીલાલ સુંદરજીભાઇ.
૧ ધી જૈન વિદ્યા વર્ધક લાયબ્રેરીના મેનેજર.
૧ વીરચંદદાસ લવજીભાઇ પટેલ રાજપુરવાલા.
૧ વનેચંદભાઇ પોપટલાલભાઇ જૈન પુસ્તકના
એજન્ટ.

૧ ગોસાંઇ જસરામભારથી આણુંદભારથી.
૧ વીઠલરાય ભુરાભાઇ પાનવાલા.
૧ ઠક્કર વાલજીભાઇ જેઠાભાઇ.
૧ સીવાભાઇ કુલાભાઇ.
૧ શાહપુરજી મનચેરજી કાટપીટીયા.
૧ મી. સીવલાલભાઈ.
૧ હરીદાસ રઘુભાઇ કમ્બ્ધી કંટ્રાકટર.
૧ ઠા. હિંમતસિંહ ભારતસિંહજી સાહેબ.
૧ સોની હરગોવનદાસ કરશનદાસ મોરીસવાલા.
૬ હરીદાસ ઇંદરજીભાઇ ભાટીયા.
૧ હાતીમભાઇ ગુલામહુસેન.
૧ કુમારશ્રી અરજુનસિંહજી સાહેબ.
૧ રાજ્ય મંત્રીશ્રી બા. મા. સાહેબ.
અજામખા સાહેબ.
૧ અહમદભાઇ મહમદભાઇ.
૧ ઠાકોરશ્રી અમરસિંહજી સાહેબ.
૧ અખંડ સૌભાગ્યવંતાં જ્ઞાનકુંવરબા સાહેબ.
૧ કુમારશ્રી અહમદખાનજી સાહેબ.
૧ વાંસદીયા ઉમેદસંગ નાગજીબાવા.
૧ ઉમરખાં સરદારખાં સાહેબ.

૧ દરબારશ્રી વાળા ઉનડરાણા સાહેબ.
૨ ઉદેસીરાણા પ્રાઇવેટ સેક્રેટરી.
૧ ઠાકોરશ્રી કિસોરસિંહજી ઉદેસિંગજી સાહેબ.
૧ કરશનસિંહજી પૃથુસિંહજી સાહેબ.
૧ દરબારશ્રી કરણસીંગજી ભગવતસીંહજી.
૧ ખાનશ્રી કેશરખાનજી ફતેખાનજી.
૧ ખાનશ્રી કમાલુદીન ખાનજીભાઇ.
૧ કુંવરબા સાહેબ છબસિંહજી.
૧ મે. રાણાશ્રી કલ્યાણસીંહજી સાંભાઇ દરબાર.
૧ જુવાનસિંહજી જસવંતસિંહજી સાહેબ.
૧ બાશ્રી વસંત કુંવરબા સાહેબ.
૧ કુમારશ્રી ગોપાળસિંહજી રામસિંહજી સાહેબ.
૧ બાસાહેબ ગુલાબકુંવરબા સાહેબ.
૧ કુમારશ્રી ગજેન્દ્રસિંહજી ખુમાનસિંહજી સાહેબ
૧ કે. વાય. ગોખલે C/O હજુર સેક્રેટરી.
૧ રાણા ગમાનસંગજી જેસંગજીભાઇ.
૧ ગંગાસ્વરૂપ નામદાર બાસાહેબશ્રી.
૧ ઠાકોર ચંન્દ્રસિંહજી ગુલાબસિંહજી સાહેબ.
૧ મહારાણા ચંદનસિંહજી ભારથસિંહજી.
૧ ધી. મેલ્મસ ફોર્ડ ગુજરાતી મીત્રમંડળ.
૧ કુંવરબા સાહેબ છત્રસિંહજી સાહેબ.

૧ છોટાલાલ કામદાર સાહેબ.
૧ ધી મે. જેસુખરામ લક્ષ્મીરામભાઇ
૧ જાડેજા ડોસાજી સુગરામજી સાહેબ.
૧ ઠાકોરશ્રી દાનસંગજી સીગરામજી સાહેબ.
૧ મે. ઠાકોર સાહેબ દેવસિંહજી સાહેબ.
૧ મે. દરબારશ્રી વખતસિંહજી સાહેબ.
૧ ધી મહારાજા સાહેબ ધરમપુરવાળા.
૧ નામદાર ઠાકોર સાહેબ ચુડાવાલા.
૧ મહારાણા કુમારશ્રી નરસિંહજી દેવજીભાઇ.
૧ છાછટીયા નારાણસંગજી પહાડસંગજી.
૧ નાથાલાલ કામદાર સાહેબ ફોજદાર.
૧ નેકનામદાર ઠાકોર સાહેબ બહાદુર ચંકુવાલા.
૧ કુમારશ્રી નારાણસંહજી સામતસિંહજી.
૧ કુમારશ્રી પરતાપસિંહજી નારાણસિંહજી સાહેબ
૧ વાઘેલા પરતાપસિંહજી નાથુબાવા.
૧ મહેરબાન પીરજાદા મોટામીયાં સાહેબ.
૧ જાડેજા પસાભુભા કાલુભા સાહેબ.
૧ ઠાકોર ફતેસિંહજી દામજીભાઇ.
૧ ઠાકોર ફતેસિંહજી પ્રતાપસિંહજી.
૧ બસીયા રૂખડ વાઘાભાઇ.
૧ દરબારશ્રી બાળસિંહજી રાયસિંહજી.

૧ બાસાહેબ હાજીબા સાહેબ.
૧ બહાદુરસીંહ ગુમાનસીંહ ઠાકોર સાહેબ.
૧ કુમારશ્રી બાળસિંહજી કલ્યાણસિંહજી.
૧ કુમારશ્રી ભવાનસિંહજી દાદુભા સાહેબ.
૧ કુમારશ્રી ભરતસિંહજી સાહેબ.
૧ ઠાકોર ભારથસિંહજી દાજીબાવા.
૧ મહેરબાન દરબારશ્રી ભુપતસિંહજી ભીમજી.
૧ મહેરબાન દરબારશ્રી ભાણોદસા સાહેબ.
૧ ઠા. બિજયસિંહ વખતસિંહ સાહેબ.
૧ સરદારશ્રી માનસિંહજી નથુજીભાઇ.
૧ નેકનામદાર મહારાજા સાહેબ મોહનજી દેવજી રાણા રાજા સાહેબ.
૧ ખડીયા દરબારશ્રી મહમદખાનજી ફતેખાનજી સાહેબ.
૧ ઠાકોર મોતીસિંહજી પરભાતસિંહજી,
૧ ઠાકોર મોતીસિંહજી પરતાપસિંહજી સાહેબ.
૧ ઠાકોર મહમદમીયાં જીતામીયાં સાહેબ.
૧ મહમતશ્રી પ્રતાપગીરજી સાહેબ.
૧ સરદારશ્રી માનસિંહજી નથુજી સાહેબ.
૧ રાણાશ્રી મેરૂભા કલ્યાણસંગ.
૧ દુરતમજી માણેકજીભાઇ શરાફ.

૧ હરીરામ લાલસંગજીભાઇ.
૧ પટેલ ધનજીભાઇ જગમાલજી.
૧ એમ. જી. શાહ.
૧ સોની ભીમભાઇ વીઠલદાસ.
૧ લાલજી રતમલભાઇ બીડીવાલા.
૧ રા. રા. નર્સે કૃષ્ણભાઇ.
૧ ફુરસુમલભાઇ દામોદરદાસ.
૧ શાહ ચન્દુલાલ જમનાદાસભાઇ.
૧ જોસી ત્રીકમદાસ લલ્લુભાઇ.
૧ શાહ ગટુલાલ અમૃતલાલભાઇની કું.
૧ કંન્ટ્રાકટર કરશનભાઇ ભીમજીભાઇ.
૧ કુમારશ્રી સિવસિંહજી પ્રતાપસિંહજી સાહેબ.
૧ કણુભાઈ હરીભાઇ C/O હીરજીભાઇ વસરાજભાઇ.
૧ મોતીવાલા કાસમ જાનમોમદભાઇ.
૧ પટેલ છનાઇ શંકરદાસભાઇ મોટા વાઘજીપુરવાળા.
૧ પટેલ ચુનીલાલભાઇ લાલદાસ મોટા વાઘજીપુરવાળા.
૧ ઇસુફઅલ્લી તૈયબઅલ્લીભાઇ.

૧ રાજા લધુભા ખેંગારજીભાઇ.
૧ રામવેગડ પુંજાવેગડભાઇ.
૧ રાધાકરશન રામલાલ હજારી.
૧ કુમારશ્રી રામસિંહજી ગંભીરસિંહજી.
૧ મે. ઠાકોર સાહેબ રવાજી લખાજી.
૧ દરબારશ્રી લધુભા ઉમેદસિંહજી સાહેબ.
૧ દરબારશ્રી વાજસુરવાળા સાહેબ.
૧ સિવસિંહજી અભેસિંહજી સાહેબ.
૧ કુમારશ્રી સિવસિંહજી પ્રતાપસિંહજી.
૧ સેક્રેટરી સાર્વજનિક પુસ્તકાલય સારંગ.
૧ પટેલ ધનાભાઇ હાથીભાઇ.
૧ કુમારશ્રી સજનસિંહજી સાહેબ.
૧ બાસાહેબ શ્રી હાજીબા સાહેબ.
૧ અખંડ સૌભાગ્યવંતાં રાણીસાહેબ. હીમત કુંવરબા સાહેબ.
૧ હયાતભાઈ છોટુભાઇ.
૧ હીમતસિંહજી રાયસિંહજી સાહેબ.
૧ હશનઅલ્લી શરફઅલ્લી.
૧ લાલચંદ ઇશ્વરભાઇ.
૧ સુખલાલ ગલાભાઇ.
૧ મોદી છગનલાલ ખીમચંદભાઇ.

કચરાભાઇ વનમાળીદાસ પુસ્તકાલય તરફથી

નવી પ્રકટ થયેલી સચિત્ર નવલકથાઓ અને

બીજાં ઉપયોગી પુસ્તકોનું સંક્ષિપ્ત

# સૂચિપત્ર.




કચરાભાઇ વનમાળીદાસ પટેલ,

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ

મોટી હમામ—અમદાવાદ.





**KACHRABHAI VANAMALIDAS PATEL.**

BOOKSELLER & PUBLISHER

*Moti Hamam,-AHMEDABAD.*





સને ૧૯૧૭. સંવત ૧૯૭૩

અમદાવાદ.

શ્રી ભાગ્યોદય પ્રિન્ટિંગ પ્રેસમાં જેઠાલાલ દેવશંકર દવેએ છાપ્યું.

સચિત્ર નવલકથા

# લતા અને લલિતા.

## ભા. ૧-૨-૩-૪

### લખનાર, ચુનીલાલ વર્ધમાન શાહ

લતા અને લલિતા એ બ્હેનો હોવા છતાં જૂદા જૂદા રંગ ઢંગમાં અને જૂદા જૂદા સ્વભાવની માતાઓના સહવાસમાં ઉછરવાથી તેમનામાં જે ફરક જોવામાં આવે છે તેનું દિગ્દર્શન આ નવલકથામાં કરી શકાય છે. અંગ્રેજ કુમારિકાના પ્રેમદર્શનથી હિંદુ છોકરી ઉપર કેવી અસર થાય છે, કેળવાયેલા પુત્રને ચોક્કસ કુમારિકા સાથે પરણવાની ફરજ પાડનાર પિતા તેનું કેવું માઠું પરિણામ મેળવે છે અને રાજવંશીઓમાં કેવી કેવી ભિન્ન ભિન્ન પ્રકૃતિઓ જોવામાં આવે છે તે સઘળું તેના પ્રથમ ભાગમાં આવે છે. બીજા ભાગમાં વાર્તાના નાયકનું એક વાનપ્રસ્થ જોગીરાજ સાથેના સહવાસનું તથા સૂર્યસિંહ શોભના અને રમાના સ્નેહદર્શનનું ચિત્ર આવે છે. સ્વર્ગમાંથી નંદિનીના પત્રો વાંચવા જેવા છે અને તે વાંચકને પરલોકનું ભાન કરાવે છે. વાર્તાનો દરેક ભાગ અત્યંત રસિક છે અને ચારે ભાગોમાં **સુંદર ફોટોગ્રાફિક ચિત્રો આપવામાં આવ્યાં છે.** સુંદર છપાઇ, ઉંચા કાગળ, પાકું સોનેરી સુશોભિત પૂઠું, દરેક ભાગનાં પૃષ્ઠ ૨૦૦. કિમ્મત દરેક ભાગની ૧-૦-૦ મુજબ રૂ. ૪-૦-૦

અત્યુત્તમ ઐતિહાસિક નવલકથા

# કાશ્મીર અને કેસરી

## (બીજી આવૃત્તિ)

લેખકઃ—ચુનીલાલ વર્ધમાન શાહ

જે સમયે યુરોપ-કેસરી નેપોલિયન બોનાપાર્ટ પોતાની વીરતાથી આખા યુરોપને ગજાવી-ધ્રુજાવી રહ્યો હતો, તેજ સમયે હિંદુસ્તાનમાં પંજાબ-કેસરી મહારાજા રણજીતસિંહનું નામ ગાજી રહ્યું હતું. રણજીતસિંહને અફઘાનો સાથે ઘણીવાર ઝપાઝપી થઇ હતી અને કાશ્મીર પ્રાન્તને માટે તો ચાર વાર સ્વારીઓ લઇ જવી પડી હતી, જેમાં છેલ્લી સ્વારીમાં વિજય પ્રાપ્ત થયો હતો, અને તે વિજય એટલો તો દૃઢ હતો કે પુનઃ અફઘાનો રણજીતસિંહના જીવન કાળપર્યંત કાશ્મીર સામે ઉંચું માથું કરીને જોઇ શકયા નહોતા. રણજીતસિંહની વીરતા, દીવાન હરિદાસની દેશભક્તિ, સહજારામનું શૌર્ય, મહેશ્વરની દીનતા, કનકપ્રભાની કરૂણાજનક સ્થિતિ ઇત્યાદિ આકર્ષણીય ચિત્રોને એવી સુંદર રીતે આલેખવામાં આવ્યાં છે કે વાંચકની જિજ્ઞાસા એક પછી એક પ્રરણ વાંચવાને ઉશ્કેરાતી જાય તેમ છે. પૃષ્ઠ ૨૫૦ પાકું પૂઠું કીમત રૂ. ૧.

કચરાભાઈ વનમાળીદાસ પટેલ

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ

મોટી હમામ-અમદાવાદ

જુની આંખે નવો તમાશો ! ચાલુ જમાનાનો યથાર્થ ચિતાર !

સચિત્ર સામાજિક સર્વોત્તમ નવલકથા

# આજકાલનું હિન્દુસ્તાન

અથવા

## મારણહારક મૃગજળ

કર્તા:--રા. નારાયણ વિસનજી ઠક્કુર

ચાલુ સમયમાં ચાલતા નીંદ્ય સુધારા, ગાડીવાડીના વૈભવ ખાતર ગમે એવા શ્રીમંત પતિ મેળવવાની લાલસા, શ્રીમંતોનાં મૃત્યુ સમયે થતા વીલના કલ્પનામાં પણ ન આવે એવા બનાવોથી ભરપૂર નવલકથા. પ્રણયદર્શન, વિકાર અને વિવેક, સુધામાં હલાહલ, શરીફ બદમાશોની ટોળી, સત્યનિષ્ઠા, અબળાનું સાહસ, ભયંકર પ્રપંચજાળ, નિશાચરોનો ગૃહપ્રવેશ, ગુલાબની પ્રેમપત્રિકા, ભાગિરથીની ભયંકરતા, અધ:પાતનો આરંભ, કપિંજલાનો કાળ અને સુલોચનાની અદ્રશ્યતા વગેરે પ્રકરણો વાંચતાં તમે જુની આંખોએ નવીન તમાશો જ જોઇ શકશો. પૃષ્ઠ સંખ્યા લગભગ ૩૨૦, **ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો**, પાકું રૂપેરી પૂઠું; છતાં કિમ્મત માત્ર રૂ. ૧-૮-૦

લખો:—

**કચરાભાઇ વનમાળીદાસ પટેલ,**

બુકસેલર એન્ડ પબ્લીશર

મોટી હવેલી—અમદાવાદ

